## આશિર્વચન.

અનુષ્ટુપ.

વિશ્વપાલક વિશ્વાત્મા, વિક્ટોર્યાને સુખી કરો;<br>
ચિરાયુ સંતતી સાથે, શાંતિઃ શાંતિઃ સદા રહો.

વ્યાસ પ્રાણજીવન.



HER IMPERIAL MAJESTY THE QUEEN EMPRESS OF INDIA.
JUBILEE 1887.

HORMUSJI SORABJI & CO.

રાજ તેજોમયી

# મહારાણી શ્રી વિક્ટોરિયાનું જીવન ચરિત્ર.



કેન્સિંગ્ટન પેલેસ.

ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસ.

# LIFE OF

# HER MOST GRACIOUS MAJESTY

# The Queen-Empress

BY


**ICHHARAM SURYARAM DESAI,**

EDITOR OF THE "*Gujarati.*"


[With 6 Illustrations]

*"Her Court was pure, her life serene;"*
*"God gave her peace, her land reposed;"*
*"A thousand claims to reverence closed"*
*"In her as Mother, Wife, and Queen."*

TENNYSON.




Bombay:

"GUJARATI" PRINTING PRESS

1887.

રાજતેજોમયી

# મહારાણીશ્રી વિક્ટોરિયાનું જીવનચરિત્ર.

રચનાર

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ,

“ગુજરાતી” ના અધિપતિ.

[ચિત્રો સાથે.]

---

मतिमान्यमंत्रिनिवहा। राज्ञी रक्ता प्रजासु सद्धणी॥
सुयशाभूषणनीतिसखी। रक्षतिसुचिरं हरेःकरुणयाऽहो॥

पंडितश्री गट्टुलालजी.

---

મુંબઈ:

“ગુજરાતી” પ્રિંટિંગ પ્રેસ.

૧૮૮૭.

TO

HIS EXCELLENCY,

LORD REAY,

L.L.D., K.C.I.E.

GOVERNOR OF BOMBAY,

THIS

LIFE IN GUJARATI

OF

HER MAJESTY THE QUEEN,

EMPRESS OF INDIA

IS

WITH SPECIAL PERMISSION

**MOST RESPECTFULLY**

DEDICATED

WITH SENTIMENTS OF THE DEEPEST LOYALTY AND DEVOTION.

મોટા દરજ્જાના અમીરાં

# લૉર્ડ રે સાહેબ

એલ.એલ.ડી., કે.ટી.સી.આઈ.ઈ.

મુંબઇના નામદાર ગવરનર સાહેબને

રાજભક્તિ અને અભિનિવેશના પૂર્ણભાવથી

**શ્રીમતી પ્રૌઢપ્રતાપી મહારાણી**

**કૈસર-એ-હિંદનું**

આ

ગુજરાતી જીવન ચરિત્ર,

તેમની ખાસ આજ્ઞાથી

અતિ સત્કારપૂર્વક

અર્પણ કીધું છે.

# PREFATORY NOTE.

As this humble attempt is intended mainly for the Gujarati-reading public, hardly any-thing is needed by way of an English Prefatory Note. Lord TENNYSON has done justice to Her Majesty in the lines quoted on the Title-page and no words of mine can give any-thing like an adequate expression to the feelings of loyalty and reverence which animate every loyal Indian subject of Her Majesty. In the following pages I have endeavoured to trace the story of Her Majesty's life after consulting all available sources of information and I have tried to deal, as fully as the size of the volume could allow, with the inner life of the Sovereign. "Through years of change and revolution, of wars and tumults, Her Majesty has conspicuously manifested the influence and power of virtue and borne a name untouched by any suspicions and unblemished by any reproach." Her reign is coeval with the most wonderful progress the world has made, while India has advanced by leaps and bounds under its glorious auspices. With much of this progress and with the moral and material advancement of this country in particular, the name of Her Majesty will for

ever be associated, while the noble Proclamation of 1858–India's Magna Charta-which owes so much of its kindly tone and language to the gracious intervention of Her Majesty personally, will for ever be cherished with feelings of heart-felt obligation.

"God Save the Queen."

*Bombay,*
*June* 1887

*I. S. Desai.*

# ઉપોદ્ઘાત.

ભરતખંડની પ્રૌઢ પ્રતાપી શ્રીમતિ મહારાણી શ્રી વિક્ટોરિયાને સિંહાસનારૂઢ થયાને આવતી તા૦ ૨૦મી જુને ૫૦ વર્ષ પૂરાં થાય છે, તે શુભ ટાંકણે, ગુર્જર પ્રજાજન સમક્ષ, તે દેવીનું પૂર્ણ રસમય ચરિત્ર ધરવાની યોગ્ય તક છે, એમ નિશ્ચય થયા પછી આ ચરિત્ર ગુર્જર પ્રજા અતિપ્રેમાદરથી વધાવી લેશે એને માટે હું નિઃશંક છું. દેવી શ્રી વિક્ટોરિયા તથા તેના સ્વર્ગવાસી પતિ આલબર્ટના આખા ભરતખંડની સકળ પ્રજાપર બહુ ઉપકાર થયાછે. રાણીશ્રીનું ભરતખંડનું રાજ્ય બહુ યશસ્વી નિવડયું છે. એ દેવી પ્રત્યે પ્રજાનો પૂર્ણ પ્રેમ અને મોહ-મમતા-ઉચ્ચાભિલાષ- છે એ તેના પ્રત્યે, તેના પુત્રપૌત્ર પ્રત્યે અને ઇંગ્લંડ પ્રત્યે પ્રજા જે બહુ મોટી પ્રેમ—લાગણી દર્શાવિછે તેપરથી સિદ્ધ થયેલુંછે.

જેના રાજ્યમાં કદી સૂર્યાસ્ત થતો નથી તેવી વિજયવંત દેવી વિક્ટોરિયાની ગણના મહાપુરૂષમાં થઇ શકેછે. મહાપુરૂષોના ચરિત્રોમાંથી ઘણું ઘણું શિખવાનું હોય છે—તેની પ્રજાસ્થિતિ, વેપાર સમૃદ્ધિની આબાદી, દેશી લોક ને પરદેશી લોકની ધર્મઆચારાદિ સંબંધે જૂદા જૂદા વિચારો છતાં ઐકયતા, ને તેવા જૂદા જૂદા વિચારો છતાં તેના રાજકાર્યોમાં કયા પ્રકારે સહાયતા આપી એ સઘળું શિક્ષણીય તાદૃશ્ય છબીરૂપ મળી આવે છે; અને તે સાથે તેના કર્તવ્યકર્મપરથી અનેક પ્રકારના સુખ દુઃખના દૃષ્ટાંતો, સદ્ગુણ, ઉદ્યમ, બુદ્ધિ ને સ્વાર્થ પરમાર્થનાં કર્તવ્યો એ સર્વે દર્પણ માફક પ્રત્યક્ષ દેખાઇ આવે છે. દેવી વિક્ટોરિયાનું આ જીવનચરિત્ર ઘણા ઘણા બનાવોથી અલંકૃત છે, ને જે દેવીના રાજ્યમાં ભરતખંડે પોતાની ગુલામગીરીની બેડી તોડીને સ્વતંત્રતાની લહેરોનો પૂર્ણ આનંદ લહાવો લેવા માંડયોછે; જે દેવીના શી-

તળછત્ર નીચે પ્રજાને ન્યાય ને સંરક્ષણ મળ્યું જાય છે, વેપાર, કળા, સમૃદ્ધિ, બુદ્ધિ, કેળવણી, વિદ્યાજ્ઞાન અને સૌથી મોટી વિચારશક્તિ વધતી જાય છે, તે દેવીના રાજકાળનું ચરિત્ર ચિત્ર, તેઓ સુખવૈભવ અને આનંદકાળ કેમ નિર્ગમન કરતાં હતાં, ને એક પુત્રી તરીકે, એક રાજકર્તા રાણી તરીકે, એક પત્ની તરીકે, એક માતા તરિકે, કેવા પ્રકારે પોતાનો પવિત્ર ધર્મ અદા કીધોછે તે સર્વનું યથાસ્થિત દર્શન આ ચરિત્રમાંથી કરાવવા એની રચના થઇ છે. ભરતખંડ કેટલીક બાબતમાં–તેમાં ખાસ કરીને ૧૮૫૮ના પ્રૌઢ ઢંઢેરાના સંબધમાં–રાણીશ્રી તથા સ્વર્ગવાસી રાણીપતિનો મોટો ગુણદાર છે. જો રાણીશ્રી વિક્ટોરિયાએ પોતાની દહલાવના, ભરતખંડની પ્રજા પ્રત્યે તે પ્રસંગે બતાવી હોત નહિ તો આ ઢંઢેરો, તેના હાલના સ્વરૂપમાં, આપણને કદી મળત નહિ. એ સંબંધી તથા એમના સર્વ યશસ્વી કર્તવ્યો સંબંધી યથાસ્થિત ઇતિહાસ જાણવાને આર્ય પ્રજા પાસ કંઇપણ સાધન નહિ હોવાથી તે સાધન આ ચરિત્ર પૂરૂં પાડશે.

રાણીશ્રીનુ ચરિત્ર એ આપણા રાજારાણા તથા સરદારવર્ગને બહુ બોધક છે. એમનો વૈભવ ને રાજકાળજી બંનો સાથે સાથે આ ગ્રંથમાં બતાવ્યાં છે, છતાં મુખ્યત્વ કરીને વૈભવ-ઐશ્વર્ય દર્શાવવા મેં પુરતું મથન કીધું છે. એમના રાજકાજનો ઇતિહાસ જોઇયે તે લખો, તે વિષે બહુ બહુ ભિન્ન વિચાર હશે, પણ એમના સંસાર વૈભવનું દર્શન કરતાં મને બહુ ઉચ્ચો તો પ્રેમ છૂટ્યો કે એનાજેવો વૈભવ આજે ઘણા થોડા રાજારજવાડા–શું યુરોપમાં કે એશિયામાં ભોગવી શકતા હશે. દેવીની પરિણિત જીંદગી એજ તેમનું ખરેખરૂં શિક્ષણીય ચરિત્ર છે, તેમાં જે નૂતન નૂતન જાતની ક્રીડાઓ ને વૈભવ, રાજકાજની ખટપટમાં સામેલ રહેવા છતાં ભોગવી છે, તે જોઇને મને અત્યંત મોહ પ્રાપ્ત થયોછે; અને તેનું યોગ્ય વર્ણન અને પ્રશંસા કરવા માટે મારી પાસે જોઇતા શબ્દો નથી. ગૃહરાજ વિક્ટોરિયાનુંજ! બીજાનું નહિં. ગુર્જર પ્રજાને આ ગ્રંથમાંથી ઇંગ્લંડના રાજારાણીના સંસારસુખ કેવાં છે તેનો પૂર્ણ ખ્યાલ

બાંધવાને બની આવ્યા વગર રેહેશે નહિ. અને તે સાથે, પોતાના શિરપર રાજ્યનો પર્વતભાર છતાં, કુટુંબસુખ અને પ્રાણનાથ આલબર્ટ સાથે સાંસારિક વૈભવ ભોગવવામાં કશીપણ કમી રાખી નથી તે પણ યથાર્થ જણાશે. નવી નવી ઇચ્છા પૂરી પાડવી એ રાજારાણીના લાડ કોડ હોયછે, પણ રાણીશ્રીની ઇચ્છાઓ કોઇપણ રીતે તુચ્છ કે ક્ષુદ્ર નહિ, પણ અતિઘણાપ્રેમીલા–કોડીલા–અતિસૂક્ષ્મ રસજ્ઞતા, મહાત્માને યોગ્ય પ્રૌઢી જોવામાં આવી છે, ને તેથી આ ગ્રંથમાં તેનેજ અનુસરીને ચરિત્ર દર્શાવ્યું છે.

આ ચરિત્ર લખતી વેળાએ, તે જુદાજ ધોરણપર લખવા ધાર્યું હતું–એટલે મુખ્ય કરીને બનાવો ઘણા થોડા લેવા, પણ વૈભવ પ્રતાપ યથાસ્થિત દર્શાવવો. એ નવા ધોરણે લખતાં આમાં એટલો બધો રસ-ચિત્ર દર્શન પુર્યાં છે કે અંગ્રેજી વાંચનારને પણ તે કદાચ જુદાજ પ્રકારે રસ દેશે. અંગ્રેજી ચરિત્રનિરૂપકોએ ઘણા નહાના નહાના બનાવોની પણ નોંધ કરી છે, તે મેં બીલકુલ ત્યજી દીધી છે. મેં ઐશ્વર્ય–વૈભવ–સુખ–આનંદ દર્શાવવા પ્રયત્ન કીધોછે, નહાના બનાવોની નોંધ લેવાનો નહિ, ને તેથી જેટલાં ચિત્રદર્શન આપ્યાં છે તે સઘળાં નવિનજ છે.

રાજ્યના સંબંધના ભિન્નભિન્ન બનાવો ગમે તેવા હોય, ગમે દેશી કે પરદેશીઓ દેવીના રાજ્યસંબંધથી નિરાળાં મતો પ્રદર્શીત કરતા હોય, તથાપિ એ દેવીના સામ્રાજ્યમાં, આગલા રાજાઓને મુકાબલે બહુ મોટાં સુખો સમાયલાં છે–માનવીજ સારાસારથી ઘડાયલું છે–સુધરેલા રાજ્યોમાં વાંધા નહિ હોય તેમ નથી; પણ અત્રે મતભેદનું નિરાકરણ કરવા હું તત્પર નથી. મેં તો જે સુખ તે દેવીએ ભોગવ્યું છે ને પ્રજા હજુર ધર્યું છે તેનુંજ દર્શાન કરાવ્યું છે. ઇંગ્લંડ જનારા આર્યવાસીઓ તરફથી મેં ઘણી ઘણી વેળાએ સાંભળ્યુંછે કે એ મહાદેવી આર્યવાસી પ્રત્યે પુરતું સન્માન બતાવે છે, અને તેઓનો આદરસત્કાર સારો કરે છે. પોતાના ઘરમાં જે જે આર્યવાસીઓની–છેલ્લાં પ્રદર્શનમાં

ગરીબ પણ ચતુર કારીગરો સુદ્ધાંતની મુલાકાત લીધી છે તે સઘળાં સાથે— દેવીની વર્તણુક બહુ પ્રસંશાપાત્ર જણાઈ છે, ને તેઓ કહેછે કે દર્શનીયમાં શ્રેષ્ટ મહાત્માના દર્શનથી જે સંતોષ પ્રાપ્ત થયો તે અપ્રતિમ છે.

દેવીશ્રીના વર્તન-વૈભવને માટે હું શું કહું? જો હું એમ કહું કે તે આર્ય પ્રજાપર બહુ વહાલ રાખે છે, ને પુત્ર તુલ્ય ગણે છે તો તે રાજધર્મ બલાત્કારે મનાવવા જેવું છે; તે રાજકાજમાં યથાસ્થિત સમજે છે—એમ કહેવું એ તેના કાર્યપર શક નાખવા જેવું થાયછે; પુત્રીધર્મ યથાસ્થિત સાચવ્યોછે, એ કેહેવામાં કંઇ આશ્ચર્ય જેવું નથી; આલબર્ટનું હૃદયજ હતી, એતો તેના સ્ત્રીધર્મ ને સ્ત્રીપ્રેમ દર્શાવે છે; * અને માતા તરિકે એ એક અતિ પ્રેમી મા છે એમ કેહેવાથી મિથ્યાગર્વ ગણાય છે. તેને માટે કંઇપણ કેહેવા યોગ્ય નથી. તે સુખની સાક્ષાત્ મૂર્ત્તિ છે; પ્રેમની કોતરી કાઢેલી પ્રતિમા છે; પુત્રસ્નેહમાં દશરથ ઉપમાને યોગ્ય છે, તે સર્વ રીતિ વૃત્તિ નીતિથી પરિપૂર્ણ દેવી છે, ને તેના કર્તવ્યો—એ જાતેજ તેનું દર્પણ છે. એવી મહારાણીશ્રીનું દર્શન કરાવનાર આ ગ્રંથ ગુર્જર પ્રજામાં પેહેલોજ છે. એટલુંજ નહિ પણ મારા જાણવા પ્રમાણે મરાઠી અને હિંદુસ્થાનીમાં પણ આવું જીવનચરિત્ર નથી. જાણવા પ્રમાણે બંગાલીમાં પણ નથી.

આ ગ્રંથ લખવામાં કેટલાંક અંગ્રેજી ચરિત્રો, જેમાં મુખ્ય કરીને

---

* જગતવિનોદ નામના વૃજભાષાના પ્રસિદ્ધ કાવ્ય ગ્રંથમાં "સ્વકીયા"નું જે ઉદાહરણ આપ્યુ છે તે બરાબર આપણા રાણીશ્રીને લાગુ થાય તેવું છે.

शोभित सुकीयागन गुन गनती में तहां,
तेरे नामहीकी एक रेख रेखियतुहै
कहै पद्माकर पगी यौं पतिप्रेमहीमें,
पदमिनि तोसी तिया तूंहीं पेखियतुहै
सुबरन रूप जैसो तैसो सील सौरभहै
याहि ते तिहारो तन धन्य लेखियतुहै
सोनोमें सुगंध नहि सुमनमें सुन्योरी सोनो
सोनो औ सुगंध तोपै दोनो देखियतुहै ॥ १ ॥

સર થિઓડોર માર્ટિનનું રાણીપતિ ચરિત્ર, જી.બી. સ્મિથ, એલ. વેલન-ટાઇન, ડા. મેકોલે, અને લેડી ઓલીફંટનાં બનાવેલાં ચરિત્રો, રાણી-શ્રીની નોંધો, વિગેરે ઘણા ગ્રંથો જોયા છે, તે કર્ત્તાઓનો;-વિશેષ કરીને લેડી સરાહ ટેટલરે પોતાના ખાનગી ગ્રંથનો ઉપયોગ કરવા દિધો તેનો; અને રા. સવિતાનારાયણ ગણપતિનારાયણ, અને રા. રતિરામ દુર્ગારામે મને કેટલાક પ્રકારની જોઇતી મદદ કીધી છે તે માટે તે સર્વેનો ઉપકાર માનું છું. દવીશ્રીનું ચરિત્ર લખવામાં ઘણા અંગ્રેજી ગ્રંથકર્તાઓ પણ નિષ્ફળ થયા છે, તો હું પરદેશીના શા આશરા છતાં હું આટલું તો કહુંછુ કે મારી અલ્પ ને પામરશક્તિ પ્રમાણે જન-મન-રંજનાર્થે આ ચિત્રપ્રતિમા ચિતરવાનું જે પ્રયત્ન મેં કર્યું છે તે મને તો ભવિષ્યમાં સુખ સંતોષ ને ગર્વનું કારણ થઇ પડશે.

વડસાવિત્રી પૂર્ણિમા,<br>સંવત. ૧૯૪૩

ઇચ્છારામ સૂ. દેશાઈ.

# અનુક્રમણિકા.

# મહોત્સવાનંદ.

સુખ છે, શાંતિ છે; વિલાસ છે, વૈભવ છે, આનંદ છે; નિવૃત્તિ છે, પ્રવૃત્તિ છે, પ્રેમ શૌર્ય વધ્યાં છે, જયનાદ ચોમેર ગાજેછે; ધર્મનું નિર્મળું સંરક્ષણ છે, ન્યાય ઝળહળે છે, શીતળ છત્ર છે, અમિદૃષ્ટિ છે અને પ્રજા આનંદે કલ્લોલ કરે છે–વિજયી વિક્ટોરિયાનો મહાન્ અદ્‌ભૂત વિજય અહોકાળ દેદીપ્યમાન રહો.

રાજ્યનું ક્ષેમ તેજ પ્રજાનું ક્ષેમ ને પ્રજાનું સુખ તેજ રાજ્યનું સુખ ને ઝળહળ તેજસ્વિપણું; દેશમાં શાંતિ હોય ત્યારે ન્યાય પવિત્ર દર્શન દે, પવિત્ર ન્યાયે પ્રજા શાંતિ ભોગવે, ને તે ભોગવાવનારી જે શક્તિ તે સદા કીર્ત્તિમંત ગણાય–એવી જે મહાન્ શક્તિરૂપી વિજયીદેવી તેના ચરણકમળ પ્રત્યે, અકળિત લીલા નિહાળી પ્રેમે વંદુછું, કે આ પ્રતાપી રાજતેજોમયી રાણીશ્રીનું જીવનચરિત્ર લખવામાં મુને સહાય થા–સદાચરણી ને સત્કર્મવંતિ તે દેવીનો પ્રતાપ અખંડિત ઝળહળતો રહો.

સપ્ત પાતાળને સપ્ત સ્વર્ગલોકની વચ્ચે આ પૃથ્વી મનાય છે, પૃથ્વીનો એક વિભાગ યૂરોપ છે, યૂરોપનો એક ખૂણો તે ગ્રેટબ્રિટન છે; ગ્રેટબ્રિટનમાં ઘણાંઘણાં રાજવીઓ ને પાટવીઓ રાજકર્ત્તા તરીકે થઇ ગયા છે, તેઓએ પોતાનો પૂર્ણ પ્રતાપ દર્શાવવાને બહુ લક્ષ દીધું છે; ઘણા વિરલાઓએ યુદ્ધાસક્ત થઇને લોહીની નદીઓ વેહવડાવી છે, લાખો મનુષ્યોના શિર રઝળતાં કીધાં છે, અને અદ્‌ભૂત વિજય દાખવ્યો છે; ઘોરસંહાર એજ જેઓ પોતાનું કર્તવ્યકર્મ ગણતા હતા, પણ પ્રજાની શાંતિ માટે–સુખ માટે–શ્રેયની વૃદ્ધિ માટે, સંપત્તિ ને કલ્યાણ માટે થોડુંજ લક્ષ દીધું છે, તેમના યશ–કીર્ત્તિ કરતાં, જે પ્રતાપિ રાજતેજોમયી રાણીએ, પ્રજાના સુખમાં વધારો કરીને, સદાજ શાંતિને

વાસ આપ્યો છે, જેના શીતળ છત્ર નીચે, ભરતખંડે શાંતિ ઐશ્વર્ય પ્રાપ્ત કીધાં છે, નાહના મોટા સૈ જન સુખાનંદ ભોગવે છે, ભિન્ન ભિન્ન મતો છતાં ગ્રેટબ્રિટન, ભરતખંડ ને જગત, જેના પ્રત્યે પોતાનું વાહાલપ દાખવેછે, તેવી રાણીશ્રી **વિકટોરિયાનું** જીવનચરિત્ર, મારી બોબડી તોતડી વાણીમાં વર્ણવવા માગુંછું, તો હે સરસ્વતી દેવી, તું તારો કૃપાપ્રસાદ મને દે–ને વાણીમાં રંગ પૂર! **વિકટોરિયાના** વિજયનો શ્રીરંગ!

પ્રતાપવંતી રાણીશ્રીની રાજગાદીનું ૫૦ મું વર્ષ આવતા જુન માસની તા૦ ૨૦મીએ પુરૂં થાયછે, ત્યારે એ રાણીશ્રીને વધાવી લેવા માટે સકલ પ્રજાવર્ગ પૂર્ણાનંદથી તત્પર થાય, તેવા હેતુથી આ રાજમૂર્તિના જીવનચરિત્રનો આરંભ કરિયે છિયે. આઠસેં વર્ષના મોટા વિકાળ કાળના મોંમાં આ દેશ આવ્યો હતો, ને પ્રજા પોતાપર પડતા અનેક પ્રકારની આસમાની સુલતાનીના મારા વચે રગદોળાતી હતી, ન્યાયનું નિર્મૂળ થયું હતું, સુખ સંધ્યાટાંણા જેવું હતું, હાનિ ને વિરોધ વધી પડયાં હતાં, જાનમાલની સલામતિ નોહતી, ઇચ્છા પ્રમાણે સુખ સંપત્તિ ભોગવી શકતા નોહતા, સદાકાળ જીવ તાળવે ટાંગેલો રાખવો પડતો હતો, રાજ્યનું ભય હતું, ને સત્તાવાળાનો જોર દોર કરડો હતો; આ બધી વિપત્તિમાંથી ઇશ્વરે મુકત કીધા છે, લોક પોતપોતાના સંરક્ષણ માટે ભયમુકત છે, ને પોતાનો વૈભવ યથેચ્છ ભોગવે છે; રાજ્યનું કુશળ ઇચ્છે છે, તેમ પ્રવૃત્તિ છતાં નિવૃત્તિનો પ્રચાર છે, એ પ્રસાદ માટે આપણે તે જગન્નિયંતાના મોઠા આભારી છઇએ; તે જગત્કર્ત્તા વિભૂ આ મારા ગ્રંથને, પોતાના સર્વ સામર્થ્યથી સાહ્ય થાય ને આ કીર્ત્તિવંત ગ્રંથને શોભવી શોભાવે--તે પરમાત્મા પ્રભૂ સર્વને સાનુકૂળ થાઓ!

રાજતેજોમયી

# મહારાણીશ્રી વિકટોરિયાનું જીવનચરિત્ર.

## પ્રકરણ ૧ લું.

### કૌમારાવસ્થા.

#### ૧. ઇંગ્લંડ—તેની કીર્ત્તિ.

ઈંગ્લંડની રાજગાદીપર બે રાજ્યો યશસ્વિ નિવડ્યાં છે; ને તે બંને રાજ્યો સ્ત્રીઓના છે. "કુમારી રાણી" એલિઝાબેથ અને રાણીશ્રી વિક્ટોરિયાનો રાજ્યકાળ બેશક ઇંગ્લંડના ઇતિહાસને ઝળકાવે છે. રોમન મહારાજ્યની કીર્ત્તિનો આધાર રણરંગમાં છે; કોન્સ્ટાન્ટિનોપલની કીર્ત્તિ વૈભવ ને ઐશ્વર્યપર છે; ગ્રિસની તેની પુરાતન કારીગિરિપર છે; આર્ય કીર્ત્તિ તેના પ્રાચીન નિવૃત્તિવેદધર્મપર છે; પણ ઇંગ્લંડની ઉજ્વળ કીર્ત્તિનો આધાર રાણી એલિઝાબેથના રાજ્યપર છે. એ કાળ કોઈ ઘણો અદ્‌ભૂત હતો. સમરરંગની રંગકળા ને બુદ્ધિ દેવીના ચમત્કાર એ સર્વે એ રાજ્યમાં

ઉદય થયા હતા. **સેક્ષપિયર**, **સ્પેન્સર**, **બેકન** ને **બરલે** જેવા સમર્થ વિદ્વાનો એ કાળના ઇતિહાસમાં પૂર્ણ યશ દર્શાવતા આજે નજરે પડે છે.

બીજો કીર્તિવંત કાળ આપણી પરમકૃપાળુ હૃદયેશ્વરી રાણીશ્રીનો છે. **એલિઝાબેથ**ના રાજ્યકાળમાં ઇંગ્લંડની કીર્તિ સમુદ્રપાર ગઈ, તે વખણાયું, ને વિદ્યાકળાનું શોધન થયું; પણ રાણી **વિક્ટોરિયા**ના રાજકાળમાં કળાકૌશલ્યનો નહિ ધારેલો વધારો થયો, ને કીર્તિ તો એટલી ભારે મેળવી છે કે તેની બરાબરી ક્વચિતજ થશે. પ્રજા કલ્યાણમાં, દેશોદયમાં અને સામાન્ય સુખ માટે રાણીશ્રી પૂર્ણ લાગણી દર્શાવે છે; ને બ્રિટિશ રાજ્યમાં, ભરતખંડપર જો કોઇએ પણ વિશેષ મમતા ને વાહાલપણુ દર્શાવ્યું હોય તો તે આપણી મમતાળુ મહારાણી **વિક્ટોરિયા** છે. તે સદાજ ભરતખંડની પ્રજાના હિત માટે તત્પર રહે છે, ઇંગ્લંડ જતા દેશીઓનું પ્રેમથી આદરાતિથ્ય કરે છે, ને પ્રજાના સુખદુઃખનું અવલોકન કરી, પ્રજાનું કુશળ વધે તે માટેના યોગ્ય ઉપાય લે છે. એ દેવીસ્વરૂપી **વિક્ટોરિયા**ની "જુબીલી"નું પરમોત્સાહી ટાંકણું આવ્યું છે, તે સમયે તે દેવીના કુશળ માટે સર્વ પ્રજાનો પરમોત્સાહ છે તેનું પ્રત્યક્ષ દર્શન થાય છે.

નોરમંડીના ડ્યૂક વિલયમે હેસ્ટિંગ્સના યુદ્ધમાં ઇંગ્લંડ જીતી લીધા પછી માત્ર છજ રાજાઓ મહારાણીશ્રીની વયે પુગ્યા હતા. રાણી **એલિઝાબેથ** ૬૮ વર્ષની; બીજો જેમ્સ ૬૮ વર્ષનો; બીજો જયોર્જ ૭૭ વર્ષનો; ત્રીજો જયોર્જ ૮૨ વર્ષનો; ચોથો જયોર્જ ૬૮ વર્ષનો અને ચોથો વિલિયમ ૭૨ વર્ષનો થઈ મરણ પામ્યો હતો. ઇંગ્લંડના રાજકુટુંબમાં મહારાણીથી માત્ર બેજ રાજાઓ વધારે વર્ષ રાજ કરી ગયા છેઃ—એક ત્રીજો હેત્રી, જે ૫૬ વર્ષ ગાદી ભોગવી ગયો છે, ને ત્રીજો જયોર્જ ૬૦ વર્ષ. રાણી **વિક્ટોરિયા** ઇંગ્લંડના પેહેલા રાજા એગબર્ટથી ૩૭ મી રાજગાદીપર છે; ને પેહેલા જેમ્સથી ૭ મી છે.

## ૨. જન્મ ને તે પછીનું વર્ષ.

મહારાણી **વિક્ટોરિયા** તા૰ ૨૪મી મે સને ૧૮૧૯ મીના પ્રાતઃકાળમાં ચાર કલાકે કેન્સિંગટનના રાજમહેલમાં જન્મ્યાં હતાં. એમના પૂજ્ય પિતાનું નામ કેન્ટના ડયૂક એડવર્ડ હતું. તેઓ ત્રીજા જ્યોર્જ રાજાના ચોથા પુત્ર હતા. માતાનું નામ **વિક્ટોરિયા મેરી લ્યુસા** હતું. તે સેક્ષકોબર્ગ સેલફીલ્ડની દીકરી, લિનિન્જીનના રાજપુત્ર એમીલ ચાર્લ્સની વિધવા ને પ્રિન્સ લિયોપોલ્ડ-ની બેહન હતી. ડયૂક આફ કેન્ટ સાથે ૧૮૧૮માં તેનાં ફરીલગ્ન થયા, જે પછી ડયૂક, પોતાની સ્ત્રી સાથે એમબોરબેલનો મહેલ, જે ડચેસના આગલા ધ-ણીનો હતો ત્યાં રેહેવા ગયો. તુરતજ ડચેસ ગર્ભવંતી થઇ ને પોતાના ધણીની ઇચ્છાનુસારે તે પાછી ઇંગ્લંડ આવી—ડયૂકને પોતાના સંતાન માટે એટલી બધી તો કાળજી હતી કે એમબોરબેલના મેહેલથી તે કેન્સિંગટન રાજમેહેલ સુધી પોતાની સ્ત્રીની ગાડી પોતેજ હાંકી સુખશાંતિમાં પોતાની સ્ત્રીને લાવ્યો આખો અપ્રેલ મહિનો અત્રે પસાર થયો ને તા૰ ૨૪મી મેને ૩ડે દિવસે મલસકાં-માં ડચેસે, ડયૂક આફ રેસેક્ષ, ડયૂકઆફ વેલિંગટન, આર્ચબીશપ આફ કેન્ટરબ-રી, લોર્ડ લેન્સડાઉન ને જ્યોર્જ કેનિંગ સમક્ષ કૃપાળુ **વિક્ટોરિયા**નો જન્મઆપ્યો. બરાબર એક માસ પછી તા૰ ૨૪મી જુને રાણીને બેપટીઝમ આપવામાં આવ્યું. આ ક્રિયા કરવામાં કંટરબરીનો આર્ચબિશપ મુખ્ય હતો; ને ઘણાક અમિરોની સ્ત્રીઓ ત્યાં હાજર હતી. ડયૂક આફ કેન્ટનો વિચાર પોતાની પુત્રીનું નામ **એલિઝાબેથ** પાડવાનો હતો, કેમકે અંગ્રેજોને તે નામ અતિપ્રિય છે; પણ બેપટિઝમ આપનાર યૂવરાજની ઇચ્છાએ માત્ર **એલેક્ઝાંડ્રીના** નામ આપ્યું. ડયૂકે એ નામ પાછળ કંઈ વધારવાનું કેહેવાથી યૂવરાજે તેની માતાનું નામ જોડે સામેલ કીધું—ને તેથી **એલેક્ઝાંડ્રીના વિક્ટોરિયા** એ નામ રાખવામાં આવ્યું. જ્યોર્જ ત્રીજાની ઇચ્છા જ્યોર્જીનિયા નામ પા-ડવાની હતી. કુંવરી ત્રણ માસની થયા પછી આગસ્ટ માસમાં, ડા૰ જેનરે

શોધી કાઢેલી ગૌશિતલાની રીતિથી પેહેલ વેહેલા ઇંગ્લંડના રાજકુટંબમાં મહારાણીના સૈથડ કાઢવામાં આવ્યા.

ડીસેંબરમાં ડ્યૂક ને ડચેસ પોતાના બાળકને લઇને સિડમાઉથ ગયા. અત્રે ૧૮૨૦ માં રાજકુંવરીને એક મોટો અકસ્માત થયો. એક તરૂણ શિકારી, પક્ષીઓનો શિકાર કરતો હતો, તેની બંદુકની ગોળી એક વખત બારીના કાચ ભાંગીને જ્યાં કુંવરી વિકટોરિયા તેની દાસીના હાથમાં રમતી હતી, ત્યાં તેના માથાની નજીક થઇને ગઈ. મહેલના દાસદાસીઓમાં ખલભળાટ થઇ રહ્યો, ને તે શિકારીને પકડી આણ્યો; પણ ક્ષમાળુ ડ્યૂકે તે તરૂણને માત્ર ઠપકો દઇ કાઢી મુક્યો.

પણ આ અકસ્માત પછી રાણીજીના પિતાની તબિયતમાં ઘણો બગાડો થવા માંડયો, એક દિવસે તેઓ બરફમાં ફરવા ગયા, ને ઘેર પાછા ફરી તુરત બુટ બદલવાને બદલે પોતાના પ્રિય બાળકને રમાડવા લાગ્યા. તેથી શરદી બહુ થઇ ને દિનપ્રતિદિન આરોગ્યતા બગડતી ગઇ; જેનું પરીણામ ઘણું શોક ભરેલું આવ્યું. તા૦ ૨૨ મી જાનેવારીએ ડ્યૂકની માંદગી સખત થઇ પડી ને તા૦ ૨૩ મીને દિને તે દેવલોક સિધાવ્યો, ને આખા ઇંગ્લંડમાં હાહાકાર થઇ રહ્યો. તેની પ્રજાપ્રત્યેની વર્તણુક મમતાળુ ને સ્વાત્મભોગી હતી, ને તે સદાજ પ્રજાહિત માટે મથન કરતો હતો, તેથી પ્રજાએ શોકવસ્ત્ર સજ્યાં. ઈંગ્લંડની સેનામાં તેણે ઘણા સારા સુધારા કીધા હતા, ને નિરાશ્રિતોને આશ્રય આપવામાં સદા તત્પર રેહેતો, તેથી "પ્રજાપ્રિય ડ્યૂક" એવું નામ તેને પ્રાપ્ત થયું હતું. એ મિતવ્યયી ને સુશીળ, ખામોસી રાખનાર ને ઉદાર હતો. જેઓ એનાપર વિશ્વાસ મુકતા તેનો તે દિલોજાન મિત્ર હતો. દેશ માટે ઉંચો વિચાર દાખવવાથી એ સદાજ માન પામતો. આવા સદ્‌ગુણસંપન્ન ડ્યૂકના મરણથી ઇંગ્લંડમાં મહાન શોક વ્યાપે તેમાં થોડુંજ આશ્ચર્ય છે. ડ્યૂકના સર્વે ઉત્તમ ગુણો, સ્વતંત્રપણું, મમતાળુપણું ને ઔદાર્યવૃત્તિ એ સઘળા રાણીશ્રીમાં વારસા તરીકે ઉતરી આવ્યા છે.

પતીના મરણ પછી ડચેસના શોકનો પાર રહ્યો નહી. સિડમાઉથના મહેલમાં ગંભીર શોક વ્યાપિ રહ્યો. એ દિવસ પછી ડચેસ પોતાના ભાઇ સાથે, પોતાના નાહના બાળકને લઇને લંડન આવવા નિકળી. નાહનું બાળક, ગાડીમાંથી ડોકિયું કાઢીને જોતું હતું, તેને રામ રામ કરવા, તથા ડચેસના શોકમાં ભાગ લેવાને સિડમાઉથનું હજારો લોક ભેગું થયું હતું. બાળક હસતું ને આનંદી જોઇને સર્વને અત્યંત વહાલ છુટતું. ડચેસ તા૦ ૨૯ મીએ કેન્સિંગટન આવી પહોંચી. એજ દિને જ્યોર્જ ત્રિજો લંડનમાં મરણ પામ્યો ને જ્યોર્જ ચોથો ગાદીપતિ થયો. આટલું છતાં, પોતાના પિતાના મરણ પછી તુરતજ ડયુક ઑફ્ યોર્ક પોતાની ભાભી ડચેસને મળવા આવ્યો ને ઘણો દિલાસો દીધો. એજ સમયે ડચેસે, ડયુક ઑફ યોર્કને કહ્યું કે હવે આ બાળકના તમેજ પિતા છો. આ શબ્દોથી તેનું હૃદય ભેદાઇ ગયું ને ઘણા પ્રેમથી કુંવરી **વિક્ટોરિયાને** છાતી સરસી ચાંપી ડચેસ રડતી ને તેના મુખારવિન્દપર પુષ્કળ પાણીનો પ્રવાહ વેહેતો હતો, તથાપિ આ નહાનું બાળક ઘણા પ્રેમથી હસતે મુખડે પોતાની માતા સામું જોઇને તેનો શોક નિવારવાને પ્રયત્ન કરતું હતું.

રાણીશ્રીના બચપણની ઘણી ઘણી વાતો ચાલે છે. તે પંદર માસની થઇ ત્યારે બહાર ફરવા જવા લાગી; ને માર્ગમાં જે કોઈ મળતું તો તેને પુછતી કે "કેમ છો!" "સારા તો છો?" "ગુડમોરનીંગ" વિગેરે ઘણા મંજુલ સ્વરે સવાલ જવાબ કરતી હતી. જો કોઇ પાસે આવતું તો તેને પોતાનો હાથ ચુંબન કરવાને આપતી હતી. તેની હરણ જેવી ચકચકીત આંખ, સુંદર મુદ્રા, મોહક ચેહેરો, એ બધાથી તે એક સૌંદર્ય મૂર્તીજ જણાતી હતી. એની આંગલીયાત બેહેન ગાડીમાં બેસાડીને ફેરવવા લઇ જતી. એક વખતે એક ટટ્ટુની ગાડીમાં ઇંગ્લંડની ભવિષ્યની કીર્તિ ફરવી જતી હતી, એક નાહનો છોકરો તે ટટ્ટુની ગાડી ચલાવતો હતો ને બાજુએ દાસીઓ ચાલતી હતી, તેવામાં એક મોટો કુતરો ટટ્ટુના પગને વળગ્યો।

ને ટટ્ટુ ચમક્યું. ગાડી ઉંધી વળી ને બાળકને ફેંકી દીધું ને જો એક ખાનગી સીપાઈ **મેલોનિએ** એ બાળકને ઉંચકી લીધું નહી હોત તો ગાડીની નિચે તે છુંદાઇ જતે. બાળકને બચાવવા માટે ડચેસ ઓફ કેન્ટે તે સોલજરને એક ગીની બક્ષીસ આપી. બાળકનું આ રીતે બચવું ઈશ્વર પ્રણીતજ હતું. એ બાળકના સંબંધમાં એક ગૃહસ્થ લખે છે કે "ડચેસ ઓફ કેન્ટના આમંત્રણથી આજ સહવારમાં (તા૦ ૨૧ મી જુલાઈ ૧૮૨૦) તેને મળવા ગયો હતો. ડચેસ પોતાના પ્રફુલ્લીત વદનના બાળક સાથે મને મળી; ને તેના બહુ મમતાળુપણાથી મને તેને સેવાને મન થયું." રાણીએ પોતાની પુત્રીને સ્વદૃષ્ટિ નિચે કેળવવાનો ઠરાવ કીધો હતો. ડચેસ પોતેજ કહેછે કે "મારી પુત્રીના જન્મ પછી થોડા માસમાં આ અણજાણ્યા પ્રદેશમાં અમે મિત્ર ને સ્નેહી વિનાના થઇ ગયા—મારા પતિ ને પુત્રીના પિતા વિનાના અમે નિરાધાર થયા. મને અંગ્રેજી ભાષા પણ ખબર નહી. પણ મેં સઘળું કામ બાજુએ મુકી મારી ખાસ ફરજ તરીકે ભવિષ્યની આશાને કેળવવાનો ઠરાવ કીધો છે." પછી ઘરસંસારનું અતિ ઉત્તમ જ્ઞાન પોતાની પુત્રીને આપવાને તે મંડયા. સાદું ભોજન, સહનશીલતા, ને નિયમિતપણું, એપર ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું. કેન્સિંગટનના રાજ મહેલમાં સર્વે સાદું હતું. ઉનાળામાં સહવારમાં આઠ કલાકે કુંવરી **વિકટોરિયા** પોતાની માતા સાથે ભોજન લેતી હતી, જેમાં દુધ, રોટલી ને થોડાક મેવા વગર બીજું કંઇજ નહી. નાસ્તા પછી રાજપુત્રી **ફિયોદોરી*** અભ્યાસપર બેસતી, ત્યારે રાજકુંવરી **વિકટોરિયા** હવા લેવા જતી હતી. દસથી તે બાર સુધી ડચેસ કેટલુંક શિક્ષણ આપતી હતી, ને પછી કુંવરી મહેલમાં દોડાદોડી કરીને રમકડા સાથે રમતી હતી. પોતાની આયા મીસીસ બ્રૂકને "વહાલી, વહાલી બુપી"ના નામે તે હાંક મારતી, ને ઘરમાં આનંદ

---

* એ નામ કુંવરી વિકટોરિયાની સાવકી બેહનનું હતું.

ઉપજાવતી હતી. બે કલાકે પાછું ભોજન આવતું, ને તે જમ્યા પછી પાછું ચાર વાગતા સુધી શિક્ષણ આપવામાં આવતું હતું. પછી મુલાકાતે અથવા ફરવા જતાં હતાં—જ્યાં કુંવરી બગીચા કે કુંજમાં રમતી કે ઘોડે દોડાવતી હતી કોઇ કોઇ સમયે સગાંઓ ઘટાદાર વૃક્ષને છાયડે બેસી તડાકા મારતાં હતાં. વાળુ ટાંણે કુંવરી પોતાની માતાની સોડમાં બેસી આનંદ ને મંજુલ સ્વરે બોલી જમતી હતી, પછી આયા સાથે ગમત કરી રાત્રીનાં નવ વાગે સુવાને, પોતાની માતા પાસ જતી હતી." આ પ્રમાણે કુંવરી શ્રી વિકટોરિયાનો બાળપણનો કાળ જતો હતો.

કુંવરીની ચોથી જન્મતિથિએ જ્યોર્જ ચોથાએ પોતાની સુંદર છબી રાજપુત્રીને ભેટ આપી હતી, તથા અત્યંત પ્યાર હોવાથી કદી કદી રાજ્ય મીજબાની પણ આપતો હતો. કુંવરી સૌને અત્યંત પ્રિય હોવાથી જે તે તેને ઉંચકી જતું હતું ને રમાડતું હતું; ત્યારે એ બાળકી એમ પણ બોલતી કે "શા માટે મને સૌ બોલાવેછે, ને મારી બેહનને કોઈ બોલાવતું નથી?" એની માતાનો એના ઉપર પ્રેમ છતાં તેને કરકસર અચ્છી રીતે શીખવતી હતી. એક દિવસે બજારમાં રાણી કેટલાંક રમકડાં લેવાને ગઈ, ને પોતાના સગા ભાઈઓ તથા સગાંઓને માટે રમકડાં લીધાં. પછી એક સુંદર પેટી એક બચાંને માટે લેવાને તેની મરજી હોવાથી તે કઢાવી, પણ તુરત આયાએ જણાવ્યું કે હવે બીલકુલ પૈસા નથી, ને તે પેટી લઈ શકાશે નહીં, જોકે દુકાનદારે મુફ્ત આપવાની ઇચ્છા જણાવી, પરંતુ તેમ રાજકુળના હોવાથી લેવાય નહિ. એટલે મન મારીને કુંવરીને પાછું ફરવું પડયું. કુવરી છ વરસની વાની થઈ ત્યારે પાર્લામેંટે તેની કેળવણી પછાડી ખરચવાને રૂ ૬૦૦૦૦ ની રકમની પરવાનગી આપી. હવે કુંવરીને માટે એક સ્ત્રી શિક્ષક તથા પુરૂષ શિક્ષક રાખ્યા. છ વરસ સુધી તેમના હાથ નિચે કેળવાયાથી કુંવરી ઘણી વિચક્ષણ નિવડી આવી. કુદરતી ઐશ્વર્ય હોવાથી તે ફ્રેંચ ને જર્મન ઘણી છટાથી બોલવા લાગી. ઇટાલિયન ભાષાનો અભ્યાસ કીધો, લેટીનમાં થોડુંક જ્ઞાન મેળવી વરજીલ ને હોરેસના કાવ્ય

વાંચવા સમજવાને શક્તિમંત થઇ, ગ્રીકનો પ્રારંભ કીધો, ગણીતમાં ચ-પળતા જણાવી, ચિત્રકળામાં પ્રવીણતા બતાવી ને ગાયનમાં મોહ ઉપજાવ્યો.

## ૪. કુંવરીની કેળવણી.

બાળપણમાં કુંવરીશ્રી ઘણી સખી સાહેલીઓ હતી, ને તેઓના સંબંધમાં અનેક વાર્તાઓ બોલાય છે. કુંવરીને ગાયનનો અચ્છો શોખ હો-વાથી, લીગ નામની એક છોકરીને કુંવરીને શિખવવા મોકલી. એક સમે ડચેસ પોતાની પુત્રીનું જ્ઞાન, ગાયનમાં કેટલું છે તે જોવાને દિવાનખા-નામાંથી ખસી ગઇ. જ્યારે થોડી પળ પછી તે પાછી ફરી ત્યારે કુંવરી, વીણા હાથમાં લઇને તે સ્વર બજાવતી જણાઇ ને બાળકો આસપાસ વિંટલા-ઇને લક્ષપૂર્વક સાંભળતાં હતાં. આવું કૌતક નિહાળી ડચેસ ઘણી આનંદ પામી. કુંવરીને બીજું ઉત્તમ પ્રતિનું જ્ઞાન તો એનો મામો રાજપુત્ર લીયોપોલ્ડ આપતો હતો. કુંવરીનું રોજીંદુ અભ્યાસપત્રક તેની સ્ત્રી-શિક્ષક બેરન લિઝન રાખતી ને તે મહીનો પુરો થતો કે ડચેસને આપતી હતી; ને રાજમાતા દરેક માસનું પરિણામ જોઇને બહુ રંજીત થતી.

રાણીશ્રીની કૌમારાવસ્થા માટે ઇંગ્લંડના અમીરો સારૂં વર્ણન કરી ગયા છે. તેઓ જણાવે છે કે તેનામાં ઘણુંખરૂં ચિત્તહરણ કર-વાની શક્તિ હતી. જ્યારે ડચેસ ઓફ કેન્ટ સાથે કુંવરી નવ વરસની થયા પછી ફરવા જતી, ત્યારે ઘણી ગમત ઉડાવતી, તે એટલે લગણ કે લોકોના ટોળેટોળાં તેને જોવાને માટે દોડી આવતા હતા. સૌની આંખો તેને જોતાં ઠરી જતી હતી, તેના સ્મિતહાસ્યપર સૌ કોઇ ફીદા થતું હતું, તેના બોલાવવાનો ઘણા સત્કારથી જવાબ આપવામાં આવતો હતો, ને બાળકો તો દોડયાં દોડ્યાં તેની પુઠે ફરી વળતાં હતાં. રંક કે રાય સર્વે-નો કુંવરી ઘણી સારી રીતે સત્કાર કરતી, ને ગરીબ બચ્ચાંઓપર મ-મતાથી જોઇ, પોતા પાસે કંઇ હોય તો તે આપવાને તત્પર થતી હતી:

એક વખતે એક ગરીબ બાળક પોતાની ટોપી પાણીમાં પડી જવાથી કેન્સિંગટનના માર્ગપર રડતું હતું. આ રસ્તે થઈને કુંવરી પોતાની દાસી સાથે જતી હતી, ને એ બાળકને જોઇ, તેની હકીકત જાણી તેને બહુ દયા આવી. ડચેસ ઑફ કેન્ટે રમકડાં આણવા માટે એ ક્રાઉન આપ્યા હતા, તે હાથમાં લઇને માતાને પુછ્યું, "માતાજી! આ પૈસાના રમકડાં નહિ લેતાં, મારી સ્વેચ્છા પ્રમાણે ઉપયોગ કરૂં?" ડચેસે જવાબ દીધો, "તને ગમે તે કર." તુરત કુંવરી દોડતી દોડતી તે ગરીબ છોકરા પાસે ગઇ ને પોતાના હાથમાંના એ ક્રાઉન આપી, હસ્તે મોંઢે આવીને કહ્યું, "માતાજી! મેં યથાર્થ ઉપયોગ કીધોની?"

કુંવરી ઘણી વેળાએ લંડનના કેટલાક દુકાનદારોની દુકાનપર જતી હતી; ને ત્યાં ઘણી ગમત કરી તેઓને આનંદ આપતી હતી. એક દિવસે તે એક ઝવેરીની દુકાને ગઈ. ત્યાં એક લાવણ્યવતી સ્ત્રી આવી, ને કેટલીક હીરાની ને સોનાની કંઠીપર નજર કીધી. તેણીની દૃષ્ટિ એક કંઠીપર ઠરી, પણ તેની કીંમત ઘણી મોંઘી હતી, તે સાંભળીને તે બાપડીનું મુખજ ઉતરી ગયું. દુકાનદારને સુંદરીએ પુછ્યું, "કંઇ સસ્તે નહિ પડે કે?" "ના," એ જવાબ મળ્યો, એટલે તે બાપડીએ તે કંઠી લેવાનો વિચાર માંડી વાળ્યો, ને પાછી ફરી. કુંવરી **વિકટોરિયા** આ બધો તમાસો જોયાં કરતી હતી. તેણે પેલા ઝવેરીથી સર્વ વૃત્તાંત જાણી, પેલી સુંદરીની મનમારવાની શકિતથી ખુશ થઇ, તે કંઠી એક દાબડામાં બંધ કરાવી, એક ચિઠ્ઠી લખી જણાવ્યું કે, કુંવરી **વિકટોરિયા** તમારી મનમારવાની શકિતથી આનંદ પામી, જે કંઠી તમને અતિપ્રિય છે તે ભેટ મોકલે છે; ને આશા રાખે છે કે તમો તે સ્વિકારશો. ત્રીજો એક દાખલો અમૂલ્ય છે. ડયુક ઑફ કેન્ટ જીબ્રાલટરમાં હતો, ત્યારે એક **હેલમેન** નામનો સિપાઇ તેનો ઘણો વફાદાર સેવક હતો. જ્યારે ડયુકની સેનાએ બળવો કીધો ત્યારે તે પાસેનો પાસેજ રહ્યો. ડ્યુક ઇંગ્લંડ આવ્યો, ત્યારે **હેલમેન**ને પોતાની પડોસના એક ઝુપડામાં રે-

હુદ્દાણુ આપ્યું. ડયુકે મૃત્યું ટાંણે ડચેસને એ સીપાઈ તથા તેના કુટુંબ-
ની સંભાળ લેવાને કહ્યું હતું. ડચેસ આ આજ્ઞા ઘણા પ્રેમથી પાળતી હતી.
થોડે સમયે હેલ્મમેન, એક છોકરો તથા એક છોકરી મુકી મરણ પામ્યો.
આ છોકરો હંમેશા રોગી હતો, ને પોતાની માતાએ કહેલાં, પોતાના પિ-
તાનાં વચન સ્મરણમાં રાખી, તે સદાજ તે છોકરાના મૃત્યુ સુધી તેની
પાસ જતી હતી. કુંવરી રાજ્યાધિપતિ થઈ તોપણ પેલી છોકરીને વિસરી ગ-
ઈ નહોતી. તે પોતે રાણી છે, અધિપ છે એવો ગર્વ કદી કીધોજ નથી. રા-
ણીએ તેને લખ્યું કે, "હું જો કે ઈંગ્લંડની અધિપ બનીછું, પણ તમ-
ને વિસરી નથી ગઇ." અને પછી પોતાનું વાંચવાનું પવિત્રવાર્તાનું પુ-
સ્તક ભેટ મોકલ્યું. એ જોઇ જેમ્સ હેલમેનની દિકરી તો ગાંડી ઘેલી થઇ ગઇ.

જે કેળવણી ડચેસ ઑફ કેન્ટે કુવરીને આપી છે, તે જોતાં તે એ-
ક આસ્થાવંત દિકરી, પ્રિય પત્ની, ચતુર માતા, મમતાળુ સ્ત્રી, ઔદાર્ય
પરોપકાર કરનારી ને ચુસ્ત ધાર્મિક છે. ધર્મ, સુવિચાર ને ધીરતા વ-
ચે એ કેળવાયલી છે; ને સ્વાત્મનિગ્રહ ને ઇંદ્રિયનિગ્રહમાંજ ટેવાયલી છે,
જેથી આ પાછલા કાળમાં તેનો પૂર્ણ ઉપયોગ થાય છે. બચપણથી કુંવ-
રી એક અચ્છી ગાનાર છે, ને નૃત્યકળામાં બહુ કુશળ ગણાય છે; તેમ
તિરંદાજીની રમત સારી જાણે છે; પણ તેને સૌથી વધારે પ્રિય ગમત તો
ઘોડા દોડાવવાની છે, ને તેનો અભ્યાસ બચપણથીજ રાખ્યો છે. સ્કૉટલં-
ડના પહાડોમાં જ્યારે એ પ્રવાસ કરવા ગયાં હતાં ત્યારે આ ઘોડાઓ ર-
માડવામાં પોતાનું અતિ કૌશલ્ય બતાવ્યું હતું.

## ૫. રાજકુંવરી સંસાર મંડળમાં ભેળાય છે.

રાજકુંવરી વિક્ટોરિયા હજી બાળલીલામાં હતી. દુનિઆના રાહધા-
ટથી તે અણજાણિતી હતી. તેના આઠમાં વર્ષમાં, ડયુક ઑફ યોર્ક મરણ
પામ્યો ત્યારે તે ઘણો શોક પામી. ડયુક ઑફ યોર્કનો એ મા દિકુ

રીપર અત્યંત પ્યાર હતો, ને તેમની બરદાસ્ત કરવામાં સદાજ તત્પર રેહેતો હતો. ડયુકના મૃત્યુ ટાંણે કુંવરી **વિક્ટોરિયાને** થોડીજ ખબર હતી, કે ઇંગ્લંડના તખ્તની નજીક જવાને તે એક પગલું વધારે ચઢી છે—તે તો માત્ર પોતાનો પાળક પિતા મૃત્યું પામ્યો તેના શોકમાં પડી હતી. એજ સમયપર તેની ઓરમાન બેહેન રાજપુત્રી **ફિયોદોરીના હોઈન-લોઈલેન્જનબર્ગના** રાજપુત્ર સાથે લગ્ન થયાં હતાં.* તે વખતે ડચેસ તથા કુંવરીને તેમના વિયોગથી ઘણું લાગ્યું હતું. એ સમય પછી રાજપુત્રી દરબારના મિલાવડામા ભેળાવા લાગી. ૧૮૨૮માં પોર્ટુગાલની રાણી **મગયા ડી ગ્લોરિયાને** ચોથા જ્યોર્જ રાજાએ † બાલ અથવા નૃત્યક્રિડાથી માન આપ્યું હતું, ત્યારે **વિક્ટોરિયા** રાજપુત્રી પેહેલ વેહેલી રાજમીલાવડામાં દાખલ થઇ. રાજાએ પોર્ટુગાલની રાણીનો ઘણો મોટો સત્કાર કીધો હતો, ને સર્વે જણ તેના આડંબરથી છક થઇગિયાં હતાં. પોર્ટુગાલની રાણીએ તે નૃત્યક્રીડામાં સામેલ થવાને ટાંકણે રાજ્યના સર્વોત્તમ રત્નોનો પોશાક ધારણ કીધો હતો, જેથી આખું નૃત્યસ્થાન ઝળઝળાં થઇ રહ્યું હતું. કુંવરી **વિક્ટોરિયા** તેના રોપ ને દબદબાથી ઠેં થઈ ગઇ હતી, પણ તે પળે જોનારાઓએ આ બંનો તરફ ઘણા લક્ષથી જોયું હતું, ને જ્યારે પોર્ટુગાળની રાણી મોટા દબદબાવાળી દેખાતી, ત્યારે બ્રિટીશ રાજ્યની વારસ તદન સાદા પોશાકમાં હતી; પેહેલીએ ઘણા ઠણઠણાટ વચે નૃત્યક્રીડામાં ભાગ લીધો હતો, ત્યારે બીજીએ ઘણી સાદાઇથી કુશળ નૃત્ય કીધું હતું. ડયુક ઑફ **નારફોકનો** વારસ **લોર્ડ ફિટ્ઝલન, સેક્ષવિમરનો** રાજપુત્ર **વિલિયમ**, તરૂણ રાજ્ની ઇષ્ટર-હેઝી નેદિ લા-વાર તથા જરસીના ઉમરાવ-

---

* પ્રિન્સેસ ફીયોદોરાનો ધણી. જ્યારે તેણી ૨૦ વરસની હતી ત્યારે તે માત્ર નવ વરસનો હતો. આ એક અજબ જોડું આપણે માનવું જોઇએ.

† "બાલ" એટલે સ્ત્રી પુરૂષનો ભેળો નાચ, જે અંગ્રેજોમાં ને યુરોપની ઘણી પ્રજાઓમાં પસરેલો છે.

ના દિકરાઓ સાથે રાજપુત્રી **વિક્ટોરિયાએ** પેહેલીવાર નૃત્ય કીધું હતુ. આ નૃત્ય પુરૂં થયા પછી સ્વચ્છ હવામાં રાજપુત્રીનો દેખાવ ઘણો સુંદર જણાતો હતો. **લીહંટ** પોતાનો, "જુનો રજવાડો" એ ગ્રંથમાં લખે છે કે, "ભવિષ્યની રાણીને જોવાથી જે પરમાનંદ પ્રાપ્ત થયો તે અમને સંપૂર્ણ યાદ છે. તે વેળાએ અમે પેહેલીજ તેણીને નિરખી હતી, તે **આઇસવોટરના** દરવાજાપરથી પોતાની સમવયી એક સખી સાથે આવતી હતી. તે જાણે સ્વર્ગની અપ્સરા જેવી જણાતી હતી. તેની સઘળી ઢબછબ અતિ રમણિય ને મોહ ઉપજાવતી હતી."

કલેરમોંટના એક ઝુપડામાં આ સૈકાના પેહેલા ભાગમાં એક વૃધ્ધ સ્ત્રી રેહેતી હતી. "સ્કૉટના ઉમરાવો" એ આદિ ગ્રંથોની લખનાર તેની દીકરી મીસ જેનને રાજપુત્રીને બચપણમાં નિહાળવાનો ઘણો વખત મળ્યો હતો. તેણીએ રાણીશ્રી રાજ્યાધિપતિ થયાં ત્યારે એક ખાનગી પત્રમાં લખ્યું હતું કે, "અમારી માતુશ્રી, રાજપુત્રી **ચારલોટને** તેના સદ્દગુણ માટે ઘણાં ચાહાતાં હતાં; તેમજ તેણી, રાજપુત્ર **લિયોપોલ્ડપર** ઘણી મમતાળુ હતી; પણ તે કેહેતી કે રાજકુંવરી **વિક્ટોરિયા** રાજપુત્રી **ચારલોટને** આબેહૂબ મળતી છે. જ્યારે મારી મા હાથમાં લાકડી લઇ, એક કુતરાને સાથે લઇને સવારમાં હવાખાવા જતી, ત્યારે ઈંગ્લંડની ભવિષ્યની રાણીની રોજ મુલાકાત થતી હતી; ને તે રાજકુંવરીમાં ચાલતાં, હાલતાં, દોડતાં, રમતાં, ખેલતાં, હરકોઇ સમયે બચપણના ઘણાં સુંદર ચિન્હો જોતી; જેમાં ઉત્સાહ ભર્યાં હાલનચાલન ને સ્નાયુબળ, તેમજ તરૂણાવસ્થાની ચપળતા જોઇને તેને આનંદની લહરો આવતી હતી."

રાજપુત્રીના બાળપણના સંબંધમાં એટલુંજ કહીશું કે તેની લાવણ્યમયી મૂર્ત્તિ હતી; મુખમુદ્રાપર આનંદીપણું ને તેજસ્વિપણું છવાયલું રહેતું, એની આંખો હરણી જેવી સદા તેજસ્વિ રેહતી, ને જ્યારે જ્યારે માર્ગમાં કોઈ પણ-

અણજાણ્યો મળતો ત્યારે ત્યારે ઘણો જીજ્ઞાસુ સ્વભાવ ને પૃચ્છક બુદ્ધિ બતાવતી ને પુછતી કે તે કોણ ને કયાંથી આવ્યો? બાળપણમાંજ બુદ્ધિની વિચક્ષણતા તેના મોંપર જણાતી હતી, પણ મનશક્તિની તીવ્રતા તો કોઈના પણ મનને બહુ આનંદ આપતી હતી. આ બાઈ રાણીશ્રીની તીવ્રબુદ્ધિ ને સુક્ષ્મબુદ્ધિના સંબંધમાં ઘણા ઘણા દાખલાઓ આપે છે; ને તેની બેન ખુલ્લે ખુલ્લું લખેછે કે "લોકવાયકા એવી ચાલતી હતી કે રાણી નબળી છે, ચાલવે અશક્ત છે; પણ એ વિગેરે ગામગપાટામાં કંઈપણ સચાઈ નહોતી. જ્યારે વર્ત્તમાનપત્રો પોતાના થંડાપહોરના ગપાટા આ પ્રમાણે આંખ મીચીને મારતાં હતાં, ત્યારે એક હરણી પેઠે તે કલેરમોંટના મેદાનમાં ગબરડી મુકતી હતી, પણ જ્યારે લોકોમાં સઘળી વાતની યોગ્યતા માલમ પડી ત્યારે તેઓએ પોતાની ભૂલ જોઇ. ભણવામાં કુંવરી આગળ પડતી હતી. ઇંગ્લંડનો ઇતિહાસ ઘણા લક્ષથી વાંચતી હતી, ને પોતાનો રાજવંશ વધારે ઠંડેપણે જોતી ને મનન કરતી, ઘણાજણાઓને ઘણી વેળાએ જોવામાં આવતી હતી. કોઈ કોઈ વખતે આલફ્રેડ ધી ગ્રેટથી તે ત્રીજા જ્યોર્જ રાજા લગણની વંશાવળી જોઇને ચકિત થઈને સ્થિર ઠરી જતી હતી.

ડચેસ ઓફ કેન્ટ રાજપુત્રી **ફિયોદોરી**ના લગ્ન પછી રાજપુત્રી **વિકટોરિયા**ને લઈને કેટલાક પરગણામાં ફરવા ગઈ હતી, ને ડયુક ઓફ યોર્કના મરણથી **વિકટોરિયા** રાજગાદીના વારસ તરીકે વધારે નજીકમાં છે એવી આશાથી સર્વ લોકો તેના દર્શન માટે ઘણા પ્રેમથી આગળ આવતા હતા.

## ૬. કુંવરી પોતે કોણ છે તેજાણેછે.

રાજકુંવરીને પોતાના જન્મના બારમા વરસ સુધી થોડીજ ખબર હતી કે તે ઇંગ્લંડની રાણી થશે. તેમજ તેના જન્મકાળે પણ તેનું થોડું-

જ જાણવામાં હતું. જ્યોર્જ ત્રીજાને રાણી **ચાર્લોટથી** સાત પુત્ર ને છ પુત્રી હતાં, ને બે દીકરા બચપણમાં મરણ પામ્યા હતા. યુવરાજ ચોથો જ્યોર્જ સંતતિ વગરનો હતો. બીજો પુત્ર ડયુક ઓફ યોર્ક વગર સંતાને મરણ પામ્યો હતો. ત્રીજો પુત્ર **વિલયમ** ગાદીપતિ થયો-પણ વગર સંતાને મરણ પામ્યો. ચોથો પુત્ર ડયુક ઓફ કેન્ટ, બાપની હયાતીમાં મરણ પામ્યો, પણ તેને એક કુંવરી **વિકટોરિયા** હતી.

જ્યારે રાજગાદી માટેનો સમય ઘણો નજીક આવ્યો ત્યારે ડચેસ ઓફ કેન્ટની ઇચ્છા થઇ કે કુંવરીને તેની સ્થિતિ જણાવવી. કુંવરીની સ્ત્રી શિક્ષક **બેરન લીઝને** એક સમે તેની માતાના દેખતાં ઇંગ્લંડના રાજવંશની વંશાવળી જણાવી. એ છેલ્લોજ હુનાળો હતો કે જ્યારે રાજકુંવરી પોતે પોતા માટે અજ્ઞાન હોય. તે પુસ્તકમાં વંશાવળી જોતી હતી, તેવામાં દાસી આવી, ત્યારે કુંવરીએ પ્રશ્ન કીધો કે, "હવે જો હાલના રાજા—મારા કાકાનું મૃત્યુ થાય તો રાજપતિ કોણ થાય?" દાસીએ કહ્યું, "**કલેરન્સના** ડયુક રાજપતિ થાય." "ખરૂં છે, તું કહેછે તે હું સમજુંછું, પણ તેના પછી કોણ?" કુંવરીએ પુછયું. દાસીએ કુંવરીને ગુંચવાડામાં નાખવાને કહ્યું "રાજકુંવરી, તમારે બીજા ઘણા કાકા છે." આ સાંભળતાંજ કુંવરી ઉશ્કેરાઇ ગઇ, ને આંખના તસૂર ફરી ગયા, ગાલ પર રતાશ આવી ગઇ, પણ ગંભીરતાથી કહ્યું, "ખરૂં છે, મારે ઘણા કાકા છે, પણ અહિંઆ તો," એમ કહી વંશાવળી બતાવી, "ડયુક આફ **કલેરન્સ** પછી મારા પિતાજી બીરાજે છે; ને તેથી હવે મને માલમ પડે છે કે હાલના રાજા ને મારા કાકા મરણ પામે ત્યાર પછી હું ઇગ્લંડની રાણી થઇશ!" પેલી શિક્ષક ચૂપ થઈ ગઈ, ને ડચેસ ઓફ કેન્ટ સામા જોયું કે તે શો ઉત્તર આપે છે? પળવાર થંભીને તેણે કહ્યું, "પ્રિય બેટા, આપણે પાછલું પણ તપાસવું જોઇએ, કે તારી પ્રિય કાકી, **કલેરન્સની** ડચેસને અં-

ત્યાર પછી બાળક સાંપડશે. જો તેમ થયું તો તારો હક કશોએ નથી, પણ ઇશ્વરેચ્છા પ્રમાણે તેમ ન થયું ને તારા બંને કાકા સંતતિ રહિત મૃત્યુ પામ્યા તો બેશક તુંજ ઈંગ્લંડની રાણી થઇશ. હવે એ બાબત બાજૂએ મેલી, તારા મનને કેળવવાને તત્પર થા, કે જેથી તું આટલી મોટી સત્તાએ આવવાને જ્યારે ભાગ્યશાળી થાય, ત્યારે તને તે કામ લાગે—ને જ્યારે તું રાણી થાય ત્યારે, દેશને આશિષ સરખી થાય ને રાજ્યને રત્નપેઠે દીપાવે તેવા તારે થવું જોઇએ."

આ એક બાજુનું વૃત્તાંત રાણીશ્રીના ચરિત્રનિરૂપકો જણાવે છે, પણ બીજી બાજુનું વૃત્તાંત જુદુંજ છે. જે સ્ત્રી શિક્ષક રાણીશ્રીને ભણાવતી હતી તે એક પત્રદ્વારે એમ જણાવે છે કે જ્યારે પાર્લામેંટમાં રિજંસી બીલ વંચાતું હતું ત્યારે ડચેસ ઓફ કેન્ટે જણાવ્યું કે કુંવરીએ હવે પોતાની સ્થિતિ જાણવી જોઈએ. તેમની સંમતિથી તે સ્ત્રી શિક્ષકે કુંવરીના વાંચન પુસ્તકોમાં ઈંગ્લંડની રાજવંશાવળી મુકી. બીજે દીવસે કુંવરીએ તે પુસ્તક ખોલ્યું તો નવાઇપૂર્વક તે પત્ર જોયો. પછી ઉપરથી નીચે સુધી નજર ફેરવીને કહ્યું કે "હું હવે રાજગાદીની નજીક આવી છું." "એમ છે તો ખરૂં," તે દાસી શિક્ષકે કહ્યું. થોડી પળ વિચાર કરીને કુંવરીએ કહ્યું, "ઘણાંક બાળકો તો એથી ગર્વ ધરશે, પણ તેમાં શી શી વિટંબણા છે તે જાણતાં નથી, એમાં મોટો મરતબો છે, તથાપિ મોટું જોખમ પણ તેની સાથેજ છે." પછી દાસીએ જણાવ્યું કે "ધારો કે, તમારી કાકી એડીલેડને સંતાન થયું તો? તે હજી તો યૌવનમાં છે." કુંવરીએ કહ્યું, "ભલે તેમ થયું તો, હું કંઇ નિરાશ થતી નથી. પ્રિય કાકી એડીલેડને સંતાન થાય તો ઘણું સારૂં. એ મારાં કાકીજીને છોકરાંની બહુ હોંસ છે, તે પુરી પડે તો કેવું સારૂં?" બેશક રાણીશ્રીની જીંદગીના પ્રારંભનો આ બનાવ વિચિત્ર ને રહસ્યવંત છે. ઔદાર્યવૃત્તિ ને મોટાઇનો આ દાખલોજ તે નામદારની મહત્તા વધારવાને બસ છે.

## ૭. રીજંસી બીલ.

જ્યોર્જ ચોથો ૧૮૩૦ માં મરણ પામ્યો, ને તેનો ભાઇ ડયુક આફ્ **ક્લેરન્સ વિલિયમ** ચોથો એ નામ ધારણ કરી ગાદીએ બેઠો. હવે પછી રાજ્યવ્યવસ્થા શી રીતે કરવી તે નક્કી કરવા માટે, ને કુંવરી **વિક્ટોરિયા** યોગ્ય વયની ઉમરે પુગે નહિ તો કેવા પ્રકારે રાજ્ય વ્યવસ્થા ચલાવવી, તે નક્કી કરવા લોર્ડ **લેન્ડહર્સ્ટે** પાર્લામેંટમાં રીજંસી બીલ લાવ્યો. આને લોર્ડ **બ્રુહામે** ટેકો આપ્યો. કુંવરી **વિક્ટોરિયા** ગાદીવારસ, જો રાજા સંતતિ વિના મરણ પામે તો થાય, ને ડચેસ ઓફ્ **કેન્ટ** રક્ષક થાય; પણ તેને મદદ કરવાને એક રીજંસી કાંઉસીલ, રાજકુટુંબ અને પ્રધાનોમાંથી સ્થાપવામાં આવે. તેની સલાહ પ્રમાણે ડચેસ આફ્ **કેન્ટ** ચાલે. આ બીલ પસાર થયા પછી કુંવરીને તેના દરજ્જાની, ને ઇંગ્લંડની રાણી તરીકે કેળવણી આપવાને, વધારે પૈસા આપવાનો ઠરાવ થયો, ને પાર્લામેંટે વર્ષાસન રૂ૬૦૦૦૦નું હતું તે વધારીને રૂ ૧૦૦૦૦૦ આપવાની મંજુરી આપી.

રીજંસીબીલ પસાર કરાવવાનો મુખ્ય હેતુ તો એટલોજ હતો કે રાજ્યમાં પછાડીથી બખેડો કે ટંટો થાય નહિ. જ્યોર્જ ત્રીજાના પુત્રોમાં ડ્યૂક ઓફ્ **કમ્બરલાંડ** ઘણો અપ્રિય થઇ પડયો હતો. ડ્યૂક ઓફ **ક્લેરન્સના**, એટલે **વિલિયમ** ચોથાના મૃત્યુ પછી પોતે ગાદીપતિ થાય તેવો ધારો કરાવવાને તે મથતો હતો તથા લોકોમાં ઉસ્કેરણી કરતો હતો, તેથી રાજ્યખટપટમાંથી તેને બાતલ કરવા માટેજ આ બીલ પસાર કરાવવુ પડયું હતું.

બીલ પસાર થયા પછી કુંવરી **વિક્ટોરિયા**, રાજપત્નિ **એડીલેડની** તા. ૨૪ મી ફેબ્રુવારી ૧૮૩૧ ની જન્મગાંઠને દિવસે દરબારમાં પધારી હતી. એકેએકની આંખ તેની તરફ ખેંચાઇ રહી હતી. કુંવરી રાણીની ડાબી બાજુએ ઉભી હતી. તેની ઉભા રેહેવાની લઢણ બહુ ચિત્તાકર્ષક હતી, ને એક ભવ્ય કપાળ, સુંદર ઝગઝગીત કાળી રત્ન જેવી આંખો, સ્વચ્છ સફેત પોશાક, ખુલ્લો ચેહેરો, કાળા ભમ્મર જેવા નાગણપેઠે ઝુલી રહેલા વાળ, દાડમં

જેવા દાંત ને સહજ ઉઘડેલા હોઠ જોઇને એક બાર વરસની રાજપુત્રીથી કોણ છક નહિ થાય ? તેણીના બુદ્ધિપૂર્વક અવલોકન કરવાથી, ને દબદબાસર ઉભા રેહેવાથી સર્વેને ઘણું આશ્ચર્ય ઉપજ્યું હતું. એ વેળાએ કુંવરી, રાણી એડીલેડનો જે સત્કાર થતો તે એવી રીતે જોતી હતી કે જાણે પોતાનો એ- થી પણ અધિક સત્કાર થવાનો પ્રસંગ આવવાનો છે. રાણી એડીલેડનો રાજકુંવરી પ્રત્યે અત્યંત પ્યાર હતો, પણ વિલયમ તથા એડીલેડને તા૦ ૮ મા સપ્ટેંબરે પટ્ટાભિષેક કીધા ત્યારે કુંવરી તથા ડચેસ આફ કેન્ટ તે સમારંભમાં દાખલ થઇ શક્યાં નહિ, તેથી વર્તમાનપત્રોએ અનેક પ્રકાર- ના ગુલબાનો ચલાવ્યાં. "ધી ટાઇમ્સે" ડચેસ ઓફ કેન્ટને માથે અડઘોદ- ડઘો નાખ્યો કે તેણીએ કુંવરીને આવવા દીધી નહિ. આ વાતને બીજાં વર્ત- માનપત્રોએ ઉપાડી લીધી, ને "વા વાયાથી નળિયું ખસ્યું, ને તે દેખીને કુતરૂં ભસ્યું" તેમ એકની પછાડી બીજાએ બોલવા લાગ્યા. કોઇએ લખ્યું કે રાજા તરફથી નિમંત્રણજ નહોતું, કોઇએ લખ્યું કે વડા પ્રધાન લોર્ડ ગ્રેની મરજી નહોતી. એમ અનેક પ્રકારની વાતો ચાલી, પણ છેલ્લે "ગ્લોબ" પત્રે લખ્યું કે કુંવરીની તબિયત યોગ્ય નહિ હોવાથી, રાજાની મંજુરિય- તથી તે એ સમારંભમાં આવી શકી નહોતી, ત્યારે સઘળાં બોલનારાંઓ ચૂપ થઈ ગયાં. કુંવરી રાજગાદી વારસ ઠર્યા પેહેલાં રાણી એડીલેડ સા- થે એક સમયે-૧૮૩૧ ના જાનેવારીમાં-ભરબજારમાંથી જતી હતી, ત્યા- રે રાણી સાથે તેને પણ ખુશાલીના પોકારથી પ્રજાએ વધાવી લીધી.

રાજદરબારના આ મામલા પછી કુંવરી પોતાના વિદ્યાભ્યાસ પાછળ ખૂબ મંડી. સામાન્ય અભ્યાસ સાથે સંગિત તથા નૃત્યકૌશલ્ય પ્રાપ્ત કરવાને તે મંડી. દરેક કામ કરવામાં કુંવરી વિકટોરિયાએ પુરતી ચંચળતા દર્શાવી અને તેના શિક્ષકો પણ હેરત પામ્યા; ને ભવિષ્યની ઇંગ્લંડની રાણીએ, પોતાની બુદ્ધિ ને મનશક્તિનો ઘણો ઉજળો યશ બતાવી સૌને મોહવશ કીધા.

# પ્રકરણ ૨ જું.

## તરૂણાવસ્થા.

રાણીશ્રીના બચપણનો સમય હવે વીતી ગયો છે ને તરૂણાવસ્થામાં તેઓ દાખલ થયાં છે. બુદ્ધિ, તનમનશક્તિના ઉત્સાહ ઉમંગનો એ કાળ છે. આ કાળમાં એઓ ઘણાં પ્રકાશી નિકળ્યાં છે, તેમજ કેટલાક બનાવો પણ અવનવા બન્યા હતા. એ સાત વરસના કાળમાં પ્રવાસ, સહવાસ આદિ પ્રસંગોથી એ નામદાર સંસ્કારી થયાં, ને જૂદા જૂદા પ્રદેશોમાં જણ જણ પ્રત્યેની ખાસ વર્તણુકથી પ્રજાની પ્રીતિ સંપાદન કીધી, ને નવી રાણીનો રાજપ્રસંગ વધાવી લેવાને પ્રજા તત્પર જણાઈ.

### ૧. પ્રવાસ અને સહવાસ.

રાજકુંવરી ૧૮૩૧ ના આગસ્ટમાં આઇલ ઓફ્ વાહીટમાં હવા ફેરે ગઈ; ત્યારે નોરીશગઢમાં મુકામ કીધો હતો. અત્રે કીનારાપર ફરતી હોડીઓથી તેઓને ઘણો આનંદ મળતો હતો. ત્યાં રાજકુંવરી **એલીઝાબેથની** ઘણી ગમ્મત આપનારી વાતો કેહેવામાં આવતી હતી, પણ તેથી કુંવરી **વિક્ટોરિયાને** આનંદ પ્રાપ્ત થતો કિંવા નહિ તે કંઇ પણ કહી શકાય તેમ નથી. તેમજ રાણીને એ ટાપુમાટે તે વેળા પ્રેમભાવ હતો કે નહિ તે પણ કહી શકાય તેમ નથી; કેમકે પછીથી એ નાહનકડા ટાપુ તરફ રાણીશ્રીને ખ્યાલ પણ આવ્યો જણાતો નથી; છતાં ૧૮૩૩માં કુંવરીને લઇને રાજમાતા ત્યાં પાછાં ગયાં હતાં. **વિલયમ** રાજાના પટ્ટાભિષેકને ટાણે રાજકુંવરી ને રાજમાતા આવ્યાં નહોતાં, તેથી કુંવરીની ૧૩ મી વર્ષગાંઠને દિવસે—૧૮૩૨ માં રાજમાતાએ પ્રજામાં પોતાના દર્શન દીધાં હતાં ને રાજાએ તેમના માનમાટે નૃત્યક્રીડા કરાવી હતી. એજ વર્ષમાં ઇંગ્લંડ તથા

વેલ્સમાં મોટો પ્રવાસ કરવામાં આવ્યો હતો. એનો મુખ્ય હેતુ તો કુંવરીની બુદ્ધિ ખીલે ને લોકોમાં પ્રસિદ્ધ થાય તેજ હતો. ઘણા ઉમરાવ ને કુલીન ગૃહસ્થોનો પરિચય થયો, ને રાજકુંવરીમાટે તેમણે સંતોષ બતાવ્યો. ઓક્ષફર્ડની યુનિવરસીટી જોઈને કુંવરી ઘણી રાજી થઈ. અકટોબરમાં વેલ્સના પરગણામાં ફરવા ગયાં. ત્યાંના ડુંગરા ડુંગરીના ભવ્ય ને રમણિય દેખાવો જોઇને ઘણો મોહ ઉત્પન્ન થયો હતો. ડુંગરોપરથી પડતા ધોધવા, ખીણો, નદી નાળાં, ઝાડપાનની ઘટા ને પશુપક્ષીઆદિકના નાદોથી તેઓને પ્રેમાનંદ વાધ્યો. ઇટનમાંથી ચેસ્ટરના પુરાતન નગરમાં આવ્યાં. અત્રેનાં દેવાલયો, તેમજ રસ્તાની રચના જોઇને અચંબો પામ્યાં. અત્રે રાજકુંવરીનાં નામનો નવો પૂલ ખુલ્લો મુકવામાં આવ્યો, જે બનાવ પેહેલવેહેલોજ બન્યો હતો. ત્યાંથી ચેસ્ટવર્થ, જે કેવેડિસના ડયૂકનું મુખ્ય સ્થળ ગણાય છે, ત્યાં આવ્યાં. ડરબીશાયરની પુરાતન ગાથાઓ સાંભળવાને તેઓ વધારે વાર ત્યાં રહ્યાં. પછી હાર્ડવિક ને મેટોકની મુલાકાત લીધી, ને બેલપરમાં પેહેલવેહેલીજ નિકળેલી રૂની મીલ જોવા ગયાં. ત્યાંથી એલટન એબી ને સોગ્સબરોમાં ગયાં. અત્રે સર્વમાન્ય ડા. **જોન્સન**ની જન્મભૂમિનાં ઘણા પ્રેમથી દર્શન કીધાં.

જ્યાં જ્યાં રાજકુંવરી ને રાજમાતા જતાં હતાં, ત્યાં ત્યાંથી માનપત્રો મળતાં હતાં, જેનો પ્રતિઉત્તર રાજમાતાજ આપતાં હતાં. તા. ૨૭ મી અકટોબરે અર્લ ઓફ લીવરપુલના રેહેઠાણવાળા પિચફોર્ડ હૉલમાં આવ્યાં. અત્રેજ વેલ્સનો મોટો યોદ્ધા **પરસી** ઘાયલ થયો હતો ને **ડગલાસ** કેદી બન્યો હતો, જે સાથે વેલ્સની સ્વતંત્રતાનો પણ નાશ થયો હતો. શોર્પશાયર, વુડસ્ટાક, બેલિંગડન વિગેરે ઘણાં રમણિય સ્થળો જોતાં, જ્યાં મહાસમર્થ **સર વાલટર સ્કાટ**, એક હરિશ્ચંદ્ર જેવો સત્યવાદી રહીને પોતાનું કરજ અદા કરવાની મેંહેનતમાં બુદ્ધિ, તન ને મન સર્વેનો નાશ કરી પવિત્ર સમાધિમાં પોઢયો હતો તે એબર્ડ-

શૅફાર્ડમાં તેઓ આવી પહોંચ્યાં. આઠમી નવેંબરે રાણી ઑક્ષફર્ડમાં આવ્યાં. અત્રે વાઇસ ચાન્સેલરે તથા બીજા ઉપાધ્યાઓએ પૂર્ણ સન્માનથી વધાવી લીધાં. આ સન્માન આડંબરસહિત હતું, ને ઉપપ્રમુખે આગલા રાજાઓની મુલાકાતની ઘણી ઘણી વાતો કીધી હતી યૂવરાજકુંવરીએ સઘળે ફરીને જોયું, ને પોતાની નહાની વય છતાં, તે કાળને યોગ્ય સંતોષ બતાવ્યો. ઑક્ષફર્ડથી આ પ્રવાસી કેન્સિંગટનમાં પાછાં ફર્યાં.

બીજે વર્ષે–એટલે ૧૮૩૩ માં પાછાં આઇલ ઓફ્ વાઇટ મધે મા દીકરી ગયાં હતાં. આ વેળાએ લોકોનો વધુ સારો પરિચય પડયો હતો, ને ઘણી ગમ્મત મળતી હતી. એક પ્રવાસી કહે છે કે તે એક દિવસે સહવારમાં **એલિઝાબેથ વેલબ્રિજની** સમાધી જોવા ગયો, ત્યારે ત્યાં એક બાળકી બેસીને પવિત્ર વાર્તાના પુસ્તકમાંથી ઘણે મધુર સ્વરે વાંચતી હતી, ને એક સ્ત્રી તે સાંભળતી હતી. પેલો પ્રવાસી ત્યાંથી પાછો ફર્યો ત્યારે તેને જણાવવામાં આવ્યું કે એ બે સ્ત્રીઓ તે ડચેસ ઓફ્ **કેન્ટ** ને તેની કુંવરી **વિક્ટોરિયા** છે. નોરીસગઢમાં રહ્યાં હતાં ત્યાંથી તેઓએ સમુદ્રની ઘણી સરસ સેલઘાઓ કીધી છે. સાઉથામ્પટન, કેરિસબ્રુક અને વિંચેસ્ટરમાં ભવિષ્યની રાણી ગઇ, ને પ્લીમાઉથ ને ટોરીમાં નૌકાનો કારભાર કેમ ચાલે છે તે પણ તપાસ્યો. ઇંગ્લંડના એક નૌકાવિજયના મહોત્સવને દિવસે ટારક્વિના રેહેવાસીઓએ ડચેસને એક માનપત્ર આપ્યું, જેના પ્રતિઉત્તરમાં જણાવ્યું કેઃ–"ઇંગ્લંડના એક નૌકાવિજયના મહોત્સવને ટાંકણે, રાજકુંવરીને પ્રજા તરફથી પૂર્ણ પ્રેમાધિન સત્કાર પ્રાપ્ત થાય એ મને ગર્વવાળી કરે છે." તેમજ પ્લીમાઉથના માનપત્રનો જવાબ દેતાં વાઇટ ટાપુના રહિસોએ રાજકુંવરી પ્રત્યે જે મનોદય દાખવ્યો છે તે માટે સંતોષ પ્રદર્શિત કરી, ત્યાંનું દારૂખાનુ ને નૌકા સંબંધી કુંવરીને વિશેષ જ્ઞાન મળ્યું તે માટે ઉપકાર માન્યો.

અહિંયાં રાજકુંવરીને એક ભયંકર અકસ્માત થયો હતો. એડિથ-સ્ટોનથી નોરીશગઢ પાછા ફરતાં માર્ગમાં એક જીર્ણ નૌકાના તુકડા પડેલા હતા, તેને હોડી અઢડાઇ, ને મુખ્ય ડોલને આંચકો લાગ્યો, ને તે તૂટી પડયો. આ ક્ષણે જો કુંવરીને સનડર નામના મુખ્ય પાઇલોટે બાજુએ ખસેડી લીધી હોત નહિ તો ઘણો ભયંકર બનાવ બનત. ક્ષણવાર તો આ રાજવંશીઓને કશો ખ્યાલ પણ આવ્યો નહિ, પણ પછી ભયનો વિચાર કરતાં તેઓને તેજ વિચારથી થંડાગાર થઇ જવું પડયું. પાઇલોટને માસ્તરની પદવીએ ચડાવ્યો ને જયારે કુંવરી રાણી થઈ ત્યારે રાજદરબારનું તેને નિમંત્ર કરીને પોતાની ગુણજ્ઞતા દર્શાવી હતી, તેમ પાઇલોટના મરણ પછી તેની સ્ત્રીના નિભાવ માટે વ્યવસ્થા કીધી હતી.

પ્રવાસમાંથી પાછા ફર્યાં કે તુરત કુંવરી માંદગીમાં સપડાઇ. પંદર-મી વર્ષગાંઠને દિવસે કુંવરી ફીકા-સફેત ચેહેરાવાળી ને નાજૈવતિવાળી કૃષાંગના જેવી થઇ ગઈ હતી; સ્વભાવ, રૂપરંગ ને રીતભાત સઘળાંમાં મોટે ફેરફાર થઇ ગયો હતો. પણ પ્રભૂ જ્યાં સાનુકૂળ છે ત્યાં સર્વે રૂડાંવાનાં થાય છે. કુંવરી આરોગ્ય થઈ ને. વેસ્ટમિન્સટર આબીમાં જે મોટો જલસો થયો તેમાં રાજારાણી સાથે દાખલ થઇ, ને રાજભક્ત પ્રજાએ હર્ષ-થી વધાવી લીધી. ૧૮૩૫ માં એસ્કોટની સરતના મીલાવડામાં તેણી દા-ખલ થઈ હતી. સરતને મોટે દિવસે રાજકુંવરી વિકટોરિયાએ રાજકુટુંબ સાથે દર્શન દીધાં; ને અંગરક્ષક સેવકોએ અભિવંદન કીધું. સૈન્યની એક સરખી રચના, ને અમિર ઉમરાવની સ્ત્રીઓના દબદબા ભરેલા પોશાકો, હજારો લોકોનો સમુદાય, ને સૂર્યના કીર્ણનો પ્રકાશ ને રચનાથી એક અલૌ કિક મેળો થઈ પડયો હતો. વિકટોરિયા કુંવરી ષોડશવર્ષની સુંદરી હતી, તેની કાંતિ અનુપમ દેખાતી હતી, નહી ઊંચી નહી નીચી તેવી હતી, બાં-ધે મજબૂત, નવયૌવના, આરોગ્ય, ને આનંદી દીપતી હતી. માથાનો

અંબોડો પૂર્વ કાળની પ્લેનટેજનેટ રાણીઓ ગુંથતી હતી તે રીતનો ગુંથે લો હતો; ને એવી રીતના સાદા શણગારને લીધે તે વેળાના જનસમૂહાય-માં એ દેદીપ્યમાન થઇ રહી હતી. પોશાકમાં પાટલવર્ણનો શિરસ્કં–માથામાં ઘાલવાનો "બોનેટ" ઘાલ્યો હતો, ને ગુલાબી રંગનો સાટિનનો ઘાઘરો હતો. કાળી પટી સાથની ટોપી પેહેરી હતી. સઘળાંની આંખો એ નવિન રાજકુંવરીએ લોહચુંબક માફક ખેંચી લીધી હતી. એક અમેરિકન ગ્રંથકાર લખે છે કે, "એક પળ હું રાજા જયાં ઉભા હતો ત્યાં ગયો, ને રાણી ને પછી યુવરાજ કુંવરીની તરફ દૃષ્ટિ ફેંકી, તેણી કાંકડી રીતે ઉભા હતી, લાવણીઓ ગવાતી તે સાંભળતી હતી, ને ગામગપાટા તરફ પણ પ્રેમથી લક્ષ દેતી હતી. રાણી આખા રાજ્યમાં સર્વેથી સાદી હતી, પણ રાજકુંવરી તો એક કવિતાની પ્રતિમાજ હતી; ને ઇંગ્લંડના તખ્તપર આવી લાવણ્યમય સુંદરીને જોવું કોને નહીં ગમે!"

## ૨. અગત્યનો સમારંભ.

રાજકુંવરી વિકટોરિયાને તા૦ ૩૦ મી આગસ્ટ ૧૮૩૫ને દિને રાજા વિલયમ, રાણી એડિલેડ, ને બીજા રાજકુંટબની સમક્ષ કેન્ટરબરીના આર્ચબિશપે રાજગાદિની માલીકણ તરીકે સ્વીકારી. આ સમય-ની રચના અવલોકન કરવા યોગ્ય હતી. આર્ચબિશપે હવે પછી રાજકું-વરીને પોતાના માથાપર કેવો મોટો જોખમ આવવાનો છે તે સંબંધી વાંચી સંભળાવ્યું; ને રાણીશ્રીની ફરજ શી શી છે, પોતાના હાથમાં જે મોટી રાજસત્તા આવનારી છે તેનો કેવો ઉપયોગ કરવો, ને આખરે તે જગતનિયંતા સમક્ષ કેવો જવાબ દેવાનો છે તે સઘળું કેહેવામાં આવ્યું. ને તે એવા તો મંજુલ સ્વરે જણાવ્યું કે રાણીશ્રીના નેત્રમાંથી બાષ્પ-બિંદુનો ધોધવો વહી ચાલ્યો; ને તે એટલી બધી તો પોતાના જુસ્સાને

સમાવવાને અશક્ત થઈ પડી કે પોતાની માતાના ખભાપર હાથ નાખી ડચકિયાં ખાતી રડી પડી. રાજારાણી તથા ડચેસ ઓફ કેન્ટને પણ આ દેખાવથી ઘણું લાગી આવ્યું.

બીજી એક અદ્ભૂત રચના, જે વિંડસરમાં તા૰ ૨૧ મી આગસ્ટ ૧૮૩૬ ને દિને થઈ હતી, પણ તે રૂપલીથી તદન વિરુદ્ધ છે. રાજા **વિલ્યમ**નો એ દિને જન્મ દિવસ હતો. રવિવાર હોવાથી કશી પણ વિશેષ ધામધૂમ કરવામાં આવી નોહતી, પણ પડોસના તથા કુટુંબના મળી આશરે સોએક માણસ ભોજનમંડળમાં ભેગું થયું હતું. મધ્યની ખુરસીપર રાજા પોતે, એક બાજુએ ડચેસ ઓફ કેન્ટ, બીજી બાજુએ રાજાની બેહેનો, ને સામે યુવરાજ કુંવરી **વિક્ટોરિયા** બિરાજી હતી. આ ભોજનમંડળીમાં **એડોલ્ફસ ફીટ્ઝક્લેરન્સ** હાજર હતો. તેણે આ પ્રમાણે તે સમયની હકીકત જણાવી છે. 'રાણી **એડીલેડ**ની ઇચ્છાથી રાજાનો વિજય ઇચ્છવામાં આવ્યો; ત્યારે રાજાએ આ રાજકુલના મીલાવડામાં એક ઘણું સરસ, પણ ઝનૂની ભાષણ કીધું હતું. તે નામદાર બોલ્યો કે, "તે પરમાત્મા તરફથી પૂર્ણ આશા રાખું છું કે તે મને બીજા નવ માસ વધારે આયુષ્ય આપશે, કે જે પછી, મારૂં મૃત્યુ થાય તો રાજ્યમાં રીજંસી સ્થાપવી પડશે નહિ. તે સમયે રાજ્યની માલિક થવાને અનુમાને સિદ્ધ થયેલી, આ મારી સન્મુખ વિરાજેલી તે તરૂણ સુંદરીના (રાજકુંવરીને બતાવી) હસ્તકમલમાં રાજ્યની લગામ સોંપવાથી મને પૂર્ણાનંદ પ્રાપ્ત થશે; પણ મારી આસપાસ જે હમણા બેઠેલા છે, અને જેઓને કુત્સિત વિચારો આપનારા સલાહકાર છે, અને જેઓ રાજ્યના જોખમ ભરેલા કામમાં તદન નાલાયક છે તેઓના હાથમાં એ સત્તા જશે નહી. આ ક્ષણે જરા પણ સંશય વગર હું જણાવું છું કે મને તે માણસ તરફથી ઘણીક રીતે છેતરવામાં આવ્યો છે;—બહુજ ભુંડી રીતે જાણીજોઈને જ છેતરવામાં આવ્યો છે. પણ આજે મેં જણાવવાનો દૃઢ ઠરાવ કીધો છે કે-

તે, મૂજ પ્રત્યે, ગૃહસ્થાઇથી ઉલટી ચાલ હવે પછીભવિષ્યમાં નહિચલાવશે. જે ઘણા ઘણા બનાવો બન્યા છે, તેમાં આ તરૂણ સુંદરી તરફનો મારો મનોભાવ કમી કરવા સંબંધી પણ એક બાબત હતી; જે દરબારમાં તેકુંવરીને આવવાનો સદાજ હક છે, ત્યાંથી તેને દૂરની દૂર રાખવામાં આવી હતી; પણ હવે મેં દ્રઢ ઠરાવ કીધો છે કે હવે તેમ ભવિષ્યમાં નહી બને. હું જાણું છું કે હું રાજા છું, ને મારે મારી સત્તામાં દ્રઢતા રાખવી જોઈયે; ને હવે ભવિષ્યમાં હું આજ્ઞા કરૂં છું કે એ રાજકુંવરીએ સદાજ મારા રાજદરબારમાં હાજર રહેવું."

રાજાએ રાજકુંવરીના સંબંધમાં મમતા ભરેલા શબ્દોમાં ઉત્તમ ભાષણ કીધું હતું, તોપણ તે પ્રસિદ્ધ થતાં બહુ ગડબડાટ થયો હતો. રાજા જાતે આકળો હતો, ને એ તેના બોલવાથી મિત્રમંડળીમાંથી ઘણો કચવાટનો ગણગણાટ બહાર આવ્યો. ખુદ કુંવરી પણ રડવા લાગી, ને રાણી પણ ગભરાઇ ગઈ. આ બધાં કડવાં વચનો ડચેસ ઓફ કેન્ટ ઉપર હતાં, કેમકે રાજા એમ ધારતો હતો કે તે પોતાની કુંવરીને દરબારથી અલગ રાખેછે. અતિશે ખિન્ન વદને ને દગ્ધ હૃદયે ડચેસ ઓફ કેન્ટ ને કુંવરી ઘેર જવાને ઉઠયાં, પણ ઘણા આગ્રહથી રાજાએ પોતાને ત્યાં રાખ્યાં. આ બાબતમાં રાજાના ખુદના શબ્દોમાં ઘણી ખરી અતિશયોક્તિ થયેલી કહેવામાં આવે છે, પણ ડચેસ સામા રાજા, રાજગૃહસ્થાઇ ને વિવેકથી વેગળો–તોછડાઈ–તે પ્રમાણે વર્ત્યો છે એમ તો જણાય છે.

## ૩. માનવંતો પરોણો.

રાજકુંવરી **વિક્ટોરિયા** પોતાના કેન્સિંગટનના રાજ્યમહાલયમાં રેહેતીહતી ત્યારે શાક્સકોબર્ગનો ડયૂક, પોતાના બે પુત્ર, રાજપુત્રો **અરનેસ્ટ** ને **આલબર્ટ**ને લઈને આવ્યો હતો. તે ચાર અઠવાડિયાં ડચેસ આફ કેન્ટ સાથે રહ્યો. મહારાણીના ભવિષ્યના પરમ પ્રિય પતિ રાજપુત્ર **આલબર્ટ**, 'તેના

પ્રથમ દર્શન આજ ટાંણે થયા. આ માનવંતા પરોણાઓને રાજા, રાજકુટું-
બ ને બીજા બધા તરફથી ઘણું સરસ સન્માન આપવામાં આવ્યું. રાજકુંવરી,
રાજપુત્રો ને ડચેસ ઓફ કેન્ટ ને ડ્યૂક ઓફ કોબર્ગ સંઘા જોડેજ લંડ-
નની ચિત્તાકર્ષક જગ્યાઓ જોવા જતા હતા. રાજપુત્રી ને રાજપુત્રનો અત્રે
સારો સહવાસ થયો ને પેહેલ પ્રથમજ અત્રે પ્રીતિનો અંકુર અન્યોન્ય-
ના હૃદયમાં ઉગી નિકળ્યો. પણ કોઇએ પોતાનો મનોભાવ પ્રદર્શિત કીધો
નહી. સેંટપોલની ધર્મની શાળામાં કુંવરી ને કુંવર સાથે ગયાં ત્યારે એ-
કેક ત્યાંના બાળકોનું ગાયન સાંભળી વદનકમળ નિરખી હસ્યાં. એમ કેહેવામાં
આવે છે કે લંડનના લોર્ડ મેયરે તેઓને ખાનું આપ્યું ત્યારે સર્વે એમજ
ધારતા હતા કે બંનેના મન મળેલાં જેવાં છે. સઘલાં સાહજનનું ધ્યાન તેએ
તરફજ હતું, ને અન્યોન્ય એક બીજા પ્રત્યે પ્રેમથી જોતાં હતાં તેથી
સર્વે સભ્યજનો છક થઇ ગયાં હતાં.

તા૦ ૨૪ મી મે ૧૮૩૭. આજે રાજકુંવરી **વિક્ટોરિયા** શગીર
વયમાંથી ટળીને પૂર્ણ વયે આવી, ને તેના માનમાં અરૂણોદય થયો તે ક્ષણે
વાજીત્રના નાદોનો ઘોર થઇ રહ્યો. આખો કેન્સિંગટનનો રાજમહેલ ગાજી
રહ્યો. કુંવરી પોતાની એક બારીએ બેઠી બેઠી ઘણાં મધુર સ્વરના ગાયનો
સાંભળતી હતી, તેવામાં પોતાના પિતાનીસ્તુતિની એક લાવણી સાંભળી હર્ષથી
નાચી ને તે ફરીથી ગાવાને વાજીત્રવાળાને આજ્ઞા કીધી. તે પાળી, પૂર્ણ ઉત્સાહના
આવેશમાં આવેલા વાજીત્રવાળાઓએ "પ્રભુ રાજાનું રક્ષણ કરો" એ ગીત ગાઇને
સમાપ્ત કીધું. આખા દિવસમાં ડચેસ ઓફ કેન્ટને તથા રાજકુંવરીને હજારો અ-
મીર ઉમરાવ તરફથી અભિનંદનસૂચક પત્રો આવ્યા, ને અભિનંદન દેવાને
ઘણાકો જાતે પણ પધાર્યા. ખુદ રાજાએ બે હજારની કીમતનો એક
પ્યાનાફોર્ટ કુંવરીને ભેટ મોકલ્યો. રાજાએ એજ વખતે એવું પણ જણાવ્યું કે
તે પોતાના ખાનગીમાંથી દરવરસે એક લાખ રૂપિયા કુંવરીને આપે, પણ

તે એવી સરતે કે કુંવરી રાજાના સલાહકારો સાથે કામ લે. આ શરત સાથે બક્ષીસ લેવાને કુંવરીએ ના પાડી. યુવરાજ કુંવરીનો જન્મ મહોત્સવ ઇંગ્લંડમા મોટા સમારંભથી પાળવામાં આવ્યો હતો. પાર્લામેંટ બંધ રહી, સેંટ જેમ્સનાં મહેલમાં રાજ્ય તરફથી નૃત્યક્રિડા કરાવવામાં આવી. આ નૃત્યક્રીડામાં બહુ મોટા મોટા ઉમરાવો આવ્યા હતા, પણ રાજારાણી આવી શકયાં નોહતાં, કેમકે રાજાની તબિયત નાદરૂરત હતી. નૃત્યક્રિડામાં મુખ્ય આસન કુંવરીએ લીધું હતું, ને તેની એક બાજુએ ડચેસ આફ કેન્ટ ને બીજી તરફ ઓગષ્ટા રાજકુંવરી બેઠી હતી. આખા લંડન નગરમાં રોશની થઇ હતી, તથા ઘેરઘેર દિવાલી બની રહી હતી. ગામડાં ને પરગણાઓમાં પણ બડી ધામધુમ થઇ હતી.

આ જન્મ મહોત્સવને ટાંણે લંડનની સીટી કાઉંસીલે એક ધન્યવાદસૂચક પત્ર રાજકુંવરીને અર્પણ કીધો હતો. તેમાં ડચેસ ઓફ કેન્ટની પણ સ્તુતિ હતી. લંડનનો લોર્ડ મેયર આ ધન્યવાદસૂચક પત્ર, બીજા પોતાના સાથીઓને લઇને કેન્સિંગટનના રાજમહેલમાં આવ્યો હતો. તે પત્રનાં પ્રતિઉત્તરમાં રાજમાતાએ પેહેલે પોતાના ગતઃ પ્રાણનાથના સંબંધમાં શોક પ્રદર્શિત કીધો, ને પછી રાજકુંવરીની કેળવણી સંબંધી જણાવ્યું. પછી તેણી બોલી,—"રાજ્યના કોઇ પણ પક્ષથી અમે તદન દૂરના દૂર રહ્યાં છિયે; છતાં મેં મારી પ્રિય પુત્રીને પ્રજાકલ્યાણ ને રાજધર્મ શું છે થતે સમજાવવામાં કસર રાખી નથી. સ્વતંત્ર લોકનો જે મુખ્ય ધર્મ તે મેં યસ્થિત સમજાવ્યો છે; રાજકુંવરી હવે પોતાના પૂર્ણ વયે પહોંચી છે, એટલે મને પૂર્ણ આશા ને સંતોષ છે કે તેણી, પોતાના હસ્તકમલમાં જે પવિત્ર ધર્મ ફરજ સોંપવામાં આવશે તે પૂર્ણ કૌશલ્યથી અદા કરશે. તેની મુખ્ય ફરજ એજ છે કે ધર્મ, જ્ઞાન ને છુટાપણું; ઉદ્યોગ ને પ્રજાની સંપત્તિ વધારવી, તેમજ જે પ્રજા સ્વતંત્રતાના હકો સારી રીતે સમજે છે તેનું

સર્વમાન્ય હિત ઈછવું." રાજકુંવરી **વિક્ટોરિયાએ** અભિનંદનનો પત્ર વાંચ્યા પછી ઘણા મંજુલ સ્વરે, પણ સ્વાભાવિક ને સરલ શબ્દોમાં જણાવ્યું કે,–"તમારા મમતાળુપણા માટે ઉપકૃત છું, અને અમારી માતુશ્રીએ અમારી ઇચ્છા યથાર્થ રીતે દર્શાવી છે."

આ પ્રમાણે રાજકુંવરીને પ્રારંભથીજ સન્માન મળતું આવ્યું. દરરોજ ઓછામાં ઓછા વિશ માનપત્રો આવતાં હતાં, ને એવું ઘણા દિવસ સુધી ચાલ્યું. ખુદ કેન્સિંગટનના રહિશોના માનપત્રથીતો રાજકુંવરી ને રાજમાતા એટલાં તો હર્ષ પામ્યાં હતાં કે તેનું વર્ણન થાય તેમ નથી.

રાજકુંવરીએ પોતાના પુરતા દબદબા સાથે ને ઇંગ્લંડની ગાદીવારસ યુવરાજકુંવરી તરીકે છેલ્લાં દર્શન રાજા **વિલિયમના** જન્મદિવસે દિધાં હતાં; પછી તુરતજ સ્પાઇટફિલ્ડના વણકરોના લાભ માટે સંગીત–નાટય કરવામાં આવ્યો હતો ત્યાં દીધા હતા. ઇસ્ટએન્ડના દરિયાકીનારાપર થયેલાં જબરજસ્ત વાવાઝોડાંથી હજારો લોકો નિરાધાર થઇ પડયા હતા, તેના રક્ષણ માટેના એ સંગીત-નાટયમાં કુંવરીની હાજરીથી-ઘણી સરસ અસર થઇ, ને રાજકુંવરીએ અહિયાંથીજ નિરાશ્રિતોના સંરક્ષણ માટેની પોતાની લાગણી બતાવી.

અહિયાં આપણી પરમ પ્રિય મહારાણી શ્રી વિક્ટોરિયાના જન્મચરિત્રના બે ભાગ બચપણ ને બાળપણ પૂરાં થાય છે. હવે તરૂણાવસ્થામાં કુંવરી આવી પહોંચ્યાં છે. ઈંગ્લંડની એક અતિલાવણ્યવતી તરૂણીને પણ ક્ષોભ પમાડે તે કરતાં વધારે તે તેજસ્વી થયાં છે, ને એટલી તેજસ્વી છતાં નિરાભિમાની, સ્વાર્પણ કરનારી, જનદયા રાખનારી નિવડી છે. તે પોતે કેમ હુકમ બજાવવો ને કેમ હુકમ પળાવવો તે યથાર્થ રીતે જાણે છે, અને જે ડચેસ ઓફ કેન્ટે આટલા બધા સદ્ગુણોથી પૂર્ણ, આપણી મમતાળુ મહારાણીને બનાવી છે તે રાજમાતાને જગત્પિતા શાંતિ આપે એવું ઇચ્છી આ પ્રકરણ સમાપ્ત કરીશું.

# પ્રકરણ ત્રીજું.

## સિંહાસનારોહણ.

ડ્યૂક ઓફ્ કેન્ટથી ડચેસ ઓફ્ કેન્ટે પુત્રીને જન્મ આપ્યો, ત્યરે ઇંગ્લંડના એક પણ સખ્સના મનમાં-સ્વપ્નામાં-તરંગમાં કે ખ્યાલમાં એવી શંકાજ માત્ર ઉત્પન્ન થઇ નોહતી કે **એલેકઝાંડ્રીના વિક્ટોરિયા** ઇંગ્લંડનાં રાજપદને પામશે. ડ્યૂક ઓફ્ કેન્ટ, એ ઈંગ્લંડના ત્રીજા જ્યોર્જ રાજાનો ચોથો પુત્ર હતો. રાજા જ્યોર્જ ૬૦ વર્ષ રાજ કરી મરણ પામ્યો ત્યારે **ડ્યૂક ઓફ્ કેન્ટના** ત્રણ વડીલ બંધુઓ હૈયાત હતા. પાટવી રાજપ્રતિનિધિ, તે જ્યોર્જ ચોથાનું નામ ધારણ કરીને ગાદીપતિ થયો, પણ તે વગર સંતાને મરણ પામ્યો. બીજો પુત્ર ડ્યૂક ઓફ્ યોર્ક ૧૮૨૭ માં વગર સંતાને મરણ પામ્યો હતો ને તેને એક પુત્રી હતી, તે પણ બાપની હૈયાતીમાંજ મરણ પામી હતી. ત્રીજો પુત્ર **ડ્યૂક ઓફ્ ક્લારેન્સ**, ચોથા **વિલયમને** નામે ૧૮૩૦ માં ગાદીપતિ થયો. એ રાજાની રાણી એડીલેડને પુત્રનેમાટે ઘણી આતુરતા હતી, પણ ઇશ્વરેચ્છાએ તેને કશું સંતાન સાંપડયું નહી; તે પુત્ર પુત્ર ઝંખતી હતી તેવામાં **વિલયમ** ચોથાનો કાળ થયો ને જ્યાર્જ ત્રીજાના ચોથા પુત્ર ડ્યૂક ઓફ કેન્ટના વારસ તરીકે કુંવરી **વિક્ટોરિયાને** ગાદી પ્રાપ્ત હવી. ઈશ્વરની લીલા અકલિત છે. તે તરણાનો મેરૂ ને મેરૂનું તરણું કરે છે.

### ૧—રાજા વિલયમની માંદગી.

પાટવી રાજપ્રતિનિધિ કુંવરી **વિક્ટોરિયાની** ૧૮મી વર્ષગાંઠને દિવસે રાજ્ય તરફથી આપવામાં આવેલી નૃત્યક્રીડામાં ભાગ લેવાને **વિલયમ** રાજાથી નહિ બન્યું તેનું મુખ્ય કારણ શરીરની અશક્તિ હતી. આ અશકિત એની આખરે તો ઘણી વધી પડી. તે શકિતહીન થઇને શરીરે દુર્બળ થયો, જેથી શ્વાસ લેવાની પણ શક્તિ ગઇ ને ચાલવાને પણ અશક્ત થઇ પડયો. જુન

મહિનામાં બ્રાઇટનમાં હવાફેર કરવા જવાનો વિચાર થયો, પણ કેટલાક કારણોને અંગે એ વિચાર માંડી વાળવો પડયો. જુન માસની ૯ મી તારીખે તે દીપ્યો ને સર હરબર્ટ ટેલર સાથે કેટલુંક કામકાજ કીધું. જેઓ તે નામદારને મળવા આવતા હતા તે સઘળા ઘણું આશ્ચર્ય પામ્યા કે માત્ર એકદમ આરોગ્યતા કેમ સુધરી ગઇ. રાજાના આનંદી સ્વભાવ ને ધૈર્યથી સર્વ કોઇ આશ્ચર્ય પામતા હતા; તથાપિ એની ભાષણ કરવાની નાવિક જેવી તીક્ષ્ણતા તદન જતી રહી હતી. તા૦ ૧૬ મીએ એણે રાણીને કહ્યું "મને શાંત નિદ્રાની ઘણી જરૂર છે, જરાક મારી પાસે બેસીને પ્રભૂપ્રાર્થના કરની." રાજા પ્રાર્થના કરી રહ્યો, તે પછી રાણીએ કહ્યું: "ને હું શું પ્રભૂ પાસે એવી યાચના નહિ કરૂં કે આપ નાથ આરોગ્ય થઇને આનંદ ભોગવો." રાજાએ કહ્યું, "બેશક તેમ કર ! હું ઇચ્છુંછું કે મારા સ્વદેશના કલ્યાણ માટે બીજાં દશ વર્ષ વધૂ જીવું. હું એવી ઇચ્છા રાખું છું કે તેનું જેમ હિત થાય તેમ કરૂં." તા૦ ૧૭ મીયે પ્રભાતના યુવતી મેરી ફ્રેક્ષ એક પોથી લઇને રાજા પાસે આવી, ને તુરત રાજાએ એ સદ્ગ્રંથ કયો છે તે જાણવાને ચક્ષુથી નજર કીધી, ને જયારે તેણે જોયું કે તે પવિત્રવાર્ત્તાની પોથી છે, ત્યારે તે બહુ આનંદી જણાયો. રાણીએજ રાજાને પુછયું કે "તે એ પોથી વાંચે તો ગમશે?" રાજાએ કહ્યું, "એ મને અતિપ્રિય છે, પણ કદાપિ તમનેકંટાલો આવશે તો ?" તે પછી રાજાએ દેવલમાંથી પાદરી વુડને બોલાવી મંગાવ્યો. મહેલના-દિવાનખાનામાં દાખલ થતાંજ રાજવંશી પુરૂષે કહ્યું, "પ્રિયમિત્ર, કૃપા કરીને આ સઘળી પ્રાર્થના વાંચી જાઓ." પાદરી જેમ જેમ પ્રાર્થના વાંચતો તેમ તેમ રાજા એકચિતે પ્રભૂને યાદ કરીને પોતાની સ્થિતિની સરખામણી કરતો હતો. છેલ્લે પાદરી વાંચી રહ્યા પછી રાજાએ રાણીને કહ્યું, "હાસ! હવેમને નિરાંત વળી." તે પછી સહવાર સાંઝ બંનો ટાંણે પ્રાર્થના વંચાવી તે સારી રીતે લક્ષપૂર્વક સાંભળતો હતો.

રવિવાર તા. ૧૮ મીએ રાજાની માંદગી ઘણી વધી ને બિલકુળ આશા મુકવામાં આવી. એ દિવસે કંઈપણ કામકાજ કીધું નહી, પણ રાજદ્રોહીઓને માફી આપવાના ખતપર સહી કીધી. તુરતજ કેન્ટરબરીનો વડો પાદરી રાજવાડામાં દાખલ થયો, ને તેણે ઘણા ગંભીરસ્વરે રાજારાણીને સંસ્કારવિધિ કીધી. તે વેળાએ રાજા ઘણો ગંભીર મુદ્રાથી, સ્વસ્થચિત્તે પ્રભૂ પ્રત્યે લક્ષ દઈને સઘળું કર્તવ્યકર્મ કરતો હતો. એ દિને વાટરલુના રણક્ષેત્રમાં મળેલા વિજયનો મ્હોત્સવ હતો. પ્રભાતમાંજ તે યાદ રાખીને રાજાએ ડા. ચેમ્બર્સને કહ્યું, "ભાઇ ! આ વિજયી દિવસે હું હૈયાત રહું એટલે બસ, હવેનો વિજયી દિવસ હું જોવા પામીશ નહી." ડા. ચેમ્બર્સે જણાવ્યું કે, "મહારાજ, હું તો ધારૂં છું કે તમો નામદાર ઘણા દિવસ જોશો." આનો રાજાએ પ્રતિઉત્તર, પોતાના સદાના નિયમ પ્રમાણે વાળ્યો:– "હં! ત્યારે એ તો વળી બીજીજ વાત છે."

તા. ૧૯ મીએ પ્રભાતમાં રાજા જાગ્યો ને રાણીને કહ્યું, "મારા દેશની સેવા બજાવવા હું એક પ્રભાત વધારે ઉઠયો છું." તે પોતાની પૈડાવાળી ખુરસીપર બેસીને પોશાક સજવાના ઓરડામાં જવા લાગ્યો, ત્યારે રાણીના હજુરીયાએ સ્મિતહાસ્યથી કહ્યું: "આપ નામવરને પ્રભુ ચિરંજીવ રાખે." પછી વડા પાદરીએ આવીને માંદા મનુષ્યની પ્રાર્થના વાંચીને 'ઇશ્વરાસ્થા'નું પ્રકરણ વાંચ્યું. રાજાએ માત્ર એટલુંજ કહ્યું, "એમાં વધુ કંઇ નથી, એ બધું તો હું યથાસ્થિત સમજ્યો છું." એ વખતેજ રાણી ગદગદિત કંઠે રડીપડી ને પ્રેમના ઉભરાથી તેનું ગળું સુકાઇ ગયુ, કંઠે કાચકી બાઝી, બોલતી બંધ થઇ. રાજાએ ધીરજ આપી કહ્યું, "ધીરી થા, વહાલી, ધીરી થા. એમ શોક કરે કંઇ નિર્માણ કરેલું ફેરવી શકવાની નથી." એમ આખો દિવસજ રાજા, રાણીને ધીરજ આપતો હતો, ને તેના શોકનું નિવારણ કરતો હતો. વડો પાદરી વિદાય થતાં તેણે રાજાને કહ્યું કે "તમે નામવરને માટે હું ખરા જીગરથી પ્રાર્થના કરીશ," મરણકાંઠે આવેલા

રાજાએ કહ્યું, "યાદ રાખજો કે હું ધર્માસ્થાવાળો મહારાજા છું." તા. ૧૯ મીની પાછલી રાતના ને ૨૦ મીના પરોઢિયાના બે કલાકે ચોથો **વિલ્યમ** રાજા સ્વર્ગે સિધાવ્યો. એ એક ઘણો માયાળુ, સુઘો ને ન્યાયી, નિખાલસ મિત્ર, અને શત્રુને પણ યારી બક્ષનાર હતો, જોકે સમય બેસમયે ક્રોધી થઇ જતો હતો.

## ૨–રાજતેજોમયી મહારાણી.

**વિલ્યમ** ચોથો મૃત્યુ પામ્યો. જુગ જુગ જીવો **વિક્ટોરિયા**, ઘણું જીવો મહારાણી એવો જયઘોષ ચોમેર પથરાયો. ઓગણીસમા વર્ષમાં પ્રવેશ કરેલો છે જેણે હજી હમણાંજ, તે ડ્યૂક ઓફ કેન્ટની પુત્રી સિંહાસનારૂઢ થઇ. રાજાના મરણ પછી તુરતજ કેન્ટરબરીનો વડો પાદરી, **લોર્ડ ચેમ્બરલેન**, અર્લ ઓફ્ **એલબરમેન** ને સર **હેન્રી હેલીફેક્ષ** વિંડસરમાંથી નિકળી કેન્સિંગટનના મહેલને માર્ગે પડયા. રાત્રિના અઢી કલાકના નિકળેલા પ્રભાતના પાંચ વાગતાં કેન્સિંગટન તેઓ પહોંચ્યા. કેન્સિંગટનના દ્વારપાળને જગાડવા માટે, શોકભરિત વદને બારણાં ધમધમાવ્યાં, ઘંટ વગાડયો ને ઘોંઘાટ કીધો, પણ "સુખે સુવે આપોઆપ," તેવો દ્વારપાળ જાગે શું કરવા? થોડીવાર ખોટી રહ્યા પછી પાછો ઘંટ વગાડયો. દ્વારપાળ મુલાકાતે આવેલા ઉમરાવોનો સંદેશો લઇ રાણી શ્રી પાસે ગયો. થોડીવાર કોઇ આવ્યુંજ નહી ને પછી દ્વારપાળે આવીને કહ્યું કે કુંવરી મીઠી નિદ્રામાં છે તેને ઉઠાડવું યોગ્ય નથી. ત્યારે ગુસ્સાથી સર્વેએ કહ્યું, "ભલા માણસ! રાજકીય ઘણું અગત્યનું કામ છે, માટે જઇને રાણીને જગાડ." કંઇ પણ વિલંબ વગર **વિક્ટોરિયા** રાજકુંવરી રાત્રીનો પોશાક પેહેરી ઓઢેલી સાલ, પગમાં સપાટ, ખભાપર વિખરાયલા બાલ, ધીમી ચાલ, ને આંખમાં આંસુ સાથે બહાર આવી. પાદરી ફીલ્ડફ્રેર્ડે મુખ્ય સંદેશો કહ્યો, કે રાણીએ પેહેલુંજ કહ્યું કે "મારીવતી તમે સર્વે એકચિત્તે પ્રાર્થના કરો;" કે તુરત સર્વેએ ઘણા દબદબાથી ગુંઠણીયે પડીને રાણી શ્રી સાથે પ્રાર્થના કીધી.

તે પછી પેહેલું કામ રાણી વિક્ટોરિયાએ જે કીધું તે રાણી એ-ડીલેડને, ઘણા પ્રેમ અને મમતાળુ શબ્દોથી ભરપૂર શોકદર્શક પત્ર લખ્યો. એમ કરવામાં જે ઉદારતા જણાઇ છે તેથી તત્કાલજ તેને માટે બહુ ઉંચું મત્ત લોકોમાં બેસી ગયું. તે પત્ર પેહેલોજ પોતા-ની સ્વેચ્છા પ્રમાણે લખ્યો, તેમાં એક સ્થળે એમ લખ્યું હતું કે "નામદાર ઇંગ્લંડની મહારાણી." આ પત્ર લખતી વેળાએ જે શખસ રાણીશ્રીના પાસે હતો તેણે કહ્યું કે એમ હવે નહિ લખાય, કેમકે તેઓ વિધવા થયાં છે, માટે "વૈધવ્યવતી ઇંગ્લંડની મહારાણી" એમ લખવું જોઇયે. રાણી શ્રીવિક્ટોરિયાએ કહ્યું, "હર! હર! તે દુઃખિત અબળાને એ પેહેલું હું સંભારૂં? નહિ નહિ, એમ નહિ બને. હું જાણું છું કે એમ લખ-વું જોઇયે, પણ એ સ્મરણ કરાવવાનું કામ મારૂં નથી." એ પત્રમાં પોતાની કાકીને જણાવ્યું કે તમારે તમારી આરોગ્યતાનું સંરક્ષણ કરવું, ને ઈચ્છામાં આવે ત્યાં સુધી વિંડસરનો મહોલ તમારે સ્વાધિન છે.

## ૩—પેહેલી કાંઉન્સિલ.

પ્રભાતના નવ વાગ્યા હતા. ઇંગ્લંડનો વડો પ્રધાન લોર્ડ મેલબોર્ન, જે સઘળું કરતો કારવતો હતો, તે રાણીશ્રીને મંદિરે પધાર્યો. બે કલાક સુધી ઘણીક ખાનગી વાતો કીધા પછી પ્રિવિ કાંઉસીલ* બોલાવવાનો હુકમ આપ્યો. એ બોલાવવાનું સ્થળ કેન્સિંગટનજ રાખ્યું હતું. ઇતિ-હાસવેત્તા કારલાઇલ જણાવે છે કે એક તરૂણ બાળકી, કે જેણે હજી દુનિયાના રંગરાગ જોયા નથી, હજી દુનિયા શું છે તે પેહેલુંજ સમજે છે, જોય છે, તેણે એવી તો ત્વરા, ચંચળતા ને ઉત્સાહથી કામ કીધું છે કે એ વેળાના ને આજના સર્વેજણો સાનંદાશ્ચર્ય પામે છે. તાત્કાળ ઉઠી, તાત્કાળ લોર્ડ મેલબોર્નને સલાહ આપી, ને તાત્કાળ ઠરાવ કરીને

* હાલની કેબીનેટ.

કામ આરોપવા માંડયું. તા૦ ૨૦ મીને બપોરના સઘળા મેંબરો કેન્સિં-ગ્ટનમાં ભેગા થયા. એ વેળાએ કેટલાકો ત્યાં રાણીને અભિવંદન કરવાને આવ્યા હતા. જો કે ઇંગ્લંડમાં ચરિત્ર લખવાનો રવૈયો ઘણો પસરેલો છે; તથાપિ આ અગત્યના પ્રસંગનું ખરૂં વૃતાંત કોઇપણ આપી શકતું નથી. પણ જે હેવાલ બહાર આવ્યો છે તે પ્રમાણે આટલુંજ નક્કી થાય છે કે પ્રિવિકાંઉન્સિલે ઠરાવ કરીને રિવાજ પ્રમાણે રાણીશ્રીને રાજા વિલ્યમના મરણ સમાચાર પહોચાડવાને થોડાક ગૃહસ્થોએ જવું એવું ઠરાવ્યું. આ વખતે રાણીને સઘળું જાતેજ કરવાનું હતુ. હવે કંઇ તેની માતાની સલાહનો તેને ખપ નોહતો તેમ નોહતું, પણ સ્વેચ્છા પ્રમાણે કામ કરવાને તે તૈયાર થઈ હતી. એ વખતે જેઓ મળવા ગયા હતા તેઓ જણાવે છે કે "તેનું શિક્ષણ ઉત્તમ છે; બુદ્ધિ ને વર્તણુક બંનેમાં તે શ્રેષ્ટ છે; તે સ્વબુદ્ધિ પ્રકાશિત, વિરલી ને નિયમિત છે." પ્રિવિ કાંઉન્સિલનું ડેપ્યુટેશન રાણીને મલી વિદાય થયું કે પ્રિવિકાંઉન્સિલમાં રાણી શ્રી તરફનો ઢંઢેરો વાંચવામાં આવ્યો.

આ ઢંઢેરો સર્વે સભાસદોએ પસાર કીધો કે રાણી શ્રી પોતાના બે કાકા સાથે કાંઉન્સિલના ઓરડામાં દાખલ થયાં. એ સમયે તદન શોકવસ્ત્ર સંબધી હતાં, જે પણ ઘણાં સાદાં હતાં. અમીરોને નમસ્તે કરીને રાણી શ્રી પોતાના આસન ઉપર બિરાજયાં; અને તે પછી મંજુલ, સ્પષ્ટ, ગંભીર તેમજ નિડરતા ભરેલી રીતે કાંઉન્સિલને પોતાનો ઠરાવ વાંચી જણાવ્યો:—

"મારા પ્રિય કાકાજી, નામદાર રાજા સાહેબના મરણથી પ્રજાને ઘણું મોટું દુઃખ ને શોક ઉત્પન્ન થયો છે, ને તેજ કારણથી અમારા શિરપર રાજભાર પડયો છે. આ મોટું જોખમભરેલું કામ એવી તો આકસ્માતીક રીતે મારી જીંદગીના પ્રારંભમાં પડયું છે કે તેના બોજા નીચે હું દબાઇ જાઇશ એમ હું માનતે, જો મેં એમ નહિ જાણ્યું હોત કે આ મહાસમર્થ કામ મને ઇશ્વરેચ્છાથી સોંપવામાં આવ્યું નથી, ને તે પરમાત્મા મને સહાય થશે નહિ તોજ; તે સાથે પ્રજાના કલ્યાણમાટે મને પ્રજા તરફથી આ-

શ્રય મળશે, જે આશ્રય ને સાધનો વિશેષ પુખ્તવયના અને અનુભવ સિધ્ધોનેજ મળે છે. મારી પ્રજાના પ્રેમ ને ભક્તિપર ને પાર્લામેંટના ડાહાપણુપર મને પૂર્ણ વિશ્વાસ છે. મને ઘણો મોટો લાભ એ થયો છે કે હું જે રાજગાદીપર આવીછું તેઓ પોતાની પ્રજાના છુટાપણા ને હકને માટે પૂર્ણ માન ધરાવે છે, ને જેઓની ખાસ ઇચ્છા એવી છે કે દેશના ધારા ને બંધનોમાં સઉન્નતિ કરવી, ને પ્રજાના સામાન્ય સુખપર પૂર્ણ રીતે લક્ષ દેવું.

"અમારાં પ્રિય માતુશ્રીના રક્ષણ નીચે રહીને જે કેળવણી અમે ઇંગ્લંડમાં પ્રાપ્ત કીધી છે. તે પરથી દેશધારાને કેમ માન આપવું ને તે તરફ મમતા બતાવવી એ બાળપણથી અમે શીખ્યાં છિયે. દેશના ધર્મનું સંરક્ષણ કરીશું, ને સર્વને યથેચ્છ રીતે ધર્મનું સુખ ભોગવવા દઇશું; તેમજ સર્વ ન્યાત જ્યાત ને ધર્મ પંથવાળી અમારી પ્રજા, તેના હિતમાં સર્વ પ્રકારનો શ્રમ લઇશું."

રાણીએ આ પોતાનું ભાષણ વાંચ્યા પછી ધર્મ સંબંધી પ્રતિજ્ઞા કીધી, ને તેમના બન્નો કાકાઓએ પણ શપથ લીધા. પછી તેઓએ રાણીના પગ નજીક ગુંઠણિયે પડી, તેના હસ્તકમળનું ચુંબન લીધું. આ વખતે પોતાના પૂજ્ય કાકાઓને ઘણું માન આપી, તેમના હસ્તને પણ કુંવરીએ સામુ ચુંબન લીધું, ને ડયૂક ઓફ્ સસેક્ષ જે રાણીની નજીક આવતો હતો, તેને મળવાને ખુરસીપરથી ઉઠી. એક પછી એક વારાફરતી સઘળાઓ રાણીની નજીક આવ્યા, ને સર્વને સરખી રીતે સન્માન આપ્યું. ડયૂક આફ્ વેલિંગટન, પીલ, વિગેરે જે સર્વે આવ્યા તેઓ તેના સન્માનથી ચકિત થતા હતા. રાણી સ્વસ્થપણે બેસી રેહેતી, ને કંઇક શંકા પડતી તો માત્ર વડા પ્રધાન તરફ જોતી હતી. બહુજ લક્ષપૂર્વક રાણીજીએ આ સર્વ ક્રિયા જોઇ હતી.

રાણીશ્રીના આ ભાષણપર લોર્ડ બ્રુહામ અને સર રોબર્ટ પીલ વચ્ચે

"સુઉન્નતિ"ના સંબંધમાં તકરાર ઉઠી હતી, ને તે પણ રાણીજીની સમક્ષજ. પણ રાણીએ પોતે પોતાની વર્ત્તણુકમાં જરા પણ ખાંમી આવે તેવું કંઇપણ ચિહ્ન બતાવ્યું નહિ. સર્વે ક્રિયામાં ગંભિરતા ને પ્રૌઢપણું દર્શાવ્યું તેથી ડ્યૂક ઓફ વેલિંગટને કહ્યું કે તેની પોતાની દિકરી પાસથી પણ તે પોતે એ કરતા વધારે આશા રાખે નહી. જે દસ્તાવેજો રાણી પાસ લાવવામાં આવ્યા તેનાપર "વિકટોરિયા" એવા પ્રકારે પેહેલીજ સહી કીધી, પણ એલેકઝાંડ્રીના તે નામ સાથે લખ્યું નહિ, તેથી ઘણા અગત્યના સઘળાં દસ્તાવેજો ફેરવી નાખવા પડયા, ને તેથી ઘણો ગુંચવાડો થઇ પડયો. સઘળા દસ્તાવેજોપર એલેકઝાંડ્રીના વિકટોરિયા એમ છપાવ્યું હતું.

વિકટોરિયા પ્રભૂકૃપાથી તા. ૨૦મી જુને સેંટ જેમ્સના રાજમહોલમાં ગ્રેટબ્રિટન ને આયરલાંડની રાણી થઇ. આ સર્વે ક્રિયા કરવાના વખત પેહેલાં મહોલ્લાઓમાં ઘેર ઘેર રાણીના મુખચંદ્રનાં દર્શન કરવાને લોકો ઉલટી પડયા હતા. બારી બારણાં ને છાપરાંપર લોકો ચઢી બેઠા હતા. કેટલાક ઐરીશ ફીતુરીઓ પણ રાણીનાં રાજથી ખુશી થયા હોય તેમ જણાતું હતું, કેમકે તેઓ આનંદી જણાતા હતા. બપોરના બે કલાકે બેટરીપરથી તોપોની સલામતી આપવામાં આવી. રાણીએ લોકોને પોતાના દર્શન દીધાં. એ સમયે લોર્ડ મેલબોર્ન ને લોર્ડ લેન્સડાઉનની વચ્ચે તે નામદાર ઉભી હતી, ને લોકોએ કાન ફાટે તેવી હર્ષગર્જનાથી તેણીને વધાવી લીધી. ડચેસ ઓફ કેન્ટ માટે પણ જયઘોષ ગાજી રહ્યો. રાણી પોતે થાકેલી ને ખિન્નવદનની હતી, તથાપિ લોકોની હર્ષગર્જનાનો સત્કાર કરતી હતી. તેનો તે સમેનો પોષાક શોકસૂચક છતાં મોહિની ઉપજાવે તેવો હતો. સફેદ ને કાળોજ પોશાક હતો. રાણીના બારીએ આવવા સાથે વાજીત્રનો જયઘોષ થયો કે "પ્રભુ રાણીનું રક્ષણ કરો." એ ગીત ગવાયું કે સર વિલ્લયમ ઉડલેએ, ડ્યૂક ઓફ નોરફોક, જે ઇંગ્લંડનો માર્સલ હતો તે સાથે મોખરે આવીને રાજા વિલ્યમ ચોથાના મરણના સમાચારનો તથા રાણીજીના સિંહાસનારૂઢ થ-

વાના સમાચારનો ઢંઢેરો વાંચ્યો. આ ઢંઢેરો વાંચી સંભળાવ્યા પછી લોકોમાં એટલીબધી તો હર્ષગર્જના થવા માંડી કે કાને પડયું સંભળાય તેમ પણ નહોતું. હજારો વાર બુમો પડતી કે "પ્રભૂ રાણીનું રક્ષણ કરો." એક બુમ પડતી કે બીજી પણ સાથે સાથેજ બહાર પડતી હતી; ને જ્યારે ઐરીશ ઓકોનલે, પોતાની ગર્જના કીધી કે "ચૂપ" ત્યારેજ સર્વે મૌન્ય ધારણ કીધું. હર્ષ-શોકમાં આવેલી રાજની દેવી વિકટોરિયાના ચક્ષુમાંથી એ ટાંકણે બાષ્પબિંદુનો ધોધવો જારી હતો, તેથી એક કવિયણે ગાયું કેઃ-

રક્ષણ કરોની માધવા, રાણિ રડેછે કાં આજ;
દેવી મુકુટ શિરપરધરી, કર નહિ અશ્રૂપાત—રક્ષણ.

વિપુલ દૈવીજન સ્થિર થઈ, કિરિટ જોઈ પામ્યા મોહ;
આશિશ ઇશ્વરી દૈ કહે, તુંજ યશ ઉજલો વધોજ—રક્ષણ.

ના રડ ના રડ હે રાણી તું, ધરિ કિરિટ ગંભિર ભૂસમ થાતું;
તું છે દેવાંશી મહાદેવી, સહુ દેવે કૃપા કરી તેવી.
ભૂમંડળનું આસન તારૂં, જનમન રંજન કરશે ચારૂં;
નિરખી હરખ અનૂપમ વાધે, વિજય નાદ ચહુદિશે ગાજે.—

જય વિજયી વિકટોરિયા.

## ૪—ગાદીપતિ થયા પછીના વિચાર.

પોતાને માથે આવી પડેલી નવી જોખમદારી સંબંધી ક્ષણભર વિચાર કરવાને, રાણીને અત્યાર સુધીમાં સમય મળ્યો નહોતો. સિંહાસનારૂઢ થવાને લગતી સર્વે વિધિ થયા પછી થાકીને લોથ થઇ ગયેલી દેવી વિશ્રાંતિ લેવાને છુટી પડી, ને થોડો વાર બેઠા પછી પોતાની માતા પાસે જઇ, તેની છાતીપર મસ્તક મુકીને હર્ષના અશ્રુનો ધોધવો પાડયો. ડચેસે ઘણી નમ્રતાથી દિ-

વાસો આપ્યો, ત્યારે રાણીએ પુછ્યું, "જીજી, હું જરાપણુ નથી માનતી કે હું ઇંગ્લંડની રાણી છું; પણ હું ધારૂં છું કે હું છુ–શું હુ નથી?" "બાપુ તું જાણ કે તું છે. હમણા જે સમારંભ થયો તેજ તને યાદ કરાવશે કે તું ઇંગ્લંડની અધિષ્ઠાતા છે."

"અને ત્યારે મારી રીતભાતમાં હવે કંઇકિ ફેરફાર કરવો જોઇએ!" રાણીએ પોતાની માતાને કહ્યું. "ત્યારે, ત્હારી નાહની દિકરી, જે આ મોટા વિશાળ દેશની અધિષ્ટાતા છે, તે તને પોતાની સત્તાની રૂયે હુકમ કરે છે તે તું સ્વિકારશે કે? હું એક બે કલાક એકાંત માગું છું." ડચેસ આનું કારણ યથાસ્થિત સમજી ગઇ, ને પેંહુલીજવાર એ પ્રમાણે પોતાની દીકરીને મૂકીને તે બહાર ગઇ. રાણીએ માત્ર મનુષ્યપ્રાણીથી એકાંતવાસ માગ્યો હતો, પણ રાજમાતા દિવાનખાનું છોડી બહાર ગઇ કે પોતાના પાળક પિતાજીને પાયે પડીને તેણે ઘણી મોટી પ્રાર્થના કરી.

•રાજા **વિલ્યમ** જાતે લિબરલ પક્ષનો હતો, પણ રખેને લોકસત્તા ઘણી ફાવી જાય તેથી તે ડરતો ને ડરતો રહીને પ્રજા તરફ વૃતી બતાવતો હતો. પ્રધાનમંડળ આ વેળાએ લિબરલ હતું, ને તેઓ રાજાના સાંકડા વિચારથી પાછા હઠતા હતા. પણ તેટલામાં આ મોટા ફેરફાર થવાથી તેઓને ચૈતન્ય આવ્યું. ટોરીઓની સત્તા નરમ થઇ, કેમકે ડયૂક ઓફ કેન્ટ, ડચેસ, તેનો ભાઇ ને ખુદ રાણી સઘળા વ્હિગમતને અનુસરનારા હતા. તેથી પ્રધાન મંડળના પક્ષના પત્રોએ જયનાદ પ્રવર્તાવી દીધો, ને ટોરીઓને પુષ્કળ ગાળો ભાંડી. લોર્ડ મેલબોર્ન મધ્યસ્થ રહ્યા, ને તે, રાણીને પોતાના પક્ષ તરફ સદાજ વળેલી રહે તેવા કારણથી, રાણીનો પોતાનો ખાનગી સેક્રેટરી નહિ હોય ત્યાં સુધી દરરોજ રાજવહીવટ સંબંધી સમજાવવા જતો હતો, તે એટલે લગણુ કે વખતે ત્રણ ચાર ને પાંચ વખત મુલાકાત લેતો હતો. ઘણીત્રણી આવી પડતી ગુંચવણો સમજાવી ને વ્હિગ ને ટોરીનાં મતો પણ સમજાવ્યાં. ડયૂક ઓફ

વેલિંગટનને તેના સાથીઓને આ ગમતું નોહતું,પણ રાણીની મનોવૃત્તિ વ્હિગ તરફ રહેલી એટલે કરે પણ શું. જો લોર્ડ મેલબોર્ન હોત નહી તો ડયૂક ઓફ વેલિંગટન વધારે ફાવી જાત.

## ૪–રાજકુંવર આલબર્ટનો પ્રથમ પત્ર.

કુંવરી વિક્ટોરિયા અધિપદને પામી ત્યારે પ્રિન્સ આલબર્ટ બોનની પાઠશાળામાં વિદ્યાભ્યાસ કરતો હતો. રાજકુંવરીના સિંહાસનારૂઢ થવાના સમાચાર તેને મલ્યા ત્યારે પેહેલોજ પત્ર તા. ૨૬ મીએ લખ્યો કે "હવે તમે યૂરોપની સર્વથી વિશેષ પ્રતાપવાન ભૂમિનાં મહારાણી થયાં છો, ને તમારા હાથમાં લાખો મનુષ્યના સુખ દુઃખની દોરી છે. એ અતિ ઉચ્ચ, પણ મુશ્કેલ કાર્યમાં, તે પરમાત્મા પ્રભૂ પોતાના સર્વ બળથી તમને સહાય થાય ને મદદ આપે. મને પૂર્ણ ભરોસો છે કે તમારૂં રાજ્ય લાંબુ, કીર્તિવંત ને સુખાનંદવાળું નિવડશે, ને તમારા શ્રમની કદર તમારી પ્રજા ઉપકારથી પીછાની પ્રીતિથી તેનો બદલો વાળશે." રાજપુત્ર પોતે આ વખતે સત્તા ને જનવ્યવહારથી ઘણો દૂર રહેતો હતો; ને બહાર પડીને કંઈ પણ કામ કરવાને બિલકુલ રાજી નહોતો; ને તેથીજ રાણીતથા પ્રિન્સના સ્નેહીઓએ રાણી તથા પ્રિન્સનો નિકટનો સમાગમ થવા દેવાની તક આપી હતી–જેથી એકબીજા પ્રત્યે પ્રેમ બંધાયો.

રાણીએ રાજ્યાસનપર વિરાજતાની સાથેજ પેહેલો ખીતાબ લોર્ડ ડરહામને "ગ્રાંડ ક્રાસ આફ ધી બાથ"નો આપ્યો,તે પોતાની માતા,સખી–દાસી તથા લોર્ડ મેલબોર્નની સૂચનાથી કીધું હતું. લોર્ડ મેલબોર્ન સદાજ રાણીને રૂડી સલાહ આપતો ને તેથી રાજકાજમાં ઘણા લાભ થયા છે. રાજકુંવરી તેની સલાહનો બદલો અતિ ઘણી મમતાથી વાલતી હતી ને લોર્ડ મેલબોર્ન માટે ઘણું માન તથા પ્રેમ બતાવતી હતી. તેમ લોર્ડ મેલબોર્નપર પોતાનો પૂર્ણ ભરોસો છતાં તે કદી પોતે પૂતળા માફક નહોતી, પણ પો-

તાના સ્વતંત્ર વિચાર પણ આપતી હતી. રાણીના પૂર્ણ વિશ્વાસને લીધે વ્હિગ પક્ષવાળા ઘણા છકી ગયા હતા, જો કે લોર્ડ મેલબોર્ન ઘણો સભ્ય ને સ્વચ્છ વિચારનો ગંભીરતાથી કામ કરનારો હતો.

હવેથી રાણીએ પોતાનું રેહેવાનું બકિંગહામના રાજમહેલમાં રાખ્યું હતું. તા૦ ૧૩મી જુલાઇએ તેઓ ત્યાં રહેવા ગયાં, ને ચાર દિવસ પછી પાર્લામેંટ વિસર્જન કરવાને પધાર્યાં. રાજમાર્ગપર તો ઠઠ મચી રહી ને જયનાદ વગેરે ગાજી રહ્યાં. દિવાનેખાસમાં રાણીએ પ્રવેશ કરતાંજ સઘળાં ઉમરાવો નીચા નમ્યા ને રાણીએ આસન લીધું ત્યાં સુધી ખડા રહ્યા. એ સમે સફેદ સાટીનનો ઝબ્બો પહેર્યો હતો, ને ગારટર ક્રાસની પીન ખભે લટકતી હતી. મસ્તકપર હિરાજડિત કિરીટ ઝળકતો હતો, ને ગળામાં રત્નજડિત હારનો બહાર છક કરે તેવો હતો. રાણીજી સિંહાસનપર બિરાજયા પછી લોર્ડ મેલબોર્ને કાનમાં કહ્યું કે અમીરોને બેસવાની આજ્ઞા થશે ત્યારેજ બેસશે, તેથી રાણીએ કહ્યું, "મારા ઉમરાવો, તમે બેસો," અને સર્વ બેઠા. પછી રાણીએ પોતાનું પેહેલું ભાષણ વાંચ્યું. તેનું છેલ્લું વાક્ય આ પ્રમાણે હતું:—'ઇશ્વરકૃપાથી મારા શિરનું જોખમ હું ઉપાડી શકીશ, ને તે પ્રભૂપર પૂર્ણ વિશ્વાસ છે કે મને સહાય થશે. ધાર્મિક કે સાંસારકિ સર્વ બંધનોનું અમે રક્ષણ કરીશું, અગત્યના સુધારા કરીશું, ને સર્વને સમાન ગણીશું; ને આવી અમારી યોગ્ય ઇચ્છાને અંગે પાર્લામેંટ યથાસ્થિત સહાય થશે.' બેશક રાણીના પ્રારંભરાજથી તે અત્યાર સુધીમાં તેઓ આ પ્રમાણે વર્ત્યા છે, ને પોતાના પ્રિય પતિના બોલવા પ્રમાણે એમનું રાજ્ય લાંબું ને યશસ્વી પણ નિવડયું છે.

આ ભાષણ રાણીએ ઘણા મધુરસ્વરે, આખું રાજસ્થાન સાંભળે તેમ વાંચ્યું હતું. એ વખતે રાણી પોતે સૌંદર્યમૂર્તિ કરતાં વધારે લલિત જણાતી હતી; ને મુખમુદ્રાપર કાવ્યને યોગ્ય પ્રકાશ છવાઇ રહ્યો

હતો. સ્વચ્છ નિરમળ નેત્ર ને મધુર લાલિત્યમય બોલવાથી દબદબામાં ઘણો વધારો કરતું હતું; ને પીતળના રણકા જેવા તીણા, પણ મધુર સ્વરથી જ્યારે તે નામદારે "મારા પ્રિય અમીર ને આમના ગ્રહસ્થો" એટલું કહ્યું ત્યારે જાણે સ્વર્ગની શાંતિથી શોભી રહેલી રંભા,જાણે ઇંદ્રસભાને છક કરતી હોયની શું તેમ દિવ્ય સ્વરૂપે પ્રકાશતી હતી.

રાણીશ્રી સિંહાસનારૂઢ થયા પછી ડયૂક ઑફ વેલિંગટને, એક સિપાઇની ગેરવર્તણુકને માટે ફાંસી દેવાના ખતપર સહિ કરવા તેમને કહ્યું. આ મૃત્યુના પેગામનો પત્ર જોતાંજ તે નામદારની આંખમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં; ને પછી ડયૂકને પૂછયું, "આ માણસને માટે તમારે કંઈ બોલવાનું નથી?" "નહિ નામદાર, એ માણસે ત્રણ ત્રણ વખત ઘણી ખરાબ વર્તણુક ચલાવી છે." રાણીશ્રીએ કહ્યું, "મેહેરબાન, જરાક ફરીથી વિચાર કરો." "ઠીક ત્યારે, આપ ખુદાવંદની જેવી ઇચ્છા," તે બહાદૂર યોધ્ધાએ કહ્યું, "અગરજો એ ઘણો ખરાબ સિપાઇ છે, તથાપિ કેટલાક સાક્ષીઓએ એની ઊંચી શક્તિ ને વર્તણુકના વખાણ કીધાં છે, ને હું પણ જાણું છું કે એ ભલો માણસ છે." "આ માટે તમારો હજાર વખત આભાર માનું છું," રાણીએ કહયું ને મૃત્યુપત્રપર લખ્યું કે "માફી કીધી છે;" ને તે પત્ર ડયૂકને આપતાં હર્ષથી તેના હાથ હિલ્યા.

રાજગાદીપતિ થતાંજ લોર્ડ મેલબોર્નને કહ્યું કે મારે મારા પિતાજીનું સઘળું કરજ અદા કરવું છે. એ કામ હું પેહેલે કરીશ. એ મુજનો પવિત્ર ધર્મ છે. લોર્ડ મેલબોર્ન કેહેછે કે આટલું બોલતાં બોલતાં તો આ સુંદરીની આંખમાં, પોતાના પિતાનું નામ બોલતાંજ, પાણી વહી આવ્યાં. ડયૂક ઓફ કેન્ટને કંઇ ઘણું ઝાઝું વર્ષાશન મળતું નહોતું, ને તે જાતે ઘણો ઉદાર તથા પરોપકારી હોવાથી ઘણું દેણુ થઇ ગયું. પણ રાણીશ્રી, જહાં સુધી આ પોતાની ખાસ પવિત્ર ફરજ અદા કીધી નહિ ત્યાં સુધી જપી ને બેઠાં નહિ. ડયૂકના માગનારાઓમાં ઉમરાવો શ્રીટઝવિલયમ તથા ક્રાસ

ના; તેઓને એક ઘણા પ્રેમભરિત પત્રમાં રાણીએ લખ્યું કે આટલા કાળ જે ધીરજ ધરી છે તે માટે તેમનો ઊપકાર થયોછે, ને એજ પ્રમાણે પોતાના પિતાના મિત્રોને પણ લખ્યું હતું. આ પિતૃપ્રેમ બહુ શિક્ષણિય ગણાયછે.

આવા કૃત્યોથી સઘળા વર્ગના લોકો તરફથી રાણીએ પ્રીતિ સંપાદન કીધી, તે એટલે સુધી કે, જ્યારે એક મૂર્ખ માણસે ભરબજારમાં કહ્યું કે "ગમે તેવું પણ નાદાન પોરિયું છે," તેથી એની જગ્યાએ ડયૂક ઓફ કમ્બર્લેંડને બેસાડયો હોય તો ઠીક. આ વખતે ઐરીશ આગેવાન ઓકોનલે કહ્યું કે "આવો કાંઇ પણ પ્રયત્ન થાય તો ૫૦૦૦૦૦ વીર ઐરીશો સાથે તે આ માનવંતી રાણીનું રક્ષણ કરશે !" રાજપર તુરતજ બેઠેલી રાણીની આ લોકપ્રિયતા કંઇ જેવી તેવી નહિ કેહેવાય. રાણી ક્ષમાવંત સાથે સદ્ગુણસંપન્ન પણ સદાનીજ છે, ને ધૈર્યતા તો એની સદાની સાથી છે. ગાદિપતિ થયાની સાથે કેન્સિંગટન તરફના એક મૂર્ખ માણસના મનમાં એવોજ તરંગ આવ્યો કે તે રાણી સાથે લગ્ન કરવાને સર્જેલોછે, તેથી તે સંબંધી તેણે ત્રણ પત્રો લખ્યા. પછી રાણીને જોવાને તલપાપડ થઇને જ્યાં ત્યાં રઝળવા લાગ્યો, ને એકવાર રાણીની બગીમાં કુદી પડયો; ત્યારે ક્ષમાવંત રાણીએ સામાન્ય શિક્ષાવગર તેને કંઇ પણ વિશેષ કીધું નહિ, કેમકે તે મૂર્ખ છે એમ ગણીને હસી કાઢયો.

રાજની સત્તા હાથમાં લીધા પછી અનેક પ્રકારની વાતો ચાલવા લાગી. કેટલાકો કેહેવા લાગ્યા કે રાણી પાણી વગરની છે, ને તે પોતાની સખી બેરન સ્લેઝના આધારપર પડી છે; વળી કોઈ કોઇ એમ પણ કેહેવા લાગ્યા, કે લોર્ડ મેલબોર્નનીજ તે મુખ્ય સલાહ માને છે. આ બધા કારણમાં મુખ્ય બનાવ એ બન્યો કે ચોથા વિલ્યમના એક ખાસ માણસ સર જૉન કૉનરાયપર રાણીની ઈતરાજી થઈ; ને તે કારણમાં મુખ્ય કારણ એ બતાવવામાં આવેછે કે રાણીજીની સખી બેરન સ્લેઝ સાથે તેને અણબનાવ હતો. પણ આમ હોય તેના કરતાં, કેટલાકોએ એમ માન્યું કે ડચેસ

ઓફ કેન્ટને ભરદરબારમાં રાજા વિલ્યમે કેટલાંક કડવાં વચન કહ્યાં તે તેની સાંઙુસીનાં હતાં,ને તેથી રાણી નારાજી થયાં! પણ આવું કંઇપિણ રાણી તરફથી બન્યું નહોતું.તે સ્વતંત્ર રીતે,તથાપિ લોર્ડ મેલબોર્નની રૂડી સલાહ પ્રમાણે અનુસરતી હતી એ ખરૂં; પણ સર જૉન કૉનરાય પોતાની સ્વેચ્છાથી દૂરનો દૂર રહ્યો હતો.

# પ્રકરણ ૪થું.

## રાજ્યાભિષેક.

રાણી શ્રીએ રાજની લગામ હાથમાં લીધી, ને પાર્લામેંટ ઉઘાડી, પોતાની શક્તિ ને ભક્તિભાવ બતાવ્યા પછી રાજ્યાભિષેકની ક્રિયા જાહોજલાલ પ્રકારે થઇ હતી. આ ક્રિયાસમારંભ ઘણો દબદબા ભરેલો થયો હતો, ને તે વેળાનો રાણીશ્રીનો પોશાક, દેખાવ, સ્વરૂપસૌંદર્ય, તેજસ્વીપણું, એક ચિત્ર, જે અમારા જોવામાં આવ્યું છે તે જોતાં એ આ દુનિઆની નહિ પણ સ્વર્ગભુવનની દેવી જેવી દીપતી હતી. કેન્સિંગટનના રાજમહેલમાંથી તેઓ બકિંગહામ પેલેસમાં રેહેવા આવ્યાં હતાં; પણ ત્યાંથી તા૦ ૨૨ મી આગસ્ટે રાજમહેલ વિંડસરમાં આવ્યાં. અહિંયાં આવંતાજ પોતાના મામા બેલ્જિયમના રાજા તથા રાણી એક અઠવાડિયામાં મુલાકાતે આવ્યાં. તે પછીના પાનખરરૂતુમાં બ્રાઇટન ફરવા ગયાં ને ત્યાંથી પાછાં ફરી લંડનમાં તા૦ ૪ થીથી મુકામ કીધો.

### ૧.—લોર્ડ મેયર ડે—ગિલ્ડ હાલનું દરબાર.

લોર્ડ મેયર ડેના મોટા દરબાર પેહેલા રાણીજીએ સપટંબર મહિનાની ૨૮ મી તારીખે વિંડસરના મેદાનમાં પોતાની સેનાની કવાયત લીધી હતી. સમય અતિ રળિયામણો હતો, ને નવી રાણીના સમયમાંજ પેહેલી કવાયત હોવાથી જોવાને હજારો લોકોની ઠઠ જામી હતી. ઠામઠામ લોકોની ગીરદીઓ હતી, ને જો એક થાળી મુકી હોય તો સર્વના માથાપર થઇને આરપાર ઉતરી જાય, પણ જમીનપર પડવા વારો આવે નહિ. મહારાણીએ મરદાની—સેનાની પોશાક સજ્યો હતો. બખતરના જેવો ઝભ્ભો, આ-

સપાસ લાલ પટીઓથી મઢી લીધેલો તથા માથે સોનાની ટોપ પેહેરી મેદાનમાં આવ્યાં ત્યારે મહારથી ડ્યૂક ઓફ વેલિંગટને હર્ષગર્જનાથી વધાવી લીધી ને લોકોએ એટલો મોટો જયઘોષ કીધો કે આકાશ સુધી તેની ગર્જના પહોચી. લશ્કરે જતાં ને આવતાં બંન્ને વાર હર્ષ ગર્જના કીધી હતી, ને પ્રભુ રાણી શ્રીનું સંરક્ષણ કરો એ ગીત વાજીત્રમાં ગવાયું હતું.

પણ સૌથી મોટો મિલાવડો ગિલ્ડહૉલમાં દર વરસે થાય છે તે, રાણીશ્રીના સિંહાસનારૂઢ થયા પછી સર્વેથી પેહેલાં બન્યો હતો. એ મિલાવડામાં ઇંગ્લંડનાં રાજારાણી કે પ્રધાનો પોતાના વિચારોનો એકરાર કરે છે. પ્રધાનો પોતાની રાજનીતિના ખુલાસા કરે છે, ને મોટી મિજબાની આપવામાં આવેછે. તા૦ ૯ મી નવંબરે લૉર્ડ મેયર ડે હતો. રાણી વિક્ટોરિયા એજ દિવસે લંડનમાં પેહલવેહેલા પધાર્યાં. રાણીશ્રીને નિરખવાને ગિલ્ડહૉલથી બકિંગહામના રાજમહેલ સુધી પ્રજા ઉભી રહી હતી. ચાર અશ્વના રથમાં રાણીજી, ડચેસ ઑફ સધરલાંડ, જે ઝબ્બાની સહાયક સખી હતી તે, ને અશ્વાધ્યક્ષ અર્લ ઑફ એલબિમાર્લ હતો, તેઓ બકિંગહામથી નિકળ્યાં હતાં. રાણીજીએ પાટલ વર્ણનો ઝબ્બો પેહેર્યો હતો, તે રૂપેરી કામથી શણગારેલો હતો. શિરમુકુટથી મસ્તકના વાળ સુંદર ઝલકી રહ્યા હતા. રાણીશ્રીની સ્વારી નિકળી કે દેવાળયમાંથી ઘંટાનાદ થયો, ને લોકોએ "જય જય વિક્ટોરિયા ઘણું જીવો" એમ ઘોષ કીધો. ઠામઠામ વાવટા ને તોરણો લટકાવેલા હતાં, જ્યાં ત્યાં રાણીની તસવીરો ટાંગી હતી, ને આવકારનાં વચનો પ્રસિદ્ધ કીધાં હતાં. માર્ગમાં કિંગ કૉલેજના વિદ્યાર્થિઓએ નિયમ પ્રમાણે અતિશય મોટો સત્કાર કીધો, ને ડ્યૂક ઑફ વેલિંગટને રાણીના સત્કારમાં હુર્રેહુર્રેની ગર્જના કીધી હતી. બપોરના બે કલાકે રાણીશ્રી લંડન શેહેરની હદ, ટૅમ્પલ બાર, ત્યાં આગળ આવી પહોંચ્યાં, ને ત્યાં પુષ્કળ ઠઠ ઝામેલી જણાઇ. લૉર્ડ મેયર, શેરીફ તથા પુરાધ્યક્ષ, સામા સત્કાર માટે આવ્યા હતા, તેઓ અત્રેથી

રાણીજીના રથ સાથે થયા ને સ્વારી નગરમાં ચાલી. માર્ગમાં હાસ્ય રસનો અર્ણવ ઉલટયો. એક પુરાધ્યક્ષ પોતાની લાહેરી બતાવતાં ઘોડાપ રથી વિચિત્ર રીતે તૂટી પડયો, ને લોકોમાં હસાહસ થઇ રહી. એવી હાસ્યરસની મઝા કદી પડી નહોતી. પણ એ પુરાધ્યક્ષ ચપળ હોવાથી પાછે અશ્વપર સ્વાર થઇ ગયો. ટેમ્પલ બાર નજીક આવતા રાણીજીના હસ્તકમળ મધ્યે લોર્ડ મેયરે નગરતરવાર ધરીને બાજુએ નમીને ઉભો રહ્યો. તુરતજ રાણીજીની સ્વારી નગરના દરવાજામાં દાખલ થઇને નગરની કુંચી તેમના હસ્તકમળમાં ધરી; જે થોડીક પળ હાથમાં રાખી, રીતી પ્રમાણે લોર્ડ મેયરના હાથમાં પાછી સોંપી. તુરત લોકોએ જયઘોષ કીધો. અહિંયાંથી પછી સ્વારી રાજરીતિ પ્રમાણે ચાલવા લાગી.

રાજસ્વારી સેંટપાલના દેવાલય નજીક આવી ત્યાં ક્રાઇસ્ટ કોલેજના વિદ્યાર્થિઓએ રાણીજીનો રથ ઉભો રખાવી, રીવાજ પ્રમાણે માનપત્ર આપ્યું. પછી સુસ્વરે વિદ્યાર્થિઓએ "પ્રભુ રાણીશ્રીનું સંરક્ષણ કરો" એ ગીત ગાયું. આ મિલાવડાથી રાણીજી પરમાનંદ પામ્યાં, ને ક્રાઇસ્ટ કોલેજના વડાનો તે માટે આભાર પ્રદર્શિત કીધો. ગિલ્ડહૉલની નજીક આવતાં હાજર થયેલા મીજબાનોએ રાણીજીનો અત્યંત આદરસત્કાર કીધો. હાલને અતિ સુંદર શણગારયો હતો. વાવટાઓ ને ઝુંડાઓ પવનમાં ફરફર ઉડતા હતા. વાજીત્રનો નાદ ગાજી રહ્યો હતો. રાણીજીને નિરખવાનો સૌ તત્પર હતું. પુષ્કળ દોડાદોડી થઇ રહી હતી. રથમાંથી ઉતરીને રાણીજી લોર્ડ મેયર સાથે દિવાનખાનામાં ગયાં, ને લોર્ડ ચેમ્બરલેને સિંહાસનપર બેસાડયાં, કે વાજીત્રે એક ગીત ગાયું. સઘળું યથાયોગ્ય થયા પછી ભોજનોત્સવ શરૂ થયો. ભોજનમાં કંઇ ખાસ નોંધવા જોગ નથી, પણ રાણીજીનેમાટે એક ખાસ રકાબી સોલમન જાતની માછલી, જે ઘણી ઉત્તમ ગણાય છે તે, કારમારથનના એક લંગડા માંછીએ મહાપ્રયાસે ભેટ મોકલાવેલી, તે હાજર કીધી હતી. એજ ક્ષણે રાણીશ્રીની સલામતી ઘ-

ણા મોટા હર્ષનાદ વચ્ચે લેવાઇ; ને તેમાટે રાણીએ વારંવાર ઉઠીને ઉપકાર માન્યો. એ વખતના દેવીના પોશાકે સૌને ઘણા ચકિત કીધા હતા. તે સુવર્ણ જરીથી શણગારેલો હતો; ને ડાબા ખભાપર ઓરડર ઓફ ધી ગારટરની ફીત ઝુલતી હતી. મસ્તકપર દેદીપ્યમાન કીરિટ ઝગઝગી રહ્યો હતો; કાનમાં હીરાજડિત એરિંગ ને ગળામાં હીરાનો હાર ઝગઝગાટ મારતાં હતાં. રાણીશ્રીની નજીક ડયૂક ઓફ સસેક્ષ ને કેમબ્રિજ, ડચેસ ઓફ કેન્ટ, ગ્લોસ્ચેસ્ટર, કેમ્બ્રિજ, અને સધરલેંડ, રાજપુત્ર જ્યોર્જ ને રાજપુત્રી ઑગસ્ટા ઑફ કેમ્બ્રીજ, ને કાઉન્ટેસ ઓફ મેલગ્રેવ બિરાજ્યાં હતાં. આ ભોજન ઉત્સવ પ્રસંગે રાણીજી એક વાત વિસરી ગયાં એટલે એક વકતાએ તે ભૂલ ભાંગવાને માટે ઘણા મોટા અવાજે કહ્યું કે રાણીજી લોર્ડ મેયરની તથા નગરની આબાદીની સલામતી ઇચ્છે છે, ને અત્યાનંદ વચ્ચે સર્વેયે ભોજનનો ગ્રાસ લીધો, પણ તેજ ક્ષણે નગરઆબાદીના ગ્લાસમાં મદ્ય ભરેલું હતું, તે એકાએક રાણીજીથી ફુટી ગયું ને લોકોના દિલ ઘણાં કચવાયાં, કેમકે એમાં પ્રજા આબાદીની સલામતી ભરેલી હતી! પછી રાજકુટુંબની આરોગ્યતાનો ગ્રાસ લેવામાં આવ્યો, ને તુરત રાણીજી ઉઠીને બીજા દિવાનખાનામાં ગયાં; જ્યાં ચાહ પાણી લેવામાં આવ્યા. ઉપળા ભોજનમાં આણેલી રકાબીઓ ચાલીસ લાખ રૂપિયાની કિંમતની હતી. ચાહ-કાફીના ગૃહમાં સર જયોર્જ સ્માર્ટે મધુર ગાયન કીધું ને સર્વને ઘણા આનંદ પમાડયા. જ્યારે આગલે દિવસે ગવૈયા સર જયોર્જે પોતાના સહાયકોની પેહેલી પરીક્ષા લીધી હતી, ત્યારે સર્વેને કહ્યું કે યાદ રાખજો કે રાણીજીના કાન ઘણા તીક્ષ્ણ છે, માટે કશી ભૂલચૂક થાય નહિ.

રાત્રીના સાડાઆઠે રાજરથ આવ્યો ને રાણીજી વિદાય થયાં. લોર્ડ મેયર દરવાજાલગણ વળાવા ગયો ત્યારે રાણીએ સેકહાન્ડ કરીને કહ્યું કે "લોર્ડ મેયર, તમારી અગતાસ્વાગતાથી હું પૂર્ણાનંદ પામી છું." પછી ચાલુ હર્ષનાદ વચ્ચે રાજરથ વિદાય થયો. માર્ગમાં જ્યાં ત્યાંથી જયજય-કારનોજ પોકાર આવતો હતો. તુરતજ રાણીએ લોર્ડ મેયર, તથા સર જૉન

**કૉવનને** બેરોનેટ કીધા, અને **સર મોઝીસ મોન્ટેશર** તથા **સર જૉન કેરલને** નાઇટ ની પદવી આપી. ઈંગ્લાંડમાં પેહેલો યાહુદી સર થયો તે મોઝીઝ હતો.

## ૨–રાણી સ્વતંત્ર કે પરતંત્ર.

આજ સમયપર **સ્ટાબર** નામના એક અંગ્રેજને રાણીપર ગોળી ફેંકવાના ગુન્હામાટે પકડવામાં આવ્યો હતો, પણ તે ઘેલો માલમ પડવાથી બુદ્ધિભ્રમજનાલયમાં મોકલી દીધો. તા૦ ૪ થી નવંબરે સેંટ જેમ્સના મેહેલમાંથી રાણીશ્રી ખુલ્લી બગીમાં ફરવા જતાં હતાં ત્યારે એક બીજો ગાંડો રથનાં પૈડાને વળગી પડી બિવડાવવા લાગ્યો; ને ઘણા અપશબ્દો બોલી કહ્યું કે, "તને ને તારી માતા બંનેને મારી નાંખીશ." પછી એ નાસી ગયો,પણ પકડી આણવાથી તે ગાંડો માલમ પડયો ને પેહેલાના જેવાજ તેના હાલ થયા.

રાણીએ પેહેલી પાર્લામેંટ તા૦ ૨૦ મી નવંબરે ખુલ્લી કીધી, ને ત્યાં રાજની સલામતીમાટેના, તથા લોકહકના રક્ષણમાટેનાં અભયવચન આપ્યાં હતાં. પાર્લામેંટમાં રાજકુટુંબના નાણાની વ્યવસ્થ કરવામાં આવી હતી. દર વરશે રાણીશ્રીને રાજ્યકોષમાંથી રૂ ૩૮૫૦૦૦૦ મળે; જેમાંથી ખાના ખરચ માટે રૂ ૬૦૦૦૦૦, ઘરખરચમા રૂ ૧૩૧૨૬૦૦, બીજા ઘરખરચના રૂ ૧૭૨૫૦૦૦, રાજ મહત્વ સાચવવાનાં ખરચમાં રૂ ૧૩૨૦૦૦, ને પરચુરણ રૂ ૮૦૪૦૦, એમ વ્યવસ્થા કરવા ઠરાવી. એક મેંબર મી૦ જોસફ હયુમે આટલાબધા ઘરખરચમાટે ના પાડી, ને તે ઓછો કરવાનું જણાવ્યું,પણ તેમાં કંઇ વળ્યું નહી. એ સમે ડચેસ ઓફ્કેન્ટના સાલિયાણામાં પણ હેંસી હજારનો પાર્લામેંટે વધારો કીધો.

રાણીએ પોતાના હાથમાં રાજકારભાર લીધા પછી ગામમાં અનેક પ્રકારના પાછાં ગપ્પાં ચાલવા લાગ્યાં. જો કે દરેકે દરેક કામ તે પોતે પોતા-

ની દેખરેખ નીચેથી પસાર થવા દેતી હતી, તોપણ ઘણી વેળાએ એમ પણ જણાવવામાં આવતું હતું કે તે સ્વતંત્ર રીતે કામ કરવે અશક્ત છે. છતાં ખરૂં એ છે કે લોર્ડ મેલબોર્ને પોતે ગમે તેવા દસ્તાવેજ રજુ કરતો, તોપણ તે કદી પણ પુષ્કળ પ્રશ્નો કરયા વગર રેહેતી નહિ, ને જ્યારે ખરેખરો સંતોષ થતો ત્યારેજ એ નામદાર સહી કરી આપતી હતી. એક સમયે વડા પ્રધાને એક દસ્તાવેજપર સહી કરાવવાને ઘણું મથન કીધું, તથાપિ પૂરતી ખાત્રી થઇ નહિ ત્યાં સુધી એણે કદી પણ સહી કીધી નહિ. વડા પ્રધાને ઘણી દલીલો બતાવી, કેમકે દસ્તાવેજ અગત્યનો હતો, ને કહ્યું કે રાજ્યના હિતનો આ દસ્તાવેજ છે માટે સહી કરવીજ જોઇએ, ત્યારે એ નામદારે કહ્યું કે "એ રાજ્યહિતનો હોય કે અણહીતનો, કે બીજો હોય, પણ જ્યાં સુધી મારી સંપૂર્ણ ખાત્રી થાય નહિ ત્યાં સુધી હું કદી સહી કરોશ નહિ."

બીજી રીતે રાણી, બીજા કારણોસર વડા પ્રધાન જોડે ઘણી પ્રીતિથી વાતો કરતી હતી. લોર્ડ મેલબોર્નની આ આપખુદી તેઓને રૂચી નહિ, હોય તેમ નથી, છતાં તેના હિત માટે રાણીશ્રી ઘણી કાળજી રાખતી હતી ને જ્યારે ને ત્યારે તેના પ્રત્યે અત્યંત પ્રેમ બતાવ્યો છે. લોર્ડ મેલબોર્નને પોતાની પાસે બેસાડીને ઘણું માન આપ્યું છે, ને તે પણ એક પુત્રી, પ્રમાણેના પ્રેમથી વર્તતો હતો. એણે રાજકાજની ઘણી ખટપટો સંબંધી ઘણું જ્ઞાન આપ્યું છે, ને ઘણીક રીતે એટલુંબધું તો સર્વોત્તમ જ્ઞાન આપ્યું કહેવાય છે કે તેથી રાણીએ પોતાનું કામ, સ્વતંત્ર અને ડાહાપણ ભરેલી રીતે, એક નિષ્ઠાથી ને લોકહિતમાંજ કીધું છે. તેમજ રાણીએ એટલુંબધું તો માન લોર્ડ મેલબોર્ને પ્રત્યે દર્શાવ્યું છે કે તેવું થોડાજ પ્રત્યે હશે. રાજની ખરેખરી ગુંચ તે લોર્ડ મેલબોર્ને આપણી રાણીને શીખવી હતી.

રાજકાજમાંથી પરવારયા પછી હવે રાણીશ્રી પોતે ઘરમાં ગાયન, વાંચન કે ચિત્રકળાપર વખત ગુજારતાં હતાં. બહાર ઘોડા દોડાવવા, કે ફરવામાં

વખત જતો હતો. ઇટાલિઅન સંગીત અતિપ્રિય હતું, ને ચિત્રકળામાં તેઓ એ ઉસ્તાદ ગણાય છે. વખત બેવખતે સગાંસ્નેહીઓને ભોજન માટે આમંત્રણ કરવામાં આવતું ત્યારે સંગીતમાં ભાતભાતનાં ગીતો ગાતાં હતાં, ને તે સમયે પોતે કેહેતાં પણ ખરાં કે "હજી હું રાણી માટે યોગ્ય નથી, હજી હું નાહાની છું." એ વખતે રાણીશ્રી પોતે પાંચ ફીટ ને બે ઇંચ ઉંચાઈમાં હતાં; જો કે રાજરથ ઘણો અચ્છો કીધેલો હોવાથી બહાર ફરવા નિકળતાં ત્યારે મોટાં કદાવર દેખાતાં હતાં. મસ્તક મોટું, કપાળ વિશાળ, મુદ્રાપર ઔદાર્યતા, ન્યાયમૂર્ત્તિ ને અડગપણું બહાર પડતાં હતાં; સ્વાત્મપ્રકાશ વૃદ્ધિ પામેલો ને પવિત્ર બુદ્ધિ ખિલી નીકળેલી હતી. બુદ્ધિનો પ્રકાશ તગતગતો હતો. આંખો હરણ જેવી નાજુક ને મોહિણીથી ભરપૂર, ને સર્વ રીતે એ તેજસ્વી સુંદરી સ્વરૂપે વિરાજતી દેવી જેવી દીપતી હતી

## ૩–પટાભિષેકની ક્રિયા.

ગાદિએ બેઠાને બરાબર વરસ થવા આવ્યું ત્યારે **ચોથા વિલ્યમ** રાજાનો શોક મુકવામાં આવ્યો. રાણીને પટાભિષેક કરવાના સમારંભને માટે બહુ મોટા પાયાપર ધામધૂમ કરવામાં આવતી હતી. જાહેરનામાઓ ને ઢંઢેરાઓ કાઢવામાં આવ્યા કે અમૂક રીતિ પ્રમાણે બ્યવસ્થા કરવામાં આવશે. આ પટાભિષેકને ટાણે એક વિચિત્ર ક્રીયા થાય છે, તે માટે ઘણાખરા એમ ધારતા હતા કે એ ધારો રાણી કહાડી નાંખશે–એ ક્રીયા એવી છે કે પટાભિષેક થયા પછી અમીર ઉમરાવો રાણીશ્રીના ઓષ્ટનું ચુંબન લઈ પગે લાગે. પણ આ અજાયબ જેવી ક્રીયા ચાલુ રાખવામાંજ આવી. માત્ર મહારાણીના કાકા કે સગાઓ તેમ કરે તો તે યોગ્ય ગણાય, પણ ૬૦૦ ઉમરાવો ઓષ્ટચુંબન કરે એ ધારો કંઇ રૂડો ગણાય નહિ.

આ પટાભિષેકને ટાંકણે પેહેરવાને માટે જે કિરિટ કરાવ્યો હતો તે અતિ સુંદર હતો; તેમાં ૧ મોટો હીરો, ૧ વિશાળ ઈંદ્રનીળમણિ, ૧૬

નાહના ઇંદ્રનીળમણિ, ૧૧ હરિત્મણિ, ૪ પાના, ૧૩૬૩ રત્નો, ૧૨૭૬ ગુલાબી મણિ, ૧૪૭ ચપટા મણિ, ૪ સુંદર મોતી, ને ૨૩ બીજાં મોતીઓથી તે મઢી લીધેલો હતો. પાંચમાં હેન્રીએ એજીનકોર્ટના રણક્ષેત્રમાં જે હીરો પોતાના ઝલઝગંત્તા ટોપમાં પેહેરયો હતો તે હીરો મધ્યમાં હતો. જુના મુકુટો વજનમાં સાત શેર હતા, ત્યારે આ નવો માત્ર ત્રણ શેર હતો. આખા કિરિટનું મૂલ્ય રૂ ૧૧૨૭૬૦૦નું ગણાતું હતું, ને જ્યારે એક પ્રસિધ્ધ વેપારી રન્ડેલ ને બ્રીજે એ કિરિટ પોતાની દુકાને જોવાને મુક્યો ત્યારે લોકોની ઠઠને ઠેકાણે રાખતા પોલીસને ઘણો શ્રમ પહોચ્યોં હતો.

વેસ્ટમિનિસ્ટરના દેવલમાં તા. ૨૮ મી જુને આ પટાભિષેકની ક્રિયા થવાની હતી. પ્રભાત થયો ને સૂર્યના દર્શનની અભિલાષા લોકો તરફથી રાખવામાં આવી, પણ આકાશ ઘેરાયલું જણાયું. ઘડિયે ઘડિયે વાદળાં દોડાદોડી કરી મુકતાં હતાં. વરસાદનાં ફોરાં પડતાં હતાં. ધુમસ પડવા લાગ્યો, ને લોકોના ઉમંગનો ભંગ થઈ ગયો. તેમ છતાં મીનારામાંથી ઘંટાનીદ થયો, તેમજ પશૂપક્ષીના કિલકિલાટથી ને પંજરગતપક્ષીના કોલાહોલથી ઉંઘણસીઓ જાગૃત થયા, પોલીસે યોગ્ય બંદોબસ્ત કરવા માંડયો, ઘોડેસ્વારો આમ તેમ દોડધામ કરી રહ્યા, લોકોની દોડાદોડી ચાલુ થઇ રહી, વેપારીઓએ દુકાનો પડાફડ ઉઘાડી દીધી, ને સર્વ સ્થળે રંગ જામી રહ્યો. ને આકાશે મેઘને મોકલીને આનંદ દર્શાવવા માંડયો. તે આનંદમાં લોકોએ પણ ભાગ લીધો. સર્વ સ્થળે રંગરાગ ને ગાનતાન ચાલુ થયાં, ને દેવળો પ્રાર્થના કરનારાથી ઉભરાઈ ગયાં. પુરસુંદરીઓએ દિવ્ય વસ્ત્ર સજ્યાં, ને તેમનું મુખ જોઇ, જાણે ઇંદ્રનગરીમાં રંભાઓ ઈંદ્રિ ઈંદ્રાણીના અભિષેક ટાંણે મગ્ન મસ્ત હોઇને હાલનમહાલન કરતી હોયની શું એમ લંડન દિસવા લાગ્યું.

દસ બજ્યા, ને રાણીની સ્વારી બકિંગહામના રાજમહેલમાંથી નિકલી. જુદા જુદા રાજના એલચીઓ, નેપોલિયનનો શત્રૂ, વેલિંગટનનો

ઠાકોર, અને બીજા ઘણા અમીર ઉમરાવો રાણીશ્રીની પછાડી ગાડીમાં હતાં. લોકોએ જયજયના પોકારો કીધા. આ ઘોષ એટલો તો જબરો હતો કે બ્રહ્માંડને જાણે ફાડી નાંખવું હોય શું તેમ લાગતુ હતું. રાજકુટુંબી ઉમરાવો, ડચેસ ઓફ કેન્ટ અને અંગરક્ષકો, રાજમાં એકનિષ્ટ સેવકો, રાણીશ્રીના મોસાળના તથા બીજા સંબંધી જનો, સેનાનીઓ ને સુભટરાજો, અને બીજા ઘણા સંભાવિત ગૃહસ્થો સ્વારીમાં ચાલતા હતા. રાજરથને આઠ શ્વેત્ અશ્વ જોડયા હતા. રાજસ્વારી ઘણી ધીમે ધીમે ચાલતી હતી, તે જાણે મહાન્ અધિપતિ રાજ, ઐશ્વર્યવાન પ્રતાપી ને પૂજ્ય એવા રઘુ રાજાની સ્વારીને પણ ભુલાવી દેતી હતી. ઘોડાઓનો ઠણઠણાટ ને તરવારનો ઝગઝગાટ, સાથે લોકોની ઉલટ ને આનંદી વિજયનો ઘોષ ને જયજયનો નાદ, વાજીત્રનો સુસ્વર ને દેવાળયમાંથી આવતો ઘંટાનાદ એ સઘળાથી આખો દેખાવ એવો તો અતિ સુંદર થઈ રહ્યો હતો કે જોનારાનું ચિત્ત ભ્રમિત થઇ જતું. ને જાણે ઇંદ્ર પોતાની ઇંદ્રાણી ને હજારો અપ્સરાના ટોળાં વચે પ્રવાસે જતો હોયની શું તેવું જણાતું હતું. રાણીશ્રીના મસ્તકપર. રાજચિન્હરૂપ બેસાડેલા સિંહાશ્વનું, કનકદંડવાળું મ્હોટું છત્ર ધરેલું હતું. પુરજનના મંડળોમાં રાણીશ્રીના ઐશ્વર્યને નિરખતા હજારો વીરો, અતિ પ્રેમાનંદથી જયનાદ કરતા કહેતા હતા કે, જય થાઓ રાણીશ્રીનો, ચિરાયુ રહો રાણીજી! તેમજ ભાટ માંગણઆદી બંદિજનો વચેવચે સ્તુતિવાચક શબ્દાદીથી આશીશ દેતા હતા. રાજસ્વારીને માટે લોકો ઠઠેઠઠ મળ્યા હતા. ઘોડાઓનો હણહણાટ ને પાયદળ રથનો ઠણઠણાટ એથી લંડન એક અલબેલી નગરી થઈ રહી હતી. તલ પડે તેટલી જગ્યા જણાતી નહોતી; એને અત્યંત આડંબર ને જયનાદ સાથે સઘળી સ્વારી મોટમોટ રાજમહોલ્લાઓ ખુંદતી વેસ્ટમિનિસ્ટર ઍબીના દેવાળયના પશ્ચિમ દરવાજા આગળ આવી પહોંચી; જ્યાં એક સુવર્ણલેખ લખેલો છે કે

**अत्रे राजवंशीने पवित्र राजदंड मळे छे.**

અત્રે સ્વારી આવી ત્યારે મધ્યાન્હ થયા હતા. રાણીશ્રી વિક્ટોરિયા દ્વારપર પધાર્યાં કે રાજનો સર્વોપરી સત્તાધીશ રાજચિન્હો લાવ્યો ને ધર્મગુરૂ બૈબલ, પાટ ને પાત્ર લાવ્યો ને દ્વારપર પાદ્પાક્ષાલન કીધું. પછી રથમાંથી ઉતરી રાણીશ્રી વસ્ત્રપરિધાન કરવાના ઓરડામાં ગયાં, જ્યાં જે પુરૂષ સર્વે ક્રિયા કરાવનાર હતો તે ઘણા સમયનો રહા જોઇને બેઠો હતો. દેવાળયના મધ્યમાં, ઝરૂખા ને પગથીપર પાટરક્ષક સેવકો બેઠા હતા. મધ્યનો મંડપ અચ્છો શણગારેલો હતો; જેપર જરીનું વસ્ત્ર બીછાવેલું હતું, તથા સદાની પવિત્ર ખુરસી-સિંહાસન મુકયું હતું. તે સેંટ એડવર્ડની ખુરસી હતી, જેની પડોસમાં "દૈવીનુપાસાણ" હતો, જે સ્કૉટલંડના રાજાઓના પટાભિષેકને ટાંણે પવિત્ર તરીકે ઉપયોગમાં અણાતો હતો. એજ ખુરસીપર એડવર્ડ ૧ લાથી તે અત્યાર સુધીના ઇંગ્લંડના રાજાઓને પટાભિષેક કીધા છે. દેવળ મધ્યની પવિત્ર વેદી સુવર્ણથી મઢેલી હતી. મુખ્ય ઝરૂખો,દીવાને આમના મેંબરો, પરરાજ્યના પ્રતિનિધિઓ, ન્યાયાધીશો, નાઇટો, ને કોરપોરેશનના ગ્રહસ્થો માટે હતો. વેદી નજીકની બેઠક અમીર ઉમરાવ તથા રાજવંશી માંટે હતી. તેમની પૂઠેની જગ્યા નિમંત્રણ કરેલા ગૃહસ્થો માટે હતી. સઘળા ગૃહસ્થો બરાબર પોતપોતાને સ્થળે વિરાજમાન થઇ રહ્યા હતા, ને આ ક્રિયાસ્થળ એવું તો સુશોભિત થઇ રહ્યું હતું કે જાણે ચિત્રમાં ચિત્રેલી છબીજ હોય.

મધ્યાન્હનો સમય થયાને દશવીશ પળવિપળ વીતી હોય નહિ હોય તેટલામાં સઘળા આડંબરની શરૂઆત થઇ. પ્રથમ વેદીવાળા સ્થળમાં વેસ્ટમિનિસ્ટરનો પાદરી, ને સાથે રાણીના ખાસ કારભારીઓ દાખલ થયા. તેની પુઠે,લોર્ડ પ્રિવિસિલ,લોર્ડ પ્રેસીડંટ ઑફ ધી કાઉન્સીલ, આયરલંડનો લોર્ડ ચાન્સેલર, આરમગાનો આર્ચબિશપ, યોર્કનો આર્ચબિશપ, લોર્ડ ચાન્સેલર ઑફ ઇંગ્લંડ ને કેન્ટરબરીનો આર્ચબિશપ આવ્યા. પછી રાજકુટુંબીઓ પધાર્યાં; જેમાં સ્ત્રીઓ પ્રથમ ને મુખ્ય હતી. તેની પછાડી મુખ્ય કર્મકાંડનો શાસ્ત્રોપચાર આવ્યો. જુદા જુદા રાજાઓનાં સાહિત્યો લઇને એકેક પછી એકેક

એમ રાજવંશીઓ પધાર્યાં. છેલ્લે ડ્યૂક ઓફ્ વેલિંગટન ને તેની પૂઠે ત્રણ પાદરીઓ, પાટ-પાત્ર ને બૈબલ લઇને આવ્યા. પછી રાણીશ્રી મોટો ગંભીર ઘેરાવવાળો મલમલનો રક્તવર્ણનો જભ્ભો પેહેરી, મસ્તકપર મુકુટ બિરાજેલો છે, ને પેહેલા જભ્ભાની કોરણ સુવર્ણભાતથી ભરેલી છે તેથી ઝગઝગાટ મારી રહેલો છે, તે સાથે પધાર્યાં. મહારાણીનો એ જભ્ભો ઇંગ્લંડના અમીરોની આઠ પુત્રીઓએ ઉચકયો હતો, ને સર્વથી છેલ્લે, રાણીજીની પુઠે એમની સહચરી ને સલાહકારીકાઓ હતી.

ઍાબીમાં રાણીશ્રી પધાર્યાં, તે સમયનો દેખાવ એટલોબધો તો ચિત્તવેધક હતો કે તેનું વર્ણન થાય તેમ નથી, કેમકે તે સમયે હાજર રહેલા ઘણા કવિત્વ શક્તિથી ભરપૂર વર્ણન કરનારાઓ પણ તેમાં થાપ ખાઇ ગયા છે, તો પછી એક પરમુલકના રેહેનારાના તો આશરાજ શા. આખું ઍાબી-નું દિવાનખાનું ઇંદ્રની સભા કરતાં, અથવા મહાભારતના ઇંદ્રપ્રસ્થના, મહારાજા યુધિષ્ટિરના રાજસૂયજ્ઞના રંગમંડપ કરતાં વધારે તો નહિ, પણ તેની બરાબર ઝલહલી રહ્યું હતું. રાણીના મુખપર ઐશ્વર્ય પ્રકાશી નિક-ળ્યું ને તેની મુદ્રા એટલી તો અલૌકિક થઇ પડી કે તેની સામા નિહાળવું દુર્લભ થઇ પડયું. શાસ્ત્રસંપન્ન ગાયકમંડળ એટલાબધા તો શણગારથી ઉજવ-ળ કીધું હતું કે અરેબીયન નાઇટ્સમાંના કાલિફનો સુંદર મહેલ પણ માનભંગ થાય. જ્યાં ત્યાં તેજ તેજ ને પ્રકાશ પ્રકાશ છવાઇ રહ્યો હતો.

રાણીએ મંડપમાં પગલું મુકયું કે, સર્વે મંડલી ઉભી રહી હતી તે-ણે નમન કીધું. ધીમે ધીમે મસ્તક નમાવતી, ગંભીર ને સ્નેહાલ મુદ્રાથી ભરેલી યુવતી, ધીમાં પગલાં ઉપાડતી, ગાયકચક્ર નજીક ગઇ, જ્યાં જતાં ગાયકમંડળે ગાયું કે "અમે પ્રસન્ન છિયે"– અને તેના સુસ્વરથી આખું ઍાબી ગાજી રહ્યું. તે પૂરૂં થતાં વેસ્ટમિનિસ્ટરના વિદ્યાર્થિઓએ જુગ જુગ જીવો વિક્ટોરિયા એ ગીત ગાઇ સંભલાવ્યું. મુખ્ય ક્રિયા કરવા-

ની વેદી નજીક ગયા પછી રાણીજીએ ગુંઠણિયે પડીને પ્રાર્થના કરી ને પછી મુખ્ય કર્મોતરના સિંહાસનને બદલે એક બીજી ખુરસીપર વિરાજ્યાં.

હવે ક્રિયાનો પ્રારંભ થયો. રાજ્યના મોટમોટા એવા પાંચ સત્તાધીશો, જેમાં **આર્ચ બિશપ, લોર્ડ ચાન્સેલર, લોર્ડ ચેમ્બરલેન, લોર્ડ હાઈ કોન્સ્ટેબલ, ને અર્લ માર્સલ** એક પછી એક મધ્યની વેદી નજીક ગયા, ને ઘણા સુંદર સ્વરે કહયું કે, "રાજયજનો, તમો સર્વને જણાવિયે છિયે કે રાજયની ખરી માલીક રાણી **વિકટોરિયા** છે, જેના પવિત્ર માનની ક્રિયામાં તમો આવ્યા છો, તેને તમે સ્વીકારો છો?" અને દરેક સમયે મોટો હર્ષનાદ થયો કે "**પ્રભૂ વિકટોરિયા રાણીનું રક્ષણ કરો.**" જ્યારે જયારે આર્ચબિશપ, ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ સર્વ દિશા તરફ ઉભો રહીને પ્રાર્થના કરતો, ત્યારે ત્યારે પ્રત્યેક સમયે રાણીને પણ તે પ્રમાણે કરવું પડયું હતું. પછી જેજે ધર્મગુરૂઓ બૈબલ, પાત્ર ને પાટ લાવ્યા હતા તેઓ તેને વેદી આગળ લાવ્યા. કેન્ટરબરીનો વડો ધર્મગુરૂ ને બીજા ગુરૂઓ પવિત્ર સ્તોત્રનું ગાન કરતાં કરતાં રાણીશ્રીના મસ્તકપર આશિર્વાદ દેતા હતા. રાણીએ પછી પ્રત્યેક ધર્મગુરૂને નમન કીધું ને પ્રત્યેકને સુવર્ણમુદ્રાની દક્ષણા આપી, ને સૌ પાસથી આશિર્વાદ લીધાં, જે સમયે સર્વ કહેતા કેઃ—

चिरकाळ रहो राणि श्री, श्रीसुख आयुष आळ ;
जश वाधे ये जुवतिनो, थाजे प्रभू कृपाळ.

પછી વેદી નજીક રાજચિહ્ન લાવવામાં આવ્યું, ને ધર્મગુરૂઓએ પવિત્ર પ્રાર્થના કીધી. જુના ને નવા ધર્મપુસ્તકમાંથી કેટલીક પ્રાર્થના કરવામાં આવી ને પવિત્ર ગીતો ગવાયાં. રાજા એ ઈશ્વરનો અંશાવતાર છે એ મતલબના બૈબલના વચનો ભણવામાં આવ્યા; ને રાજાએ યથાન્યાયે, યથા નીતિએ વર્તવું તેનો બોધ કહી સંભળાવવામાં આવ્યો. એજ સમયપર લંડનના ધર્મગુરૂએ મૃત્યુ પામેલા રાજાનાં સદ્દગુણ વખાણ્યા ને તેનું અનુકરણ નવા રાજવંશીને કરવાનો બોધ કીધો. પછી રાજ્યમાં સત્યન્યાયે

સદ્‌બુદ્ધે સ્વતંત્રપણે વર્તવાના સપથ રાણીશ્રીને આપવામાં આવ્યા. આ સપથ આપતી વેળાએ કેટલાક પ્રશ્નો પુછવામાં આવે છે, ને તે સઘળાના જવાબ "હા"થી આપવામાં આવે છે. એમાં લોકહક, ધર્મની સ્વતંત્રતા ને જમીનનું સંરક્ષણ એ ત્રણ બાબત મુખ્ય હોય છે. આ સઘળા પ્રશ્નોત્તર થયા પછી લોર્ડ ચેમ્બરલેને રાણીના હસ્તકમળમાં પવિત્ર તરવાર આપી હતી, તે હાથમાં લઈને રાણીયે પવિત્ર પુસ્તકપર પોતાનો હાથ મુકીને, વડા ધર્મગુરૂને પગે પડીને કહ્યું છે કે, "અહિંયાં જે કંઇ મેં તત્ક્ષણે કહ્યું છે તે વચનો હું યથાન્યાય ને સદ્‌બુદ્ધિથી યથાર્થ રીતે પાળીશ. જગતપિતા મને સહાય થાઓ! જય જય." તુરતજ સપથનામુ રજુ કરવામાં આવ્યું, તેપર પોતે સહી કીધી, ને તેનું ચુંબન કરી એક ચવરંગપર તે પાછું મુકયું. પછી તે ગુંઠણિયે પડીને પગે લાગી, ને દેવાળયના ગાયકોએ ગાય કે "પ્રભૂ, પવિત્રાત્મા ને કર્ત્તા રક્ષણ કરો!" વિજય વિજય વિક્ટોરિયા.

પછી રાજ્યાભિષેકની ક્રિયાનો પ્રારંભ થયો. રાણીજી રાજા એદવર્દની પવિત્ર ખુરશીપર બેઠાં, ને એક સુવર્ણમય વસ્ત્ર, ચાર નાઇટ ઑફ્ ધી ગારટર,–બકલેંગ ને રતલેંડ, તથા મારક્વિસ ઑફ્ લેંડલેસી અને એક્ષીટરે–રાણીના મસ્તકપર છત્ર તરીકે ધર્યું. પછી વેસ્ટમિનિસ્ટરના પાદરીએ વેદીમાંથી એક વાસણ ઉંચકી લીધું. એમાં અભિષેક માટેનું સુગંધી તેલ હોય છે તે એક પવિત્ર ચમચામાં લઇને રાણીશ્રીના મસ્તકપર રેડયું ને શિરપર તે તેલથી પવિત્ર ક્રુસના જેવી આકૃતિ પાડી ને કહ્યું કે "જેમ રાજા, પાદરી ને પવિત્ર પુરૂષોનો અભિષેક થયોછે તેમ આ પવિત્ર તેલથી તારો અભિષેક થયો છે, અને સોલોમને, ઝેડોકના રાજાને અભિષેક કીધો હતો, નાથાને પવિત્ર પેગંબરને, તેમ તારો અભિષેક થયો છે; તે પરમાત્મા પરમ કૃપાળું પ્રભૂએ તને આશિર્વાદ દઇને આ લોકપર રક્ષણ કરવા યોગ્ય ગણી છે, ત્યાં તું પવિત્ર પિતા, પુત્ર ને પવિત્ર આત્માના નામે

રાજ્ય કર, વિજય વિજય." એ પછી રાજમુદ્રા ને રાજદંડ આપવાને લગતી ક્રિયા શરૂ થઇ. આર્ચબિશપે પ્રાર્થના કીધી. પછી સાત પવિત્ર પાદરીઓએ વેદીમાંથી રાજમુકુટ લીધો, ને રાણીશ્રી નજીક જઇને આશિર્વાદ આપી તે મુકુટ પેહેરાવ્યો; ને એ ક્રિયા થતાંજ આખા દેવાલયમાંથી "રાણીશ્રીનું પ્રભૂ રક્ષણ કરો" એવો જયઘોષ થયો. અમીર ઉમરાવો ને ઉમરાવજાદીઓએ તે નામદારને નજરાણાં કીધાં ને પાદરીઓએ તેના મુકુટને નજરાણાં કીધાં, કે વાજીત્રના નાદ, ઘંટાનાદ ને તોપોના નાદ એકજ સપાટે થયા.

પછી સિંહાસન ઉપવીશની ક્રિયાનો પ્રારંભ થયો. એક નોરવીચ સ્ત્રીએ રાણીજીના હસ્તકમળ સાથે હસ્ત મેળવીને ઉઠાડી, અતીઘણા આડંબરથી તેડી જઈ ખુરસીપર બિરાજમાન કીધાં. તેના હાથમાં બૈબલ મુકવામાં આવ્યું, જે ક્ષણભર હાથમાં રાખી પછી પાછું વેદીમાં મુકી દીધું. પછી હાથમાં રાજદંડ મુકવામાં આવ્યો. એટલે એકેકે પછી એકેક અમીર ઉમરાવો ઉઠીને રાણીશ્રીપાસે ગયા, અને તેમણે અહોકાળ વફાદાર રેહેવાના કસમ લીધા. પછી રાણીજીના મુકુટને હાથ લગાડી, ડાબા કપોળપર ચુંબન કીધું, ને પછી તેઓ પોતપોતાને આસને બિરાજ્યા. જ્યારે રાણીજીના કાકાઓ આવ્યા ત્યારે રાણીએ બહુ સત્કાર ને પ્રેમ દર્શાવ્યો. જેમ જેમ નામ દઇને દરજ્જા પ્રમાણે બોલાવવામાં આવતા તેમ તેમ ઉમરાવો આવીને અભિવંદન કરી જતા હતા. લોર્ડ રોલી, જે વયે એંસી કરતાં વધારે વરશનો હતો, તેણે અભિવંદન કરવા આવતાં લઠડિયું ખાધું, તેજક્ષણે રાણીએ લોકોની અજાયબી ને હર્ષશ્વાસ વચ્ચે ટેકો દઇને તેને ઉભો રાખ્યો. એ ક્રિયા ચાલતી હતી ત્યારે દેવાલયની ગાયકમંડલીને રાજ્યાભિષેકના ચાંદો વેહેંચવામાં આવ્યા. છેલ્લે સર્વ અભિવંદનની ક્રિયા પૂરી થઈ ત્યારે ગાયકમંડળીએ ગાયું કે "પ્રભૂકૃપાનો આ પવિત્ર દિવસ છે." તે પછી રાણીશ્રીના હાથમાં ડ્યૂક ઑફ નોરફોક તરફથી બે રાજદંડ મુકાયા, ને વિજય ઇચ્છયો. આ વખતે સૂર્યના પ્રકાશિત કીરણો તેના તેજોમય મુકુટપર પડવાથી

દેવાલય ઝગઝગી રહ્યું. રાણીશ્રી બાલ્યાવસ્થામાં દેખાવાથી તેના પ્રત્યે અત્યંત વહાલપ છુટતું હતું, ને સૌ ચિત્રલિખિત થઇ રહ્યાં હતાં.

છેલ્લે રાણી, આર્ચબિશપ ઑફ કેન્ટરબરી ને લોર્ડ ચેમ્બરલેન વેદી નજીક ગયા, ને ત્યાં પાછું બૈબલ વાંચવામાં આવ્યું, ને રાણીએ સુવર્ણ-મુદ્રાથી ભરૂલી થેલી વેદીપર ધરી. રાજ્યનો અસલ મુકુટ પછી કાઢીને પોતાનો નવિન મુકુટ ધારણ કીધો, ને સિંહાસનારૂઢ થઇ. છેલ્લે આશીશવચન બોલવામાં આવ્યાં ને "સર્વવ્યાપક,સર્વશક્તિમંત પરમાત્માનો યશ વિસ્તરો" એ ગીત ગવાયું. વાજીત્રના સુંદર સ્વર વચ્ચે રાણીશ્રી સિંહાસનપરથી ઊઠી-ને રાજા એડવર્ડના દેવલમાં ગયાં. ત્યાં જઇને મખમલનો પિરોજી જભ્ભો પહેર્યો. અહિંયા તેના હાથમાં રાજ્યચક્ર આપવામાં આવ્યું. જે હાથમાં લઇ જે પ્રમાણે સ્વારી આવી હતી તે પ્રમાણે સ્વારી પાછી ફરી. આ વખતે ચાર વાગ્યા હતા. બરાબર ત્રણ કલાક ક્રિયા ચાલી હતી, જ્યારે સ-ઘળાં જોનારાઓ થાકીને લોથ થઈ ગયાં ત્યારે રાજસુંદરી વિક્ટોરિયા થાકી જાય તેમાં આશ્ચર્ય શું છે? રાણીશ્રી, જે થાકી ગયલી હતી તથાપિ લોકોના આવકારનો પ્રતિઊત્તર દેવામાં પાછી હઠી નહી, તેના તરફ લોકો-નું વહાલપ એટલુંબધું તો છુટયું કે લોકોની ગર્જનાનો પાર રહ્યો નહી. લોકોના પ્રફુલ્લિત વદન હતાં, ને વાજીત્રના જયઘોષ સાથે રાણીશ્રીની આણ વર્તાઈ ને જયનાદ થયો કે "રાણી વિક્ટોરિયા ઘણું જીવો." આ સમે રાણી, તેજ.અને દિવ્ય કાંતિમાં સૂર્યચંદ્ર પેઠે દીપતી હતી, બુદ્ધિમાં સર્વ બાબતમાં પારાંગત થઈ હતી, કિરિટ ધારણ કરેલી, તે કર્પૂરવર્ણવાળી પવિત્ર દીસતી હતી, પુરસુંદરીઓએ તેના તેજમાં પોતાની કાંતિનો ગર્વ તજ્યો હતો, દ્વેષીજનોના મન હરી લીધાં હતાં, શત્રૂઓના હૃદય તેજથી વીંધી નાંખ્યાં હતાં, લક્ષ્મીને શરમાવે તેવું દિવ્યસ્વરૂપ. પ્રકાશતું હતું, ને પુરનારીઓ તેના સ્વચ્છ શશી જેવા મુખનું પાન કરવાને અવ્યવસ્થિત આભૂષણોથી પ્રેમઘેલી થયેલી દોડતી, એવી રાણીશ્રીની સ્વારી, બુદ્ધિ

પણ જેનુ વર્ણન કરતાં થાકી જાય, તે, નગરના મધ્યમાંથી લોકોના જયજયકારના પોકાર વચ્ચે પસાર થતી હતી.

રાણીશ્રી પોતાને મહોલે પધાર્યાં, ત્યારે એમનો કૂતરો ઘણો બૂમો પાડી રહ્યો હતો, તે સાંભળીને,રાજદંડધારી ને રાજ્યચક્રવર્ત્તી હું રાણી છું એ ભુલી જઇને બાળચેષ્ટાથી કહ્યું કે "જુઓ, જુઓ, બાપડો દાસ બૂમો મારે છે." રાણીને કુતરા તથા પોપટનો ઘણો શોખ હતો.

રાજ્યાભિષેકની ક્રિયા થઇ રહ્યા પછી રાત્રીની ભોજનમંડળી હતી, તથા ડયૂક ઓફ વેલિંગટને એ સન્માનાર્થે બોલ આપ્યો હતો. લંડન શેહેરમાં આતસબાજી તથા રોશની થઇ હતી. ચાર દિવસ સુધી રાજનગરમાં ધામધુમ ચાલુ રહી. રાણીશ્રી એ પછી નગરમાં જ્યારે ફરવા જતાં ત્યારે થોડા દિવસ સુધી તો પુષ્પવૃષ્ટિ થતી હતી.

સઘળો મલીને એ રાજ્યાભિષેકની ક્રીયાનો ખરચ રૂ ૬૯૪૨૧૦-૧૪-૪ નો થયો હતો. જયારે જયોર્જ ચોથાના રાજ્યાભિષેકનો ખરચ રૂ દશ લાખ થયો હતો. રાણી તરફ લોકોનો એટલોબધો તો પ્રેમ છુટયો હતો કે ઘણાકો વારંવાર તેને હેરાન કરનારા થઇ પડયા. એક સ્કાટ તો હંમેશાજ તેના હસ્તનું ચુંબન કરવા આવતો, તે જયાં સુધી સત્તાવાળાઓએ તેનો અવરોધ કીધો નહી ત્યાં સુધી તે ખસ્યો નહી.

## ૪—અવિવાહિતા રાણી.

રાજયસંબંધનો જે બોજો રાણીના માથાપર હતો તે કામ એઓ યથેચ્છ પૂર્ણ કરતાં હતાં, છતાં કેટલીક તરફથી નકામી હરકતો પણ આવતી હતી. હરકત સાધારણ માણસોને હોતી નથી. એક દિવસે તેઓ, પીકાડલીના મોહોલ્લામાંથી જતાં હતાં ત્યારે એક મૂર્ખ માણસે ઘણા જોરથી એમની ગાડીમાં કાગળ ફેંકયો, જે રાણીના મુખચંદ્રપર પડયો, છતાં એઓ શાંતિથી દ્રઢ રહ્યાં. તપાસ કરતાં એ માણસ અતિ વિભ્રમ થયેલો જ-

ણાયો. એક સમયે એક ઘોડેશ્વારે, જયારે રાણી શ્રી હાઇડપાર્કની કુંજમાં ફરતાં હતાં ત્યારે નકામી હેરાનગતી આપી. તે વારંવાર ઘોડો દોડાવતો, વખતે હસ્તો, ને વખતે મૂર્ખ માણસ પેઠે ચાળા કરતો હતો. આ માણસને પોલીસમાં ઉભો રાખીને ડંડ કરાવ્યો ત્યારેજ તે પજવતો મટયો.

આ સાથે રાજમાં પણ કમનસીબે હવે ખટપટ થઇ ગ્પડી. કેનેડામાં લડાઇ જાગવાનો સંભવ જણાયો, ઇંગ્લંડમાં અસંતોષ ફેલાયો, પ્રધાનમંડળની પ્રતિષ્ટા ઘટી ને લેડી **ફ્લોરા હેસ્ટીંગ્સ**ના સંબંધથી રાજવાડા માટે અનેક ગુલબાનો ઉડવા માંડયાં. દરેક સ્થળે બે પક્ષ હોયછે. એક સ્વાનુકૂળ ને બીજો પ્રતિકૂળ—તેમ અત્રે પ્રતિકૂળ પક્ષે તરૂણ રાણીને નામોશી લગાડવાને મથન કીધું. રાણી ઘણી દિલગિર થઈ. લેડી **ફ્લોરા હેસ્ટીંગ્સ** સંબંધી આપવાદ તપાસવાને **લોર્ડ મેલબોર્ન**ને નિમ્યો, જોકે એનુ પરિણામ એ આવ્યું કે તે બાઇ મરણ પામી. આ બાબતમાં રાણીશ્રીપર અનેક પ્રકારનો ઠપકો ને દોષ મુકવામાં આવ્યા છે, જો કે એમાં એમનો થોડોજ દોષ હતો. આ બાબતને માટે ઘણો વખત સુધી એઓ દુઃખી રહ્યા.

વિંડસરના રાજ મહોલમાં રાણી પોતે સહવારના આઠ કલાકે ઉઠતાં હતાં, ને ત્યાંજ નાસ્તો લેતાં; તે પછી બીજા કામોની ઉકેલ કરતાં હતાં. દરેક બાબતના કાગળ પત્રો તે જાતે વાંચતાં, ને પછી તેનો નિકાલ કરતાં હતાં. અગિયારવાગતાં **લોર્ડ મેલબોર્ન** આવીને જેટલી અગત્ય હોય તેટલો વખત કામકાજ કરતો હતો. બે વાગતાં ઘોડા ખેલાવવા જતાં; જ્યારે **લોર્ડ મેલબોર્ન** પણ સાથેજ જતો. બે કલાક ઘોડા દોડાવી, ઘેર પાછાં વળી, ગાનતાનમાં વખત ગાળતાં, ને બાળકો સાથે ગમ્મત કરતાં હતાં. રાત્રીના સાડાસાતે વાળુ થતું, જે આઠવાગતે ખુલાસ થતું હતું. ભોજન કાળે કેટલાક ઉમરાવો પણ બિરાજતા હતા. ઘણાક અમીરોમાં મુખ્ય લોર્ડ **મેલબોર્ન ને અમેરીકાનો પ્રતિનિધિ હતા.** જમી રહ્યા પછી કાફી પી-

વામાં આવતી, ત્યાં ગામના ગપાંસપાં ચાલતાં હતાં. લોર્ડ મેલબોર્ન સદાજ પાસે રેહેતો, ને રાગતાન થયા પછી જ્યારે રાણી ઉઠે ત્યારે તે વિદાય થતો હતો. રાત્રીના અગિયાર કલાકે તેઓ શયનગૃહમાં જતાં હતાં. આ પ્રમાણે અવિવાહિતારાણી પોતાનો કાળ નિર્ગમન કરતાં. તેઓ મહેલમાં કોણ કોણ છે, કોણ ક્યાં ગયું છે, ઘોડાઓની શી હાલત છે, સર્વે કેમ વર્તે છે, ચાકરનફરો, ઘોડાવાળાઓ, અંગરક્ષકો, અમીરો, સહચરીઓ, સેવકો, દાસો કેવા પ્રકારે રેહે છે, ને તેઓની સ્થિતિ,રીતિ ને વૃત્તિ કેવી છે તે સંબંધી યથાસ્થિત અવલોકન કરતાં રેહેતાં હતાં.

## ૫–" સયનગૃહનું કાવતરૂં."

રાણીશ્રી જ્યારે લોર્ડ મેલબોર્નના વિચાર પ્રમાણે, નહી કે તેના મત પ્રમાણે, રાજ્યવહીવટ કરતાં હતાં, તેવામાં પાર્લામેંટમાં ખટપટ જાગી ને લોર્ડ મેલબોર્નથી છુટા પડવાનો વખત આવ્યો. તે ઘણો ડાહ્યો ને સુજ્ઞ હતો, તેના જવાથી રાણીને અતિશય લાગ્યું. પણ કંઇ ઉપાય રહ્યો નહી. તા૦ ૭ મી ૧૮૩૯ માં મેલબોર્નના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું. રાણીએ ડ્યૂક ઑફ વેલિંગટનને પ્રથમ ને પછી સર રોબર્ટ પીલને નવી પ્રધાનમંડળી સ્થાપવાને કહ્યું. સર રોબર્ટ પીલે તા૦ ૯ મીએ પોતાના સાથીઓનાં નામ રાણીજીને રજુ કીધાં. પણ તેજ સમયે સર રોબર્ટે રાણીને જણાવ્યું કે તે નામદારનો નવા પ્રધાનોપર વિશ્વાસ છે તે જણાવવાને માટે કેટલીક પોતાની સાહેલીઓને રજા આપવી. આ સાહેલીઓ લોર્ડ મેલબોર્નના તડાંની હતી. આથી તો વાત વધી પડી; ને પછાડીથી સર રોબર્ટે કેટલુંક કાવતરાં જેવું પણ કીધું. રાણીએ કંઇ પણ માન્યું નહી, ને સર રોબર્ટની સઘળી બાજી વ્યર્થ ગઇ. ડ્યૂક ઑફ લિંગટને પણ એમાં ભાગ લીધો હતો. આ કાવતરાંને શયનગૃહનું

કાવતરૂં કહેવામાં આવે છે, કેમકે તેમાં રાણીની ખાસ સહચરીઓને કાઢી મુકવાનો બેત રચ્યો હતો. પણ તરૂણ રાણી અતિદૃઢ રહી. જે જે તકરારો ને દલીલો લાવવામાં આવ્યાં તેનો જવાબ આપ્યો,ને સૌનાં મોંઢાં બંધ કીધાં. છેલ્લે રાણીએ કહ્યું "કે ધારો કે આ સ્થળે તમોજ પેહેલેથી મને આશ્રય આપનાર હોત, ને તમારીજ પસંદગીની સહચરી ને સાહેલીઓ હોત, તોપણ હું એજ પ્રમાણે દ્રઢતાથી વર્તત. યાદ રાખો કે **લોર્ડ મેલબોર્નને** માટે તમને કંઇ પણ કેહેવા દઇશ નહી."

આ ખબર જુના પ્રધાનમંડળને પડી, ને તેઓ પોતે **લોર્ડ મેલબોર્નને** ત્યાં મળ્યા. લોર્ડ **મેલબોર્ને** રાણીશ્રીનો પત્ર વાંચ્યો, જે એલિઝાબેથથી વધારે મજબૂત, ને હેન્રી સાતમાથી વધારે દૃઢ હતો. તેમાં જણાવ્યું હતું કે, "તમે જરા પણ ભય રાખતા નહી કે હું શાંત રહીને કંઇ પણ સાંભળીશ. આજે તેઓ મારી સાહેલીઓને કાઢી મુકવાનું મને કેહે છે, ને કાલે મારી દાસી ને વસ્ત્રપરિધાનકને કાઢી મુકવા કહેશે; તેઓ મને એક નાદાન બાળકી માફક કેળવવા માંગે છે; પણ હું તેમને બતાવીશ કે હું ઇગ્લંડની અધિપતિ છું!" **પીલે**, આવી રાણીની દૃઢતાથી પ્રધાનમંડળ સ્થાપવાનો વિચાર માંડી વાળ્યો. લંડનમાં આ વૃત્તાંત ફેલાતાં, રાણીનાં બહુ વખાણ થયાં ને તે અતિ માનને પામી; પણ વિહ્ગ ને ટોરી વચે સજ્જડ સળગ્યું. **પીલે** પાછળથી સઘળી સહચરીઓને નહી,પણ કેટલીકોને દૂર કરવાનો મમત ધર્યો હતો, પણ તે કશામાં ફાવ્યો નહી; કેમકે રાણીએ કહ્યું કે,–"હું લોર્ડ **મેલબોર્નથી** કદીપણ છુટી પડીશ નહિ. તે કદી પણ મને ખોટી સલાહ આપવાનો નથી, ને તેનો ત્યાગ મારાથી થશે પણ નહિ." જ્યારે પણ **પીલ**, સખીઓના સબંધમાં કેહેતો ત્યારે એકદમ તેનો તે નામદાર અટકાવ કરતી હતી. પરિણામ એ આવ્યું કે અંતે પાછો લોર્ડ **મેલબોર્ન** પ્રધાન થયો.

અત્રે રાણીશ્રીની પ્રારંભ રાજકારકીર્દી સમાપ્ત થાય છે. તે કામ કરવે નિપૂણ ને રાજકાજમાં ધીરવીર જણાઇ છે. સ્વયં પ્રકાશીત રાણી સ્વતંત્ર ને શૂરી દીસવા લાગી; રાજ્યપદને યોગ્ય વિવેકે વર્તવા માંડી; નગરજનોના પ્રેમ સાથે શરીરે પુષ્ટ દીસવા લાગી; લક્ષ્મીના વિસ્તાર સાથે ઔદાર્યતામાં વધવા માંડી, યૌવનારંભ સાથે બાળ ચપળતા ઘટવા લાગી, અને મંજુળ સ્વર સાથે ગંભીરતા વધવા લાગી. સર્વે પ્રકારે **વિક્ટોરિયા** રાણી હવે કુંવરી ટળીને યૌવનવતી સુંદરી થઇછે. વિવિધ કળાનું તેણે ગ્નાન સંપાદન કીધું છે, રાજકાજનું તે હજી અધ્યયન કરે છે, લોક પ્રીતિનું તે પાન કરેછે, વિદેશવ્યવસ્થાપર તે લક્ષ દેછે, તે દેવી સ્વરૂપે પ્રકાશી પ્રજાને આનંદ આપેછે.

# પ્રકરણ ૫ મું.

## વિવાહ.

રાણીના દરબારમાં જે પક્ષોનું જોર ચાલતું હતું, તેમાં **લોર્ડ મેલ-બોર્નની સલાહથી** એ નામદાર વધારે વર્તન કરતાં હતાં. રાજકાજનો પર્વતભાર તેમના હૃદયપર ઘણો જબરો હતો, ને પક્ષકાર શિવાયના સલાહકારની એઓને વધારે જરૂર હતી. નગરમાં ઘણી ચરચા ચાલી રહી હતી કે એમનાં લગ્ન કયાં થશે. આ બાબતમાં તે નામદારે ઘણો પુખ્ત વિચાર કીધો ને પછી એક રાણી તરીકે રાજ્યનું તથા એક પણિયત સ્ત્રી તરીકે ગૃહરાજ્યનું યથાયોગ્ય કામ બજાવ્યું છે. આ પ્રકરણમાં એમનો વિવાહસંબંધ વર્ણવવામાં આવશે.

### ૧–રાજપુત્ર આલબર્ટ.

જે વર્ષમાં રાણી **વિક્ટોરિયાનો** જન્મ થયો તેજ વર્ષમાં રાજપુત્ર **આલુબર્ટનો** જન્મ થયોછે, એટલે તા. ૨૬મી આગષ્ટ ૧૮૧૯ મીએ જર્મ-નીના રોસેન્યુ નગરમાં તે જન્મ્યો હતો. તેનો પિતા સેક્ષ કોબર્ગ સેલફીલ્ડનો ડયૂક હતો. કમનસીબે એના પિતાને એની માતા સાથે અણબનાવ થવા-થી થોડા વરસમાં છુટાછેડા કીધા હતા. એના બે વડીલ બાંધવો હતા. પાંચ વર્ષથી એ માતાથી વિખુટો પડયો હતો, ને પોતાના બાપની પાસે રેહેતો હતો. એ બચપણથી નરમ, અશક્ત પણ સૌંદર્યવાન હતો, પણ બુદ્ધિનો તિક્ષ્ણ ને ચતુર હતો. ૭ વરસનો હતો ત્યારથી રોજનીશી રાખવા લાગ્યો. તેમાં એક દિવસે લખ્યું કે આજે રમંતગમતમાં દહાડો ગયો, ને વડીલ ભાઇને કુસ્તી મારી. બીજે દિવસે લખ્યું કે હાર ખાધી, પણ

કાલે લડવું. તરૂણ રાજપુત્ર ચપળ ને બહાદૂર હતો, તે સાથે શૌર્યવાન પણ હતો. **આલબર્ટની** વડીલ માએ બચપણથી કુંવરી **વિક્ટોરિયા** સાથે એનો સંબંધ પાડયો હતો. એની વડીલ મા તે **ડચેસ ઑફ કેન્ટની** પણ મા થાય. તરૂણ રાજકુંવરને ઘણા પ્રકારનું જ્ઞાન આપવામાં આવ્યું ને પંદર વર્ષમાં તો એ કુશળ વિદ્વાનમાં ખપવા લાગ્યો. માત્ર વિદ્યાભ્યાસમાંજ એ શ્રેષ્ટ નિવડયો નહિ, પણ તન ને મનની શક્તિમાં પણ ઉત્સાહી નિવડયો. જેમ બીજા રાજપુત્રોને દેશાટન કરાવવામાં આવે છે તેમ એ હોલંડ, જરમની, આસ્ટ્રીયા ને ઇંગ્લંડના પ્રવાસે નિકળ્યો, ને તેથી એની બુદ્ધિ વધુ ખીલી. બીજી વેળાએ **બેરન સ્ટોકમર** સાથે ઇટલી ને સ્વિટ્ઝરલાંડમાં પ્રવાસ કીધો. બેલજિયમનો રાજા **આલબર્ટના** લગ્ન **વિક્ટોરિયા** સાથે કરવાને બહુ આતુર હતો, પણ **રાજા વિલ્યમે** તે વિચાર માંડી વાળ્યો. પાછળથી રાણી **વિક્ટોરિયાએ** તો જાણે ઠરાવજ કીધો હોય કે પતિ કરવો તો રાજપુત્ર **આલબર્ટ**, બીજો નહિ, તેમ જણાયું. રાણીશ્રી સાથે લગ્ન કરવાને પાંચ ઉમેદવાર હતા.

યૌવનનો કિંચિત્ કિંચિત્ પ્રકાશ થયો છે, ને રાજકુળમાં જન્મ્યાથી વિશેષ પ્રગલ્ભ થયો છે, તથાપિ વિનયવંત ને બુદ્ધિનો બહુ તિક્ષ્ણ એવો રાજપુત્ર **આલબર્ટ**, એક દિવસે વસંતરૂતુના પ્રભાતમાં જ્યારે બહારથી ફરીને પોતાના ઓરડામાં ગયો ત્યારે પોતાની અતિઘણી અજાયબી વચ્ચે પોતાની ભત્રીજી **વિક્ટોરિયાની** તસવીર જોઇ, ને જેમ સ્વચ્છ નિર્મળ પૂર્ણિમાના ચંદ્રને રાહુએ ગ્રાસ્યો હોય તેમ એનું વદન નિસ્તેજ થયું, ને દીર્ઘ નિઃશ્વાસ મુકયો. તે રાણીની તસ્વીર તરફ જોતો, નેત્ર મિચતો, આળસ મોડતો, વાંકોચુંકો થતો, શરમાતો તન્મય થઇ ગયો હોય તેવો જણાયો. એ પત્ર સાથે ઈંગ્લંડ જવાનું તેને તેડું આવ્યું હતું; ને તે પછી રાજપુત્ર પોતાના ભાઈ સાથે ઇંગ્લંડ ગયો. વિંડસરના રાજમ્હેલમાં તેઓએ ઉતારો લીધો હતો. તરૂણ રાજપુત્રને જોઇને રાણીને બહુ મમતા છુટી

ને પોતાના મામાને લખ્યું કે, "**આલબર્ટની** લાવણ્યતા મોહક છે; તે ચિત્તાકર્ષક ને પ્રીતિવર્ધક છે; ટુંકમાં અતિ ઘણો મનમોહક છે." પછી પોતાનો વિચાર છેકજ પ્રસિદ્ધ નહિ થઇ જાય તેમ દર્શાવવા, વધુ લખ્યું કે,—"બંને ભાઇયો મળતાવડા છે, તે ઇંગ્લંડમાં રહે તો બહુ રૂડું." લંડનમાં રાજકુંવર રહ્યો ત્યારે રાણી, રાજપુત્રની હંમેશા મુલાકાત લેતી હતી. બપોરના ઢુંગો પાણી લીધા પછી બંને ફરવા જતાં હતાં. જેમાં રાણીની માતા, લોર્ડ **મેલબોર્ન** આદિ બીજા પણ સ્ત્રી પુરૂષ હતાં. રોજ મોટી મીજબાનીઓ ઉડતી અને અઠવાડિયામાં ત્રણવાર નૃત્ય થતું. રાજવર્ગનો ત્યાગ કરી રાણી રાજપુત્ર **આલબર્ટ** સાથે હંમેશા નૃત્યમાં દાખલ થતી. એક સમયે પોતાનો શિરોમણિ રાજપુત્રને ભેટ આપ્યો; એ ભેટ અતિ ઉત્તમ ગણાય છે, ને તે જોઇ સૌ ચકિત થઇ ગયાં. રાજપુત્રને રાણી સાથના વિવાહની ભ્રાંતિ હતી, તે હવે વિશેષ ભ્રાંતિ પડી, પણ તે મૌન્ય ધારણ કરી રહ્યો.

રાજદરબારમાં હંમેશાજ કંઈ કંઇ અપૂર્વ વૃતિનો સમાસ હોય છે; તેથી રાણીને **આલબર્ટની** પોતાપર પ્રીતિ છે કે નહી તે જાણવાની જીજ્ઞાસા થઇ. એક તરફથી કેહેવામાં આવે છે કે રાણીએ રાજકુંવરને પુછ્યું કે, તમે ઈંગ્લંડને કેવું ચાહો છો? તેનો પ્રતિઉત્તર મળ્યો કે અતિઘણું. આ પ્રશ્ન ઉપરાચાપરી રાણીએ બે ત્રણ વાર કીધો, ને પછી એક દિવસે પુછયું કે,—"તમો ઈંગ્લંડમાં રેહેઠાણુ કરશો?" આ વખતે રાણીના નેત્ર નિચાં ઢળ્યાં; ને પગમાં ચપળતા જણાઇ. રાજકુંવર તો આ પ્રશ્નથી છક થઈ ગયો. તે ઘણા વિચારમાં પડયો. ખરા પ્રેમથી તે આકુળવ્યાકુળ થઈ રહ્યો, ને રાણીનો પોતાપર આટલો બધો પ્રેમ જોઈને તેને હર્ષ વાધ્યો. બીજું વૃત્તાંત કહે છે કે રાણીએ પુછયું કે, "શું તમને ઇંગ્લંડ પ્રિય છે?" "બેશક છે." "ત્યારે તેને તમારૂં પોતાનું સ્વસ્થાન કરવું એ તમારી ઇચ્છાપર વાત છે." એમ કેહેતાંને વારં રાણીએ નેત્રનું તિક્ષ્ણ બાણુ માર્યું ને મૃગલીની પેઠે તે ચપળ પગલાં ઉપાડતી અલોપ થઇ ગઇ.

## ૨–વિવાહ મંગળ

પ્રેમામૃતનું પેહેલું પાન કરવાનો સમય તા૦ ૧૫ મી અકટોબરે આવ્યો. આલબર્ટ મૃગયાથી બપોરના આવ્યો કે અડધા કલાકમાં રાણીએ તેને તેડું મોકલ્યું. તે તેના ઓરડામાં ગયો, જ્યાં તે એકલી હતી. ભાંગાતુટાં શબ્દોમાં કેટલીક વાતચીત કીધા પછી મુદ્દાની વાતપર તે આવી. જો કે આ વખતે તે પોતે રાણી છે એ વાત ભૂલીજ ગઇ હતી. પ્રેમ નિર્દોષ અને તેની કીર્ત્તિ ઉજ્વળ યશસ્વી છે. જે હસ્તકમળને અભિવંદન કરવા સમયે સેંકડો અમીરો ચુંબન કરતા હતા, ને જે હસ્તકમળમાં રાજદંડ પકડેલો હતો, તે હસ્તકમળ ધ્રુજતા ધ્રુજતા આલબર્ટના હાથમાં આપ્યું. જે શિરપર મુકુટ ઝગઝગતો હતો તે મસ્તક તેના ખભાપર મુકયું. આલબર્ટને પોતાનું હૃદય સોંપ્યું. અતિ ચંચળ નેત્ર બંધ થઈ ગયાં. વિનય તજીને, અવિનયી પ્રેમને ઉશ્કેરતી, તે રાજરાજેશ્વરી, સામાન્ય સ્ત્રીજન પેઠે, ચિત્રેલી પ્રતિમા પેરે, સર્વે અવ્યવસ્થ વૃત્તિ થયેલી તેવી ને અનુરાગથી અતિ મૂઢ થયેલીએ પોતાનો પ્રાણ આલબર્ટ–પ્રિય વલ્લભને સોંપ્યો, અને આલબર્ટ તેની અંતર્ગત અભિલાષા સમજી ગયો. અતિ આનંદદાયક સમય!

થોડા સમયપર બેરન સ્ટોકમરને રાણીએ કહ્યું હતું કે તે હમણા પરણવા તૈયાર નથી, તે રાણી હવે બદલાઇ ગઇ. ધ્રુજતે હાથે તેણે બેરનને લખ્યું કે,–"શું લખવું તે સુઝતું નથી, પણ જે ખબર લખુંછું તેથી તમે માફ કરશો. આલબર્ટે મારૂં હૃદય હરણ કીધું છે, ને આજે પ્રભાતમાં સઘળું નક્કી થઈ ચુકયું છે. મને એ સંપૂર્ણ સુખ પમાડશે." રાજકુંવરે પોતાની વડીયણને લખ્યું કે, "રાણીએ મને એકાંતમાં મળીને જણાવ્યું છે કે મેં તેનું હૃદય હરણ કીધું છે, ને જો હું તેનો ભાગિયો થાઉં તો મને સુખ પમાડવાને તે તત્પર છે, કેમકે તે એમ માનેછે કે હું તેને મારા સુખનો

ભોગ આપું છું. પણ હું સંકોચ એટલોજ પામું છું કે હું તેને યોગ્ય નથી તેણે એવી પ્રેમમય રીતે મને આર્જવથી કહ્યું કે હું તો લેવાઇજ ગયો."

રાણી હંમેશાં કહેતી કે "મારા આલબર્ટે મારે ખાતર ઘણો મોટો ભોગ આપ્યો છે. જોકે આ કોઇને અચંબા જેવું લાગશે કે આવી મોટી રાણીનો હાથ ઝાલવો એ કંઇ જેવી તેવી વાત નથી, પણ આલબર્ટને તો પોતાનો દેશ તજવો પડયો, પોતાના ભાઇ ભાંડું, પિતા તથા સગાંઓને છોડવા પડયાં, ઇંગ્લંડના રાજકાજના કામનો બોજો માથે પડયો, ને એક પતિ તરીકે ઘણી આસનાવાસના કરવી પડી છે, જોકે તેનો દરજ્જો તો દરબારમાં ઉતરતો હતો. છતાં પણ આ દંપતિ અતિ ઘણાં સુખી હતાં. અન્યોન્ય અત્યંત પ્રેમ બાઝયો હતો.

વિવાહ સંબંધી નક્કી થયા પછી નવાં નવાં ગીતો ગાઇ બંને આનંદ પામતાં હતાં. રાજપુત્ર પછી ગોથ જવાને નિકળ્યો, તે સમે ડચેસ ઓફ કેન્ટને એક નાહનકડી છબી આપતો ગયો. આ મંગળમય વિવાહની વાર્તા સઘળે પસરી ગઇ ત્યારે આનંદ વ્યાપ્યો.

લોકોમાં આ વિવાહ માટે એમ વાત ચાલેછે કે તે સંબંધી કોઇપણ જાણતું નહોતું-મેલબોર્ન પણ અજાણ્યો હતો. તથાપિ એ વાત ખોટી છે. આગલે દિવસે મેલબોર્ન સાથે વાતચીત થઇ હતી, ને રાણીએ પોતાના વિચાર જણાવ્યાથી તે ઘણો રાજી થયો હતો. તેણે કહ્યું કે પસંદગી અનુપમ છે, ને આટલું યાદ રાખવું કે સ્ત્રી કોઈ પણ સ્થળે કોઇ પણ સ્થિતિમાં એકલી શોભેજ નહીં.

બેલજીયમનો રાજા આ બાબતમાં ઘણી અપેક્ષા રાખતો હતો. તેણે આ વિવાહસંબંધ જાણીને રાણીને લખ્યું હતું કે "જેમ જેમ તમને એઓનો સહવાસ પડતો જશે તેમ તેમ તમંને એ અતિ આનંદ આપશે. આલબર્ટ યોગ્ય સાથી છે. એની રીતભાત ને વૃત્તિ એવી તો મધુર છે કે પોતા પાસથી દૂર ખસેડવો કોઇને ગમેજ નહિ. મને એ ઘણો

પ્રિય છે, ને મારી પાસે રાખવાની અત્યંત ઉત્કંઠા છે. એ ગમ્મતી ને બુદ્ધિશાળી છે, ને ચતૂર ને શૂરો છે. એ કીલ્લામાં રેહે તો શોભે તેવો છે, ને વગર કાંટાના ગુલાબ જેવો છે." પછી રાણીએ પોતાના મામાને પત્ર લખ્યો કે, "પ્યારા મામાજી! મારા હિતમાં આપ આટલી બધી સ્નેહાળ મમતા બતાવો છો, તો આ પત્ર તમોને આનંદ પમાડશે. મેં મારા મન સાથે દ્રઢ ઠરાવ કરીને આલબર્ટને મારા વિચાર આજે પ્રભાતના કહ્યાછે. તે સુણતાંજ તેણે અત્યંત પ્રેમ દાખવ્યોછે, ને હું તો પરમાનંદને પામી ચુકીછું. એ યોગ્ય પતિ છે, ને હું ભવિષ્યમાં સર્વ સુખ પામીશ. હું કહું તે કરતાં આલબર્ટને વધારે પ્રિય ગણું છું, ને જે ભોગ એણે મારે ખાતર આપ્યોછે તેનો બદલો વાળીશ. આ વૃત્તાંત તમો મામાજી અરનેસ્ટ વિના બીજાને જણાવશો નહિ, કેમકે પાર્લામેંટ મળ્યા વગર હું એ વૃત્તાંત બહાર પાડવા ઈચ્છતી નથી. લોર્ડ મેલબોર્ન પોતાના સદાના નિયમ પ્રમાણે મુજ પ્રત્યે અત્યંત વહાલ ને સ્નેહપૂર્વક વર્ત્યો છે. અમે સઘળાંએ આજ નક્કી કીધું છે, ને આલબર્ટે પણ તે સ્વીકાર્યું છે કે પાર્લામેંટ ફેબ્રુવારીમાં મળે તે પછી લગ્નનું નક્કી કરીશું." રાણીના બીજા મામા રાજા લિયોપોલ્ડે લખ્યું કે "મારી વહાલી વિક્ટોરિયા, તારા વિવાહના પત્ર કરતાં મને કશાંથી પણ વિશેષ આનંદ થયો નથી." પછી રાણીના ઠરાવપર અત્યંત પ્રસન્નતા બતાવી.

## ૩—વિવાહ સમ્મતિ.

રાણીજી પોતે પોતાના વિવાહ થયા પછી અત્યાનંદમાં આવેલાં જણાતાં હતાં. રાજપુત્ર આલબર્ટના યૌવનની આકૃતિ તેઓનાં નેત્ર સમીપ રમણ કર્યા કરતી હતી. સદાજ તેઓ પ્રિયનાથનું સ્મરણ કરયા કરતાં હતાં. અશ્વખેલન ક્રિડા કરવાને અથવા મૃગયા રમવા જતાં ત્યારે બંનો સાથે ઘૂમતાં હતાં, ને અન્યોઅન્ય એકેકનું મુખ નિહાળી નિર્મળ

પ્રેમામૃતનું પાન કરતાં હોયની શું તેમ હાસ્ય કરતાં હતાં. આનંદનો અરણવ ઉભરાયો હતો. પ્રેમની મોટી સરિતા વહી જતી હતી. અન્યોઅન્ય દર્શન થતાં હાસ્યનો અંબાર વળતો હતો. એક ક્ષણ પણ એકેકથી વિખુટાં પડતાં તો મોટો લાંબો કાળ વહિ ગયો હોય તેમ લાગતું હતું. જ્યારે પાછાં મળતાં ત્યારે બંને જણ એમ સમજતાં હોય કે અહો આ આપણના વચ્ચે કેટલો મોટો કાળ વહિ ગયો છે!

આ પ્રમાણે રાણી તથા રાજપુત્ર **આલબર્ટ** કાલ નિર્ગમન કરતાં હતાં, ને ક્રીડાકુશળતા દર્શાવતાં હતાં, ત્યારે તેઓના સંબંધીજનો તેઓની કૃતિથી બહુ વિસ્મય સહિત આનંદ પામતા જણાતા હતા. રાજપુત્રને પોતાની પ્રિય અર્ધાંગના માટે અત્યંત વહાલ છૂટયું હતું. તે વારંવાર "મારી પ્રિય **વિક્ટોરિયા**" એ શબ્દથી વિશેષ વહાલ ઉપજાવતો હતો. રાણીશ્રી સાથે થયેલા સંબંધથી તે એટલો બધો મગ્ન થયેલો હતો કે **બેરન સ્ટોકમરને** લખેછે કે 'રાણી સાથે થયેલાં લગ્નથી હું પોતાને અત્યંત ભાગ્યશાળી માનું છું.' ઉત્તમ સદ્‌ગુણથી એણે અંગ્રેજ પ્રજાના દિલ હરણ કરી લીધાં હતાં, તેઓ સર્વ એને રાણી કરતાં પણ વિશેષ માનથી જોવા લાગ્યા. રાજપુત્ર પોતેજ કહે છે કે 'હવે પછીથી હું વધારે મોટો અમીર બનીશ, કેમકે જે ઉપમા-" બેરન **સ્ટોકમર** તેને આપે છે તેથી તે લખે છે, 'હવે પછી તમે મને યોગ્ય રીતે જે મોટું માન આપશો એવી, મારી સંપૂર્ણ ખાત્રી છે તેથી મારી પદવી વધશે.' વળી તે પોતાની સાવકી માતાને લખે છે કે 'મારા ભવિષ્યમાં હવે કદીજ કાળાં વાદળાં જોઇશ, કેમકે સઘળા દિવસ કંઇ એક સરખા જતા નથી. પણ જે જીંદગાનીમાં મેં અનંતજનપર ઉપકાર કરવાનો ઠરાવ કીધો છે, તે જીંદગાનીમાં તો મને એથી ઘણી મદદ મળશે.'

વિવાહ થયા પછી રાજપુત્ર **આલબર્ટ** ને તેનો ભાઇ **અરનેસ્ટ** બંને એક માસ વિંડસરના રાજમ્હેલમાં રહ્યા. એ સમયે એક મણિમય સર્પાકૃતિની વીંટી **આલબર્ટ** પોતાની પ્રિયાને ભેટ આપી. નવંબર માસમાં આ

નવું જોડું હોમપાર્કમાં સેનાની કવાયત જોવા ગયું હતું. ત્યાંનો દેખાવ બહુ અનુપમ હતો. બાર ને દશ મિનિટે રાણી પોતાના વાલમ સાથે મ્હોલમાંથી નિકળ્યાં. પોષાક તદન સાદોજ હતો, અન્યોઅન્ય એક બીજાંએ સાથેજ અશ્વારોહણ કર્યું હતું, ને ક્ષણે ક્ષણે મુખ નિરખતાં હતાં. દિવસનો રંગ વિષમ હતો, તેમજ પ્રેમપ્રવાહનો રંગ પણ વિચિત્ર હતો. વરસાદ પણ પડતો હતો, છતાં લીલા અજબ રીતની હતી. પ્રેમપાન કરતાં બંને સેનામાં આવ્યાં. વાદળા વિખરાઇ ગયાં, ને આકાશ સ્વચ્છ થવાના ચિન્હ માલમ પડતાં કવાયત જોવામાં આવી. રાણીજી કહે છે કે એ સઘળો કાળ "મારો પ્રિય આલબર્ટ તો મારી પાસેનો પાસેજ." આવા અતિપ્રિય વલ્લભથી વિખુટી પડવાને રાણી જરાપણ તત્પર નહોતી.

પણ આટલાબધા પ્રેમને અંતે વિખુટા પડવાનો સમય આવ્યો. રાજપુત્ર આલબર્ટ ચૌદમી નવંબરે યુરોપમાં પાછો પ્રવાસે નિકળ્યો. આ વિખુટા પડવું રાણીને વજ્રબાણ જેવું લાગ્યું. આટલોબધો કાળ પાસેના પાસે રેહેવા પછી આ પ્રમાણે છુટાં પડવું ભારી થઇ પડે તેમાં નવાઇ નથી. રાણીની આંખમાં પ્રેમનાં ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. બંને સાથે હતાં ત્યારે સદાકાળ આનંદમાં દિવસ નિર્ગમન કરતાં; રાગ તાન ને વાજીત્રમાં વખત ગુજારતાં; પણ હવે તે એકલી પડી. દહાડો કેમે કરીને નિંકે નહી. વારંવાર આલબર્ટ યાદ આવ્યા કરે. પોતાના પ્રાણવલ્લભની છબી પાસે રાખીને વારંવાર નિરખ્યાં કરે, તેને ચુંબન લે, એમ કાળ વિતાડતાં હતાં. રાણી પોતાની કાકી ને માતાને લખે છે કે, "શું કહું, મારો વલ્લભ, જે મારા દિવાનખાનામાં મારી પાસેજ રેહેતો, ને ગંભીર મુદ્રાથી મારૂં અંતઃકરણ હરણ કરતો, તે નથી, તેથી મને એમ લાગે છે કે તેને ઉડીને મળું. અરે! હું શામાટે પંખણી નહિ સર્જી!" પણ રાજપુત્ર આલબર્ટ લખે છે તે તો પ્રેમની હદ વાળે છે. તે રાણીને લખે છે કે "મને અનેક પ્રકારની આનંદ ને ગમ્મત આપનારી વસ્તુઓ મળે છે, પણ જેણે મારૂં ચિતડુ

ચોરી લીધું છે—મારૂં મનડું મોહભ્રમ કીધું, દુઃખડું દૂર કીધું છે, તેના વિના શું બીજું મને કંઈ આનંદ આપી શકશે ખરૂં કે? પણ મારા સુખાનંદમાં જે વિશેષ આનંદ કરે તે કંઈ પણ હોય તો તે એજ કે તું મને અત્યંત પ્રેમથી ચાહે છે."—આટલુંજ નહી, પણ રાજપુત્રને રાણીનો વિરહ એટલો બધો તો સાલવા માંડયો કે તેણે પોતાની દાદીને લખ્યું, "મને **વિકટોરિયા** કરતાં બીજું કોઈ વહાલું નથી. તેના વગર મને જંપ નથી. અને તેના સઘળા ગુણો તમારામાં છે તેથી તો તે સદાજ મારા નેત્ર સમક્ષ રમણ કરયાં કરે છે." તે પ્રેમ ઘેલો નાવલો, ઘડીમાં રાણી વગરનો, રાણીપર લખે છે કે, "તું તો માર નેત્રમાં વસેલીછે કે હૃદયમાં તે કંઇ સમજાતું નથી. તારે વિષે ને તારોજ વિચાર થયા કરે છે. જે કલાકો, જે અમૂલ્ય કલાકો, તારા ન્હાના ઓરડામાં, જે આનંદથી ગુજારયા છે તે તો સ્વપ્ન સરખાજ જાણવા; ને હું વર્ણન કરવે અશક્ત છું કે તે કલાકો કેવા રમણીય હતા. હું એવો ક્યારે ભાગ્યશાળી થાઉં કે સદાજ તારી સમક્ષ, સદાજ તારો રક્ષક થઈ રહું."

આવા સુખાનંદમાં સદાજ નિમગ્ન રહેતા, સદાજ એક બીજાને સંભારતાં પ્રિય પ્રિયાના સુખના દહાડા કેટલા અમૂલ્ય જશે તે કેહેવાની કંઈ પણ જરૂર નથી.

# પ્રકરણ ૬ ઠું.

## લગ્નસમારંભ.

વિલાસવાર્ત્તાથી, ગાયન, હારમોનિયમ તથા પ્યાના ફોર્ટના સુંદર–મધુર સ્વરથી, વીણાવાદ્યથી, રસિક ને આનંદ ઉપજાવે તેવી નવી નવી વાર્ત્તાઓના વાંચનથી, પ્રેમપત્રિકાના આવજાવથી, વિનોદથી, બુદ્ધિથી જેની શક્તિનો પ્રભાવ જાણવાને છે અશક્ત એવા પ્રેમતંતુથી, જે સ્ત્રીપુરૂષની વૃત્તિ અસ્થીર ને છિન્નભિન્ન થએલી છે, તેઓ વિલાસ વિનોદ ને ક્રીડાપર્વતનાંશિખરપર ચઢવાને બહુ ઉત્સુક હોય છે. તેઓનાં લોચન સ્થીર હોતાં નથી, તેઓની ચિત્તવૃત્તિનું ઠેકાણું હોતું નથી,તેઓમાં અસ્વચ્છતા ઘણી હોય છે; તેઓની દૃષ્ટિ ઘણી ટુંકી થઇ જાય છે. વલ્લભ અનુરક્તમાં જડિત થઈ ગયેલી એવી દેવી **વિક્ટોરિયા**ના યૌવનનો આરંભ હવે જૂદાજ પ્રકારે થઇ ચુક્યો હતો.

### ૧–પાર્લામેંટની સમ્મતિ.

પ્રેમપત્રિકા લખવામાં રાણી ને કુંવરનો કાળ જતો હતો, પણ હવે લગ્ન સમય ઘણો ઢુંકડે આવ્યો છે જાણીને પ્રધાનમંડળની સમ્મતિ લેવાને મા દીકરી વિંડસરના રાજમ્હેલમાંથી બકિંગહામના રાજમ્હેલમાં આવ્યાં. તુરતજ કેબીનેટ કાંઉસીલ બોલાવીને રાણીએ ત્યાં પોતાનો સંદેસો જણાવ્યો. રાણીજી પોતે વૃદ્ધ ડ્યૂક ઓફ્ **વેલિંગટન** માટે ઘણો મમત ધરાવતાં હતાં, ને તેનીજ તેઓ માત્ર આવા કામમાં સમ્મતિ લે તેમ હતું. તા. ૨૩ મી નવેંબર ૧૮૪૦ માં એક કાંઉસીલ મળી ત્યાં ડ્યૂક પોતે પ્રફુલ્લિત વદને આવ્યો હતો. રાણીને પોતાનેમાટે આજનું કામ અતિ

નાજુક હતું. સાહિત્ય શાસ્ત્રમાં સ્વકીયા નાયકાનું લક્ષણ એવું કહેલું છે કેઃ

लाजवती, निसादिन पगा । निजपतिके अनुराग ॥
कहत सुकीया सीलगृह । ताकौ पति बडभाग ॥ १॥

તે પ્રમાણે રાણીશ્રીની સ્થીતિ દર્શન હતું. તે કંપીત, શરમાળ કેળ જેવી-લાજાળું જેવી દીસતી હતી. વડિલો સમક્ષ પોતાની આ વાર્ત્તા જણાવતાં તેને લજ્જા આવી, પણ રાજ્યરીતિ પ્રમાણે કામ કર્યા વગર છુટકો નહી, તેથી ઘણીજ થોડી લીટીમાં પોતાના વિચાર બતાવ્યા. કાંઉસીલની બેઠકમાં રાણીશ્રી પોતાના ગળામાં રત્નથી જડિત એવા રાજ કુંવર **આલબર્ટ**ની પ્રતિમા સાથે ગયાં. સર્વે જણ તે જોતાં દંગ થઇ ગયા! તેઓ મોહિત થયા. રાણી પોતે ઘણાં શરમાતાં હતાં, તેવું તેઓ પોતેજ લખે છે. "બરાબર બે કલાકે બેઠકમાં ગઇ. મને ખબર નહી પડી કે ત્યાં કોણ કોણ છે. લોર્ડ **મેલબોર્ને** સજળ નેત્રે મારી તરફ મમતાથી જોતો મેં જોયો! પણ તે દૂર હતો. ટુંકમાં મેં મારો ઠરાવ વાંચ્યો. હું સર્વાંગે કંપી, પણ એક પણ ભૂલ મેં વાંચવામાં કીધી નથી. જ્યારે મારા વિચાર પરિપૂર્ણ થયા, ત્યારે મને નિરાંત વળી. લોર્ડ **લેન્સડાઉને** કહ્યું કે આ અતિ આનંદજનક વાર્ત્તા આપણે છપાવવી જોઇયે. હું તુરતજ તે રાજભોવન છોડી ગઇ. આ બધું કરતાં, ભાગ્યે બે ત્રણ મિનિટ વીતી હશે." રાણીશ્રીનો આ પ્રસંગ કેટલો બધો કુદરતી છે તે કેહેવાની કશી જરૂર નથી. જે એકરાર રાણીએ જણાવ્યો તેમાં પોતે પસંદ કરેલો વલ્લભ રાજપુત્ર **આલબર્ટ** છે તે જણાવ્યું, તેમના સંબંધથી તેઓ પૂર્ણ સુખ ને પૂર્ણ વૈભવ ભોગવવે ભાગ્યશાળી નિવડશે એમ ખાત્રી આપતાં અત્યાનંદને પામ્યાં.

આ આનંદપ્રસંગમાં રાણી પોતે પોતાની નિરાધાર પ્રજાને ભુલી ગઈ ન્હોતી. આજ પ્રસંગમાં તેણે નિરાશ્રિતોમાટેનું આશ્રમસ્થળ મેનાર



હૉલ, તેમાં પાંચસો રૂપિઆ ધર્માદા મોકલાવ્યા, ને એ પછી તેઓ સદાના તેના મુરબ્બી ( પેટ્રન ) થઈ રહ્યાં. આ આશ્રમસ્થળમાં બહુજ નિરાધારોનું પોષણ થાય છે.

એ પુણ્ય કીધા પછી બીજેજ દિવસે પાર્લામેંટ ઉઘાડવામાં આવી. ઘણાકો ધારતા હતા કે રાણી પોતે આ વેળાએ પાર્લામેંટ ઉઘાડશે નહી, કેમકે એમનાં મામી મરણ પામ્યાં હતાં. પણ રાણીએ જાતે પાર્લામેંટ ઉઘાડી. પોતાની બે કાકીઓ, રાજકુંવરી **આગસ્ટા** તથા **ગ્લોચેસ્ટરની** ઠકરાણીને એ માટે પુછ્યું. તેઓએ જણાવ્યું કે "મારી વહાલી, તું રાજની સર્વોપરી સત્તાધારી છે. તારે સ્મરણમાં ધરવું કે ઘરકુટુંબની વાત ને મ્હારાજ્યનું કાર્ય એ તદન નિરનિરાળાં છે,તેથી તે બીનાને વચે લાવવી જોઇએ નહીં,પણ તારે ત્હારી ફરજ અદા કરવી જોઈએ." પાર્લામેંટનું આ તેનું કામ પ્રજાને પ્રિય થઇ પડ્યું. રાણીશ્રીનાં લગ્ન થનારાં હતાં ને તે વેળાએ પોતાની પ્રજા તરફ પ્રેમ દર્શાવીને તેણે આ પવિત્ર ફરજ અદા કીધી,તે માટે પ્રજાએ પુષ્કળ ધન્યવાદ આપ્યો.

પાર્લામેંટ ઉઘાડતાં પોતાના ભાષણના પેહેલાજ ભાગમાં રાણીએ સ્પષ્ટપણે જણાવ્યું કે **કોબર્ગ** ને **ગોથનો** રાજપુત્ર **આલબર્ટ**, તેની સાથે અમે વિવાહની ગાંઠથી બંધાયલાં છીએ. આ હકીકત પૂરી થતાંજ આ વિવાહ સ્વીકારવા માટે પાર્લામેંટે એક બીલ રજુ કીધું, ને તે તુરતજ પસાર થયું. રાજપુત્ર **આલબર્ટને** "હિઝ હાઇનેસ" નો ખિતાબ મળ્યો; ને તેને વર્ષાશન આપવાનો ઠરાવ કીધો. પ્રધાનમંડળે પાંચ લાખ આપવા જણાવ્યા; પણ મી૦ જોસફ હ્યુમે જણાવ્યું કે આતો ઉડાઉડની વાત થઇ,માટે એ લાખ દશ હજારથી વધું સાલિયાણું આપવું નહીં. તકરાર ચાલતાં એ દરખાસ્ત બહુમતે ઉડી ગઇ, પણ પાછું બીજું એમેંડમેંટ આણવામાં આવ્યું ને તેમાં ત્રણ લાખ આપવાની દરખાસ્ત સ્વીકારવામાં આવી. પાર્લામેંટમાં આ વેળાએ એવી ગપસપ ચાલીકે રાજપુત્ર દેવાદાર છે. જો તેમ હોય તો પાર્લામેંટની ફરજ છે કે તે દેણ અદા કરવું.

ને તેથી પુછપરછ ચાલી, પણ એ વાત તદન ખોટી ઠરાવવામાં આવી. અલબત્તાં આ વાત ખરી હતી કે રાજપુત્રને દેણુ હતું, પણ જ્યારે તે વયે આવીને રાણીને પરણવા માટે કોબર્ગનો ત્યાગ કરે, ત્યારે તે દેણુ અદા થઇ જાય તેમ હતું, ને તેથી રાજપુત્રના પ્રતિસ્પર્ધીઓનાં મોંડાં બંધ થઇ ગયા.

## ૨—રાજકુંવર આલબર્ટની પદવી.

પશ્ચિમ દિશામાં પ્રકાશતું રક્તવર્ણવાળું સૂર્યમંડળ ધિમેધિમે અન્ય લોકમાં જવા લાગ્યું, સફેત ગગન રૂપી સરોવરમાં વિકાસિત થયેલી પોયણી રૂપી સંધ્યા મંદ મંદ પગલે વધવા માંડી; ક્ષણક્ષણમાં પ્રકાશ મંદ પડતો ને તિમિરનું જોર વધવા માંડયું; પશુ પક્ષીઓ પોતપોતાના માલા ભણી હર્ષાનંદનો કલરવ કરતાં પોતાના બચ્ચાં સહિત દોડવા માંડયાં; કમળોએ પોતાના વિકસિત મોઢાઓ બંધ કરીને ભ્રમરને કેદ કરવા માંડયા; ગોડી રાગ ગવાવા માંડયો; સંધ્યાટાણું હોવાથી દેવાલયોમાં પ્રભુપ્રાર્થના થવા માંડી; વેપારીઓ પોતપોતાનો ધંધો આટોપીને ઘેર વિદાય થવા માંડયા; પુરસુંદરીઓ પોતપોતાના પ્રિયને મળવાને તલપાપડ થવા લાગી ને વિયોગીના વિયોગ ટળવાના આનંદમાં વટેમાર્ગુઓ રાજમાર્ગેથી ચપળી પગલાં ઉપાડીને ઘરભણી ત્વરાથી ચાલવાં લાગ્યાં; લંડન જેવા મોટા નગરમાં રથોનો ગગડાટ તો નરમ કયાંથી હોય, પણ સર્વે ધીમે ધીમે પોતપોતાના કામથી સ્વસ્થ થવામાટે ઉતાવળ કરતા હતા; ને શેઠ મેહેતાને પોતે પુછતો હતો કે કોની કોની ઉઘરાણીઓ આવી છે; વીણાઓનો ધ્વની થવા માંડયો હતો, તેમજ પ્યાનાફોર્ટના રાગોની મિલાવટ કરવામાં આવતી હતી; ત્યારે લંડનના દક્ષિણ કીનારાપર એક સ્ટિમર ધુંધ્વાડાભેર આવતી જણાઈ. એમાં રાજપુત્ર આલબર્ટ હતો. તા૦ ૧૦ મી ફેબ્રુવારીનો દિવસ લગ્નનો ઠરાવ્યો હતો,

ને તા૰ ૮ મીએ ડોવરપર રાજપુત્ર **આલબર્ટ** આવ્યો. આવતાની સાથે રાજપુત્રે પોતાની પ્રાણવલ્લભેને એક અતિ અણુમોલ મહાનિલમણી તથા હિરાજડીત શિરસ્કં ભેટ આપ્યો, જે જોઈને રાણીશ્રી અત્યાંનંદ પામ્યાં; ને એનાજ બદલા તરીકે અણુમોલ ગારટર ભેટ આપ્યો. રાણીજી પોતે પોતાના પ્રાણનાથના આ પ્રીતિભાવથી બહુ આનંદ પામ્યાં, ને પ્રિયનાથ-પર વારી જવાં લાગ્યાં.

એજ સમયે પાર્લામેંટમાં રાજકુંવર **આલબર્ટ**ની પદવી કંઇ તે માટે મોટો વાદવિવાદ ઉત્પન્ન થયો. કેબીનેટે ઠરાવ્યું કે એ પ્રિન્સ ઓફ્ વેલ્સની પદવીને પામે; પણ બીજાઓએ એમાં ઘણો વાંધો લીધો, એટલા માટે કે પ્રિન્સ ઓફ્ વેલ્સની પદવી તો યુવરાજની ગણાય, જે પદવી રાણીપતિને આપી શકાય નહિ. ડયૂક ઓફ્ **વેલિંગટન** અને બીજા-ઓએ ઠરાવ્યું કે એ રાજકુટુંબમાં શ્રેષ્ટસ્થાને બીરાજે, એ શિવાય વધૂ કંઈ પણ થઇ શકે નહી. રાણીશ્રીની ઈચ્છા પ્રિન્સ ઓફ્ વેલ્સની પદવી આપવાની ન્હોતી, કેમકે એથી યૂવરાજ કુંવરના હકોને નુકશાન થવાની ધાસ્તી હતી, પણ તે પોતાના પ્રાણવલ્લભને કોઇ બીજી રીતે સર્વોપરીસ્થાને બિરાજેલો જોવાને રાજી હતી. પાર્લામેંટે કયી પદવી આપવી તે માટે ઘ-ણો વાંધો લીધો ને અત્યંત મોટો વાદવિવાદ ચાલ્યો. પછી છેલ્લે અંતે એમ ઠરાવપર આવ્યા કે રાણીજીની ઇચ્છામાં આવે તે પ્રમાણે વર્તે, ને જોઇયે તે પદવી આપે. પ્રિન્સની પદવી માટે વાતો એટલા જોસમાં ચાલવા લાગી કે જુના પુરાણા ગ્રંથો શોધવા માંડયા કે તેમાંથી કંઈ દાખલો મળી આવેછે. પણ દાખલો મળ્યો નહી. છેલ્લે રાણીએ ઠરાવ્યું કે રાજ-પુત્ર **આલબર્ટ**ની પદવી માત્ર તેનાથીજ ઉતરતી રેહે, ને તે સર્વ તરફથી માન્ય કરવામાં આવ્યું. રાજપુત્ર પોતે પણ તેથી ઘણો આનંદ પામ્યો, ને રાણીએ પોતે એ કામમાં યથાયોગ્ય બુદ્ધિ દરશાવી છે એમ ઘણી તરફથી બોલવામાં આવ્યું.

## ૩–રાણી કે પુરસુંદરી ?

રાજપુત્ર **આલબર્ટ** અને રાણીશ્રી **વિકટોરિયા**, ઇંગ્લંડની સર્વોપરી સુંદરી, સર્વેથી શ્રેષ્ટ મહારાણી કયા પ્રકારે લગ્ન કરશે તે માટે અનેક પ્રકારે વાતો થવા માંડી. કેટલાકો કેહેવા લાગ્યા કે રાણી પુરસુંદરી તરીકે નહી, પણ રાણી તરીકે પાણિગ્રહણ કરશે. આ વાત કાન્ટરબરીના આર્ચબીશપના જાણવામાં આવતાં તેણે રાણીશ્રીને પુછાવ્યું કે તે નામદાર લગ્નવિધિમાં કંઈ ફેરફાર કરાવવા ઇચ્છેછે ? આમ પુછવાનું કારણ બીજું કંઈજ નહી, પણ એટલુંજ કે જે શપથ રાજ્યાભિષેક ટાંકણે લીધા હોય છે તેના અને આ લગ્નવિધિના સંબંધમાં ઘણો વિરોધ આવે છે. ગુણદોષ વિરોધ પ્રતિરોધ કંઇ પણ નહી વિચારતાં, યૌવનવશ થયેલી મુગ્ધા રાણીએ કહ્યું: "જે પ્રમાણે અન્ય સુંદરીનો લગ્નવિધિ થાય તેજ પ્રમાણે તે લગન કરવાને તત્પર છે, અને તે લગ્ન કરે છે તે **રાણી** તરીકે નહી પણ એક **સ્ત્રી** તરીકે કરેછે, તેથી શાસ્ત્ર રીતિ પ્રમાણે તે સર્વ પ્રકારના કોલ આપવાને તત્પર છે." આ હકીકત રાજપુત્ર **આલબર્ટ**ને જણાતાંજ તે તો ફીદાફીદા થઇ ગયો; અને એજ હર્ષાવેશમાં તા૦ ૯ મી ફેબ્રુવારીને દિવસે પોતાની થનારી ભાર્યાને મળવા ગયો, ને ત્રણ કલાક સુધી રમત ગમ્મત ઉડાવી. તે શાન્ત પ્રકૃતિનો પુરૂષ છતાં પોતાની પ્રિયાપ્રત્યે પ્રેમ પ્રદર્શિત કરતાં મોટા અનુરાગથી શરિરે કંપવા લાગ્યો ને મનમાં વિચારવા લાગ્યો કે રખેને મારી વૃતિ એવી થઇ પડે કે જે મારિ પ્રિયાને અનુચીત હોય. રાણીનો તેના પ્રત્યેનો ભાવ આના કરતાં પણ બીજે પ્રસંગે વધારે થઇ પડયો.

## ૪–માંગળિક કર્મ.

પ્રિયા પ્રીતમ મળવાનાં હોય છે તેની વિરહવ્યથાનું અનુમાન તે જેઓને માલમ હોય તેજ જાણે. તા૦ ૯ મી ફેબ્રુવારીની રાત્રી પડી ને બીજા

દિવસનો પ્રભાત ક્યારે થાય એવો ભાવ બંનો સ્ત્રીપુરૂષના મનમાં એક સપાટે ઉભળી નિકળ્યો હતો. રાત્રિના અનેક પ્રકારના ગપાટા સપાટા માર્યા પછી અગિયાર વાગતાંરાજપુત્ર પોતાની યૌવનવંતી તરૂણીને,લગ્નરહિત, છેલ્લીજ એકલી સુકીને ગયો. સુખશૈયામાં મહામહા શ્રમ કરવા છતાં બંનોમાંથી એકને નિંદ્રા આવે નહી, પણ નિદ્રાળું થતાંજ પ્રભાત થયો. મંદ મંદ પવનની લહરો આવવા લાગી; શ્રમ દૂર કરનારો આલ્હાદકારી પવન વિશ્રાંતિ માટે વાવા લાગ્યો; પ્રતાપી તેજસ્વી રવિરાજના દર્શનથી પીડિત થતી દુ:સહ રાત્રી ચોરપેઠે નાસવા લાગી; ચંદ્રપ્રકાશ ધવળ થવા માંડયો, ને તારાપંક્તિ ટપોટપ નાસ પામવા લાગી; દિશા ને વિદિશાઓ પોતાના પ્રિયતમ પ્રાણનાથ ચંદ્રને, વિયોગ થવાથી દુ:ખિત દીસતી હોય તેમ ધીમે ધીમે પાછી ફરવા લાગી; ક્ષિતિજમાં અરૂણોદય થયો,ને રક્તવર્ણનો ભાસ થવા લાગ્યો; સર્વસ્થળે પગરવ જણાવ્યા લાગ્યો; પોતાના વિરહથી પિડાતી કમળિઓનો વિરહશોક મટાડવાને સૂર્યનારાયણે દર્શન દીધાં નહી,જોકે સઘળે–લંડનના એકે એક ખુણામાં આનંદ ને મંગળ વર્તાઇ રહ્યો હતો. દિવસ ધુમસિયો હતો. આકાશ ઘેરાયલું હતું, મેઘલો ધીમે ધીમે વરસતો હતો, વિજળીના ચમકારા પણ થતા હતા. રાણીશ્રીએ ઇંગ્લંડની પ્રજાના સર્વ પ્રકારે હૃદય હરણ કીધા હતા એટલે આ અનુપમ ટાંણે બહાર ગામડા ગમાતરામાંથી પુષ્કળ લોકો ઉભરાઇ ગયું હતું. લગ્નનો સમય ક્યારે આવશે તે જોવાને સર્વે તૈયાર હતા. રાજમાર્ગપર તોરણ ને પતાકાઓ ફરફરી રહ્યાં હતાં. રસ્તાઓપર લોકોની ઠઠ જામી હતી. લોકોના ટોળેટોળાં ફરી વળ્યાં હતાં. રાજમાર્ગ એટલો તો ગીચ સંકડાઇ ગયો હતો કે રાહદારીઓને મુસ્કેલી નડતી હતી. એક મહોલ્લામાંથી બીજામાં જવું મુસ્કેલ થઈ પડયું હતું. પોલીસ પોતાના નવિન પોષાકમાં ઘૂમતી હતી, ને દૂર રહો, દૂર રહોનો પોકાર કરી રહી હતી. બારીઓપર બેસવાને માટે લોકોએ ગોઠવણ કીધી હતી. ઘાડો તે

જાણે મનુષ્ય પ્રજાથી આબાદ થયાં હોય જેવા જણાતાં હતાં. રંકજાતની પુર સુંદરીઓ અલબેલી નગરીમાં પોતાના નાહના બાળકોને લઇને સીપાઈઓની ધમકી સાંભળતી, પણ તે નહી ગણકારતાં, આમ તેમ ફરતી હતી. બાળકો "ઓ સ્વારી આવી" એવો બોલ સાંભળતાં દોડિયાં કરતાં હતાં કોઈ કોઇ બાળકો ખભાપર ચઢીને જોતાં હતાં, ને કોઇ પિતાએ પોતાન બબે બાળકોને ખાંધે ચઢાવી, વળી ત્રીજાને માથાપર બેસાડયું હતું. વાજીત્રનો જયનાદ સમયે સમયે સંભળાતો હતો, ને તેમાં લોકોની કીકીયારીના અવાજથી તો ગગન ગાજી રેહેતું હતું. આટલી ખૂબીની વાત છે કે આટલીબધી લોકોની ઉલટ ને ગીરદી છતાં કશો અકસ્માત બન્યો નથી. લશ્કર નિયમ પ્રમાણે સર્વ સ્થળે યથાયોગ્ય ગોઠવાઇ ગયું હતું. તેના પ્રમુખ તરીકે ડયૂક ઑફ્ **નોરફોક**,પોતાના સેનાની પોશાકમાં આગળ આવ્યો હતો. બીજા બધા સાજનિયાં પોતપોતાના સાદા પોશાકમાં હતાં. લગ્નનો સમય મધ્યાન્હનો હતો, તેથી લોકોને વધારે ખુશી હતી. અસલના વખતમાં દરેક લગ્ન સંધ્યા ટાણે કે રાત્રિના થતાં હતાં, પણ તે રિવાજ આ વેળાએ ફેરવ્યો હતો. સાંજનિયાઓ બરાબર અગિયાર કલાકથી રાજમ્હેલમાં ભરાવા માંડયા હતા, ને બાર વાગતાં તો સઘળો મંડપ ચીકાર થઈ ગયો હતો.

બાર ને ઉપર પંદર મિનિટ થઇ એટલે વરરાજા આલબર્ટને કહેણ મોકલ્યું કે તમે શણગાર સજીને તૈયાર થજો. સઘળું સાજન પેહેલે સેંટ જેમ્સના મ્હોલમાં ગયું. વરરાજા સાથે તેનો પિતા ને ભાઈઓ હતા. જેવા તે મંડપમાં દાખલ થયા કે લોકોએ રૂમાલો હલાવી તથા તાળીઓ પાડીને વધાવી લીધા. વરરાજાનો પોષાક બ્રિટિશ ફીલ્ડ માર્સલ્સનો હતો. ઠાઠ સાદો હતો,પણ પોતાની પ્રાણવલ્લભાએ આગલે દિવસે જયોર્જ ને સ્ટારના જે બે ગારટર આપ્યા તે છાતિયે લટકતાં હતાં. ગળાંની આસપાસ હિરાજડિત બાજે

ગારટર હતો. ત્હેની કાંતિ દિવ્ય હતી, ત્હેની છાતી પહોલી ને ભરાઉ હ-તી, મ્હો ફીકું પણ તેજસ્વી હતું; તંગ પોશાકથી તે જવાનમર્દ દીસતો હતો, ને મુદ્રા ઘણીક રીતે શાન્ત ને ગંભીર હતી. વરરાજા, સેંટ જેમ્સના રાજમેહેલમાં જવાને રથમાં બેઠો કે સર્વ પ્રકારે લોકોએ તેને અતિ ઉત્તમ માન આપ્યું. વાજીત્રનો નાદ થયો, લશ્કરે શિર નમાવ્યું, ને લો-કોએ જયઘોષ કીધો કે,—"વરરાજા બહુ વર્ષ જીવો."

રાણીશ્રીને જણાવવામાં આવ્યું કે સઘળી તૈયારી યથાસ્થિત થઇ રહી છે, એટલે કન્યા પોતે પણ શણગાર સજીને બહાર આવી. તે ઘણી નાજુકડી દેખાતી હતી. બકિંગહામના રાજમેહેલમાંથી તે નિકળી, ને રૉયલચૅાપળમાં જવાને તૈયાર થઇ. ડચેસ ઓફ કેન્ટ ને બેરનેસ લીઝન તેની સાથે હતી. કન્યા રાણીયે કાનમાં સુંદર રત્નજડિત એરિંગ પ્હેર્યાં હતાં, ગળામાં અણમોલ હિરાજડિત હાર હતો, હાથમાં મોતીથી મઢેલી બંગડી શોભી રહી હતી, માથાપર નારંગી રંગની ટોપી હતી, ને સફેત સાટીનનો ઘાઘરો હતો. એ ઘાઘરાને ફરતી ફીત રૂ ૧૦૦૦૦ ની કીંમતની હતી, ને તેની કૃતિ કરવામાં ૨૦૦ માણસ આઠ મહિના સુધી કામે લાગ્યા હતા. આ અણમોલ ફીતનો પોષાક જોઈને સર્વે ચકિત થઈ રહ્યાં હતાં.

દેવાલયમાં બરાબર સાડાબારે વરરાજાની સ્વારી આવી પ્હોંચી. જેવો તે દેવલમાં દાખલ થયો કે લોકોએ જયજયકારના પોકારથી વધા-વી લીધો. એ સમયે એ પ્રફુલ્લીત વદનનો જણાતો હતો. ધીમે ધીમે પગલે, પો-તાના પિતા ને બંધૂજન સમેત દેવલમાં પ્રવેશ કરતો હતો, ત્યારે તેનું મુખકમ-ળ જરાક વિકસિત થયું હતું. દેવલમાં તે દાખલ થયાને બે મિનિટ થઇ નહિ તેટલામાં કન્યાની પધરામણી થઇ. સર્વેજન કન્યાને જોવાને આતૂર થઈને ઉભા થયા. દ્વારમાં પ્રથમ રાજપુત્રી સોફીયા મેટિલ્ડા દાખલ થઈ; તેની પૂઠે બીજી રાજકુટુંબની કન્યાઓએ પ્રવેશ કીધો.

છેલ્લી ડચેસ ઓફ કેન્ટ હર્ષિત વદને દાખલ થઇ. પછી લોર્ડ મેલ-બોર્ન રાજતરવાર લઇને દાખલ થયો, ને તેની પૂઠે કન્યારાણીએ પ્રવેશ કીધો. એ વખતે માત્ર ગાર્ટરની ફીતજ ગળે બાંધી હતી, કંઇ બીજું ઝવાહીર ન્હોતું. બાર સાહેલીયો તેના ઘાઘરાની આસપાસ હતી, જેબધી ઉમરાવોની દીકરીઓ હતી. તે સઘળી યૌવનાઓનો પોશાક સ્વચ્છ હતો. તે અભિરજાદીઓ એકસરખી, એકજ વયની, એકસરખી સૌંદર્યવાન, એકસરખાં લાલિત્યવાળી, એકસરખી ચપળતા ને એકસરખાં યૌવનથી મસ્ત થયેલી, તેસઘળાં વચ્ચે એક અનુપમ રંભા ચાલતી હતી, એ જોઇને એવી ભ્રાંતિ થતી કે સ્વચ્છ પૂર્ણિમાએ પ્રકાશતો ચંદ્ર, પોતાના પરિવાર તારાગણ સાથે વિહાર કરવાને ગમન કરતો હોય!!

અતિશય મન આનંદ પમાડે તેવા 'રૉયલ ચૅાપલ' માં આજની લગ્નવિધિ થનારી હતી. દેવાલયનો શણગાર અચ્છો હતો. તેની શોભા અલૌકીક બની હતી. લગ્નવિધિ માટે મધ્યના ભાગમાં ચોરીમંડપ કીધો હતો, એ ચોરીનો દેખાવ સુંદર હતો. આખું દેવાલય કીરમજી મખમલથી આચ્છાદિત થયેલું હતું. ચોરીની આસપાસની દિવાલ કીરમજી મખમલવાળી હતી, ને તેની કીનાર સુવર્ણવાળી હતી. ગૅાથિક જાતના સ્તંભો, જે ઝરૂખાને અડેલા હતા તેનાપર પણ સુવર્ણ રંગથી ઝલકારા મારી રહ્યાં હતાં. ચોરીની આસપાસની લોહશલાકા પણ તેવીજ ઝલે મારતી હતી. વિધિવ્યવહાર ચૌરંગપર બહુ મૂલ્યવાળી સુવર્ણની રકાબીઓ મુકવામાં આવી હતી. ચોરીની એક દિશાએ કાન્ટરબરીના વડા આચાર્ય માટે, ને બીજી દિશાએ લંડનના આચાર્ય માટે ચૌરંગો ગોઠવેલા હતા. ચોરીની ડાબી બાજુએ ચાર ચૌરંગ, ચાર પગબેઠક સાથે સાથે ગોઠવેલા હતા; જેમાંના એકપર ડ્યૂક ઑફ સસેક્ષ, બીજાપર ડ્યૂક ઑફ કેમ્બ્રિજ, ત્રીજાપર રાજકુંવરી ઑગસ્ટા ને ચોથીપર ડચેસ ઑફ ગ્લોચેસ્ટર બિરાજ્યાં હતાં. બાકીની

ત્રણપર, તેમજ તેની સામી બાજુએ બીજા છચૌરંગ ગોઠવેલા હતા, જે અતિ ઘણી ચિત્રકળાથી ભરપૂર હતા; તેનાપર સુવર્ણ રંગ લગાડેલો હતો. એ ચૌરંગપર ડચેસ ઑફ્ કેમબ્રિજ, તેની બે કુંવરીઓ, રાણીની સખી તરીકે, રાજપુત્ર જ્યોર્જ કેમબ્રિજ, રાજપુત્ર અરનેસ્ટ, સોક્ષકોબર્ગ ને ગોથનો રાજકર્તા બિરાજ્યા હતા. ઉપલા ચાર ચૌરંગની સમિપમાં બે રાજવંશી આસન મુક્યાં હતાં. લોહશલાકા સમીપનું આસન દેવી શ્રી વિક્ટોરિયા માટે હતું; ને બીજું, તેની પડોસનું ડચેસ ઑફ્ કેન્ટ માટે હતું. તે બે ખુરસી-આસન સન્મુખ બીજી બે રાજવંશી ખુરસી હતી; જેમાંની એકપર વૈધવ્યવતી રાણી એડીલેડ, રાજા વિલ્યમ ચોથાની પત્નિ, ને બીજીપર વરરાજા આલબર્ટ બિરાજ્યો હતો. ચોરીની નજીકમાં બીજી બે ખુરસીએ વરકન્યા માટે હતી; જે પર બેસીને લગ્નક્રિયા કરવામાં આવી હતી. દેવાલયની બીજી બાકીની જગ્યાપર, સુવર્ણમુદ્રાથી ખીલી રહેલી, જેમાં વળી મનમોહન ગુલાબગોટા પણ હતા, તેવો ગાલિચો બિછાવ્યો હતો. દેવાલયનીછતપર બ્રિટિશ રાજ્યચિન્હો, ઘણી ફક્કડ રીતે ગોઠવેલાં હતાં.

દેવાલયમાં સઘળું સાજનમહાજન દાખલ થયા પછી સઘળાંઓ ઘડીભર આ દેવાલયની અંદરની રચના જોઇને ઠંડે થઇ ગયાં હોય તેવાં દેખાયાં. આ દેખાવ જોઇને સઘળાં વિસ્મય પામ્યા ને જાણે ઇંદ્રરાજાની સભામાં મણિમય ભૂમિ થઇ રહી હોય તેમ તેજનો પ્રકાશ, શ્યામ ને વળ છાઇ રહ્યો હતો. વરકન્યાની કાંતિનું વર્ણન થાય તેમ ન હતું બંનો-વર કન્યાના થોડાં સજેલાં ઝવાહિરો બહુ ઝલે મારતાં હતાં. રાણીન રત્નો જોઇને જાણે ચિંતામણિ પાષાણ થઇ પડયો; મોતનમાળા જોઇને આકાશની નક્ષત્રમાળાઓ ઝાંખી પડી ગઇ; તેનું હાલનમાલન નિરખી દેવકન્યાઓ ચમકી ગઇ; તેનો આડંબર નિરખી ઇંદ્રે ગર્વ તજ્યો; તેનુ મુખચંદ્ર દેખી ચકોર ભ્રાંતિમાં પડયું; તેની કાંતિ પેખી લક્ષ્મી લજ્જા પામી.

ને તેનો પ્રભાવ દેખી સૂર્યે પોતાના કીર્ણને આવરી લીધાં હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો.

સાજનિયાં ગોઠવાઈ રહ્યા પછી વરકન્યા ચોરી નજીક ગયાં. કાન્ટરબરીના વડાઆચાર્યે ઘણી ગંભીરતાથી, લગ્નક્રિયા કરાવવી શરૂ કીધી. લંડનનો આચાર્ય તેમાં સહાય થતો હતો. સઘળા સાજનિયાંના નેત્રે વરવધૂ પર ઠરેલાં હતાં. રાણીશ્રી ઘણી ગંભીર મુદ્રાથી ધીમે ધીમે પ્રાર્થનામાં સામેલ થઇ ગયાં. સઘળી ક્રિયા પૂર્ણ થઇ ત્યારે વડાઆચાર્યે રીવાજ પ્રમાણે પ્રશ્નો પુછવા માંડયા. સઘળાં કાર્યમાં રાણી કે રાજપુત્રનું નામ ન્હોતું, પરંતુ **આલબર્ટ** ને **વિકટોરિયા** એ બે સાદાં નામથીજ ક્રિયા થઇ. રાજપુત્ર **આલબર્ટે** રવૈયા પ્રમાણેના પ્રશ્નોના ઉત્તર દીધા કે "રહીશ." તેજ પ્રમાણેના પ્રશ્ન રાણીને પુછવામાં આવ્યા. તેમાં પુછ્યું કે "**વિકટોરિયા**, **આલબર્ટ** તારો પણિયત પતિ છે, તું ઇશ્વરઆજ્ઞા પ્રમાણે લગ્નની સઘળી પવિત્ર આજ્ઞાઓ પાળશે? તું એને તાબે રેહેશે, પ્રીતિ કરશે, સેવન કરશે, માન આપશે, ને આરોગ્યતામાં કે માંદગીમાં, ગમે તે કાળે, ગમે તે ક્ષણે એની આજ્ઞાપાલક, જીંદગી પર્યંત થશે?" મંજુલ સ્વરે રાણી સઘળાના જવાબ દેતી "રહીશ." ને પોતે ખુલ્લું જણાવ્યું કે તે પોતાની પતિની હૃદયહારિણી થશે.

જ્યારે વડાઆચાર્યે પુછ્યું કે આ સુંદરી, આ તરૂણને કોણ કન્યાદાનમાં આપે છે? તેજ ક્ષણે ડયૂક ઑફ સસેક્ષ ઉભો થયો, ને ચોરી નજીક જઇ કહ્યું કે હું કન્યાદાન દઉં છું. તુરત વડાઆચાર્યે રાણીનો હાથ લઇ રાજપુત્રના હાથ સાથે હાથેવાળો મેળવ્યો, ને કેટલીક શ્રુતિ, લગ્નવિધિ સમયની ભણ્યો. વરવહૂએ પુછેલા પ્રશ્નોના તે વખતે પણ યથાયોગ્ય ઉત્તર દીધા. રાણીએ જે સમયે કહ્યું કે "પ્રીતિ કરીશ, સંવૃદ્ધિ કરીશ, ને આજ્ઞાપાલક દાસી થઇશ," તે વખતે આખા દેવાલયમાં આ સૌંદર્ય

મૂર્ત્તિની પ્રતિમાં નિરખી સર્વે છક થઇ ગયા. એજ સમયે રાજપુત્રે લગ્નવીટી હાથમાં લીધી, ને પોતાની વીટી વડાઆચાર્યને આપી; જે વડા આચાર્યે તેના હસ્તમાં પાછી આપી ને તે પોતાની પત્નિની આંગળીમાં પ્હેરાવી. તત્ક્ષણે અર્લ ઑફ્ એક્ષબ્રિજે નિશાન કરવાથી તોપોની સલામતી આપવામાં આવી ને "ઢોળા ધમક્યા ને વરવહૂના હાથ મળ્યા." તેમ વાજીત્રનો ઘોષ ચોમેર થઇ રહ્યો. એક તરફથી કીલ્લામાંથી તોપો ફુટતી હતી ને તેના પ્રતિઉત્તરમાં પાર્કમાંથી તોપો ફુટતી હતી; ને લંડનના સઘળા ઘંટાએ તત્ક્ષણે પોતાનો હર્ષનાદ જણાવી "ચિરંજીવ રહો, ચિરંજીવ રહો," "રાણી શ્રી વિક્ટોરિયા ને રાજપુત્ર આલબર્ટનું જોડુ દીર્ઘાયુષ્ય રહો" એવો આશિર્વાદ દીધો. લોકોએ જાણ્યું કે રાજરાજેશ્વરી ઇંગ્લંડાધિપતિણી હવે ગૃહસ્થ રાણી થઇ.

પછી કેન્ટરબરીના વડાઆચાર્યે ધર્મપુસ્તકમાંથી કેટલુંક વાંચવા માંડયું. સઘળી ક્રિયાને અંતે રાણીએ રાજવર્ગના સઘળા સાથે મિલાપ કીધો, તત્ક્ષણે વરવહૂ વિદાય થવાનું સાજન તૈયાર થયું. કન્યાદાન દેનાર ડ્યૂક ઑફ સસેક્ષે વરરાજાની મુલાકાત લીધી અને તેના હસ્તનું ચુંબન અતિપ્રેમાશ્રુથી કીધું. જ્યાં વૈધવ્યવતી રાણી એડીલેડ બેઠીહતી, અને જેની આસપાસ બીજી બે પ્રતિષ્ટિત સ્ત્રીઓ હતી,ત્યાં રાણીશ્રી ચોરીની બીજીબાજુએ ફરીને પાદવંદન કરવા ગયાં. રાજપુત્ર આલબર્ટે રાણી એડીલેડના હસ્તને ચુંબન લીધું, ને તેના આશિર્વાદ માંગ્યા. તુરતજ જે પધ્ધતિએ સાજનમહાજન આવ્યું હતું તેજ રીતે પાછું વળ્યું. ફેરમાત્ર એટલોજ હતો કે વરકન્યા હાથ સાથે હાથ મેળવી, એકેકના મુખદર્શનનું પાન કરતા બહાર નિકળ્યાં. જેવાં તેઓ રાજમાર્ગપર આવ્યા કે હર્ષનાદ, રૂમાલોની ઉડાઉડ ને આશિર્વાદ ને સ્તુતિવચનોની ગર્જના થઇ રહી. આ પ્રસંગમાં કોણ જાણે કેવા અકસ્માતથી, રાજપુત્ર ને રાણીશ્રીના હસ્ત-

મેળવેલા હતા તેવામાં લગ્નવિધિનું વિવરણ થઇ ગયું. રાજમાર્ગ ખીચોખીચ ભરાયલો હતો. રાજકુટુંબ તરફથી સઘળાઓને અતિ હર્ષ ગર્જનાથી માન દેવાતું હતું.

વધૂવર જ્યારે પાછાં ઘેર આવ્યાં ત્યારે સાહજનમહાજન રાજમ્હેલમાં ગયું. પણ રાજકુટુંબજનો અને મુખ્ય પ્રધાનો સિંહાસનવાળા ઓરડામાં ગયાં. અત્રે કેન્ટરબરી ને યોર્કના વડાઆચાર્ય, તથા લંડનનો આચાર્ય વિરાજમાન થયા હતા. અત્રે રાજલખત લાવવામાં આવ્યું, જેપર રાણીએ **"એલેક્ઝાંડ્રીના વિક્ટોરિયા ગલ્ફી"** તરીકે; ને રાજપુત્ર-રાણીપતિએ **"ફ્રાન્સીસ આલબર્ટ ઓગસ્ટસ ચાર્લ્સ એમેન્યુયલ બીસીની"**ને નામે સહી કીધી. એ ખતપર ડ્યૂક ઑફ **સસેક્ષ** ને બીજા ઓગણત્રીસ ગૃહસ્થોએ શાખ કીધી. લગ્નખતનો ગ્રંથ ઉત્તમ પ્રતિનો હતો; જે કેન્ટબરીના વડા આચાર્યના કબજામાં અદ્યાપિ પર્યંત રેહે છે.

સેંટ જેમ્સના રાજમ્હેલમાં સર્વ વિધિ થઈ રહ્યા પછી સઘળાં બકિંગહામના રાજમ્હેલ તરફ ગયાં. રાણી **વિક્ટોરિયા** આ વેળાએ રાજગાદી અધિપતિ તરીકે ન્હોતા એટલે તેઓ પોતાના પતિ સાથે ચારઠમાં વિરાજ્યા; ને રાણીની સખી સાહેલીઓ બીજીજ ચારઠમાં વિરાજી. પણ જ્યારે તેઓ રાજરથમાં વિરાજ્યાં ત્યારે ડચેસ ઑફ કેન્ટ અને રાજપુત્ર **આલબર્ટ** સામે બેઠાં હતાં. રાજદંપતિને નિરખવાને પ્રજા એટલી બધી તો આતૂર હતી કે તે નામદારે પોતાની ચારઠના પડદા નીચા ઉતારી દીધા. પરમ્ હર્ષ ને અતિઘણા આનંદભેર જેમ નળરાજા પોતાની પરમ્ રૂપ નિધાન દમયંતીને વરીને, રામરાજા જેમ પોતાની અતિપ્રિય એવી સાધવી સીતાને પરણીને ઘેર આવ્યા તે સમે જે પરમાનંદ પ્રાપ્ત થતો હતો તેવા આનંદથી સઘળાં બકિંગહામના રાજમ્હેલમાં આવ્યાં.

## ૪—લગ્ન પછીની શોભા.

લગ્ન થયાં. યૌવનવંતી રાણી પરમ્ સુખને પામી. તેજ રાત્રિના મોટી મીજબાની આપવામાં આવી હતી. બકિંગહામના રાજમેહેલમાં મીજબાનો વિરાજ્યાં હતાં. આનંદ, શોભા અને ગમ્મતનો કંઇપણ પાર ન્હોતો. રાજકુટુંબ, પ્રધાન મંડળ, ઘરનાં માણસો, સહચરીઓ, સખી સાહેલીઓ ને ધર્મગુરૂઓ આ મીજબાનીમાં બિરાજ્યાં હતાં. યુરોપિયનોમાં એ ટાંકણે લગ્નનું કેક બનાવવામાં આવેછે. આ વેળાનું તેવું કેક નવાઇ તરીકે હતું. તે નવફીટના ઘેરાવાનું હતું. તેનું વજન ૩૦૦ રતલનું હતું; અને તેની કિંમત એકસો ગીની અથવા ૩૧૦૫૦ની હતી. કેકના ઉપલા ભાગમાં બ્રિટાનિયા, વરકન્યાને આશિર્વાદ દેતી હોય તેવી શોભી રહી હતી. તે ઉંચાઇમાં એક ફીટ હતી. રાજપુત્રની ચિત્રપ્રતિમાના પગપાસે કુતરો હતો, જે નિમકહલાલી બતાવતો હોય તેવો દેખાતો હતો. રાણીની સમીપ કપોતા કપોતી સંસારસુખનું દર્શન દેતાં હતાં. કામદેવ, જાણે પોતે લગ્નદિવસની નોંધ લેતો હોય તેવો દેખાતો હતો. કેકના શિખરપર સફેત સાટીનના ગોટાઓ વિરાજી રહ્યા હતા; જે મિજબાનોને બક્ષીસ કરવા માટે ગોઠવેલા હતા. તેપર વિ અને અેસ ના અંગ્રેજી અક્ષરો કોતરેલા હતા, જે નિર્દોષ કામદેવનું બાળક લઇને ઉભેલું હતું; ને આખા કેકને ગુલાબી ને નારંગી રંગથી છાઈ દીધું હતું.

એજ પ્રસંગે રાજજન્યાઓને રાણીશ્રી તરફથી એક અચ્છું કંઠાભૂષણ ભેટ આપવામાં આવ્યું. આ કંઠાભૂષણની આકૃતિ એક પક્ષી જેવી હતી. એ પક્ષીનું આખું શરીર હરિતાસ્મન રંગનું હતું; નેત્રમાં રત્નો હતાં; પીઠ હિરાજડિત હતી; પંઝા સુવર્ણના હતા; ને બાકીનો બીજો ભાગ કિમતી મોતીનો હતો. આ કંઠાભૂષણ બનાવવાની સઘળી સૂચના રાણીશ્રીએજ આપી હતી. પ્રથમ ભોજનકાળ સમાપ્ત થયા પછી

સંધ્યાટાંણા પેહેલાં સઘળા સાજનિયા વિંડસરના રાજમ્હેલમાં ગયા. સ્વારીના મુખ્ય રથમાં રાણી ને રાજપુત્ર **આલબર્ટ** વિરાજ્યા હતા; પછાડી સેક્ષકોબર્ગનો ડ્યૂક ને બીજાઓ હતાં. જેવી સ્વારી નિકળી કે સૂર્યનારાયણ દેવતા, જે અત્યારસુધી છુપાઇ રહ્યો હતો, તે જાણે પોતાના સર્વથી છેલ્લા આશિર્વાદની રેલછેલ આ નવા જોડાપર કરવાને તત્પર થયો હોય તેમ ક્ષણભર પ્રકાશને પામ્યો. વરકન્યાનો પોશાક એ સમયે તદન સાદો, સફેત સાટીનનો હતો. રસ્તે ચાલતાં આ નવાં દંપતીના માનમાટે રોશનાઈ કરવામાં આવેલી જોવામાં આવી. ઇટનકોલેજના વિદ્યાર્થીઓએ તેમના માન માટે જે રોશની કીધી હતી તેજ સન્માનસૂચક શબ્દોથી ભરપૂર હતી. સ્થળે સ્થળે ધ્વજા ને પતાકાનો બહાર બહુ દીપાવતો હતો; ને સુવર્ણમય અક્ષરોથી આશીશ દીધી હતી કે "**વિક્ટોરિયા આલબ**નું જોડું સુખ વૈભવ ભોગવો." વિંડસરનામ્હેલમાં જ્યારે સઘળા સાજનિયા પહોંચ્યા ત્યારે આખાં નગરમાં રોશનીનો બહાર અનુપમ ઝળકી રહ્યો, તે જાણે એમ લાગતું હતું કે રામસીતાના લગ્નથી હર્ષિત થયલા દશરથ રાજાએ અયોધ્યા નગરી તો નહી શણગારી હોય! વિંડસરના રસ્તાપર રોશની જોવા, વરકન્યાને નિહાળવા લોકોની મેદની એટલી તો મળી હતી કે સ્ત્રી પુરૂષોની ગિરદીના ચરણસ્ખલિત થવાથી ઉત્પન્ન થતા ગંભીર ધ્વનિ વડે એવો તો રણરણાટ થઇ રહ્યો હતો કે મેઘગર્જના તો નહી, પણ કામ ને રતિનાં લગ્ન સમયે જે વિજયઘોષ થયો હતો તેવું લાગતું હતું.

બરાબર સાત ને વિશ મિનિટે રાજદંપતિ વિંડસરના હાઇ સ્ટ્રીટમાં આવી પ્હોંચ્યાં છે એમ જણાવવાને રાજ અંગરક્ષકો દોડયા; ને હવાઇઓએ તેમના આવવાની ખબર આપી, ને ઘંટાનાદ ધીમે ધીમે થવા લાગ્યો. લોકોએ જયજયકાર કરી મુક્યો. રાણી ને તેમના પતિએ જન આદરસત્કારનો પ્રતિધ્વનિ રૂપે ઉત્તર આપી તેઓનાઆનંદમાં પુરતો ભાગ લીધો. અત્રે રાણીના હસ્તક

મળને બહુજ વિનયથી રાજપુત્ર આલબર્ટે ટેકો આપી આરઠમાંથી તે નામદારને ઉતારી.

રાત્રિએ રાજભોજનની મંડળી મળી હતી,તેઓને સેંટ જેમ્સના રાજમ્હેલમાં ભોજન આપવામાં આવ્યું હતું; જેમાં ૧૦૦ કરતાં વધુ મીજબાનો હતા. આ મીજબાની ડચેસ ઓફ કેન્ટ તરફની હતી. રાણી એડીલેડે માલબરોના રાજમ્હેલમાં એક મીજબાની આપી હતી. તેમજ બીજા અમીર ઉમરાવે પણ ભોજનમંડળી ભેગી કરી આનંદમાં ભાગ લીધો હતો. નાટિકાઓના નૃત્યને માટે નાટચશાળાઓ સર્વેને માટે ખુલ્લી મુકવામાં આવી હતી, તેથી જ્યાં જેને ગમે ત્યાંજ તું હતું. વાજીત્રના નાદો ને મધુર મધુર સગીતના નાદો ઘેર ઘેર ઉઠી રહ્યા હતા. આખા લંડનમાં રામના લગ્ન ટાંણે જેવો અયોધ્યાવાસીને આનંદ થયો હોય, નળદમયંતિના લગ્નકાળે વિદર્ભ દેશમાં આનંદ થયો હોય કે શિવ પાર્વતિના લગ્ન સમે કૈલાસમાં આનંદ થયો હોય તેવો આનંદ થઇ રહ્યો હતો. થા થા થૈ, તા તા થૈનો અવાજ જ્યાં ત્યાંથી સંભળાતો હતો.

વૈધવ્યવતી લેડી લીટલટન, જે રાણીના શયનગૃહની સહચરી હતી ને રાજકુંવરોની ઉપમાતા હતી તે લખેછે કે,એ સમયની "રાણીશ્રીની દૃષ્ટિ નાંખવી ને રીતભાત બહુ આનંદજનક હતી,સજળ નેત્રો હતાં, છતાં અત્યંત સુખી, કાંતિએ દીસતિ હતી; ને રાજપુત્ર પ્રત્યે પોતાનો પૂર્ણ વિશ્વાસ છે, એવું મુખડું, જ્યારે એ રાજમાર્ગથી ગઇ ત્યારે જોઈને સર્વ પ્રજાને અત્યાનંદ પ્રાપ્ત થવો જોઇએ. હું ધારૂં છું કે તે ટાંણે એ પોતાને કૃતકૃત્ય માનતી હોવી જોઇએ."

## ૫—ક્રીડા વૈભવ.

સાયેજ જેઓએ સંતાપ વેઠેલો છે, ને વિરહવ્યથાને પ્રાપ્ત થયા હતાં તેવાં દંપતી પોતે તા૦ ૧૧ મી ફેબ્રુવારીને દિનેજ આત્ર વિંડસરના

રાજમ્હેલમાં એકલાં રહ્યાં હતાં. તે સમયે ભુવનભૂષણ સુંદરી વિક્ટોરિય લોચનાનંદક, શીતળ ચંદ્ર સ્વરૂપી તારાનાથ આલબર્ટ ને ઇંદ્રાણી સ્વરૂપી વિક્ટોરિયા અત્યંત સુખાનંદ આપનારી ક્રીડા કરતા આનંદ પામતાં હતાં. તેઓનો વૈભવ શ્રેષ્ટ હતો, તેઓનો આનંદ સ્વલ્પ ન્હોતો, તેઓનું ચાતુર્ય ક્ષણેક્ષણે વધતું હતું, તે ઓની વૈભવલીલા સદાકાળ આનંદ આપનારી હતી, તેઓની ક્રીડા ક્ષુલ્લક ન્હોતી, ને તેઓનું મન શાન્ત કરવા માટે ક્ષુદ્ર ઇચ્છાએ થોડોજ વાસ કીધો ન્હોતો, તેવો આનંદ માસ ભોગવતાં હતાં. દંપતિ કંઈ નિરૂદ્યોગીબેઠા ન્હોતાં. રાણીએ પોતાના હિતેચ્છુ બેરન સ્ટાકેમરને લખ્યું કે "રાજપુત્ર કરતાં કોઇ પણ અતિ પ્રિય, અતિ નિર્મળ, અતિ કુલિન ધિરોદત્ત નાયક આ સૃષ્ટિમાં છે શું?" તા. ૧૨મી ફેબ્રુવારીએ આ આનંદી જોડાંને મળવા કોબર્ગનો ડયૂક, રાણીના માતુશ્રી ડચેસ ઑફ કેન્ટ, ને બીજાં રાજકુટુંબી જનો આવ્યાં, જેને જોઇ બંનો બહુ આનંદ પામ્યા. બે દિવસ પછી આ દંપતી લંડનુ પાછાં આવ્યાં. સામાન્ય જનસમૂહ પેઠે તેઓથી કંઈ આનંદમાસ ભોગવી શકાય તેવું ન્હોતું. તા. ૧૮ મીએ બકિંગહામના રાજમ્હેલમાં રાણીએ, પાર્લામેંટના તરફથી જે બે માનપત્ર આવ્યાં હતાં તેના સત્કાર માટે સભા ભરી. એજ દિવસે લંડનના ધર્મગુરૂઓ, લંડનની કોરપોરેસન, કેમ્બ્રિજની સર્વવિદ્યાઉત્તેજકાલય, મિત્રમંડળી, ને સ્કાટલંડના દેવાલયની સામાન્ય સભા તરફથી માનપત્ર આવ્યાં હતાં, તે પણ લીધાં. ઓક્ષફર્ડનું માનપત્ર આપવામાં વેલિંગટનનો ઠાકોર અગ્રણી હતો. સર્વવિદ્યાઉત્તેજકાલય તરફથી એક પોશાકની ભેટ આપવામાં આવી. તા. ૨૬ મીએ, ડરીલેનની નાટકશાળામાં દંપતી ગયાં હતાં. એજ વખતે રાણી પોતાના પ્રિયપર એટલી બધી રીઝી હતી કે તેને ગ્રાંડ ક્રાસ ઑફ ધી બાથનો નાઇટ કીધો, ને ૧૧ મીએ લાઇટ ડ્રેગુનનો સેનાધિપતિ બનાવ્યો; ને તેનું નામ પ્રિન્સ આલબર્ટ હુસાર્સ એમ આપ્યું.

રાજપુત્ર **આલબર્ટનો** પિતા કોબર્ગનો ઠાકોર તા. ૧૮ માએ જર્મની જવા નિકળ્યો! પિતાથી છૂટા પડતાં રાજપુત્ર સજળનેત્ર થયો; કેમકે જે છુટાં પડવાનું હતું તે સ્થાયી હતું. સ્વામિનાથ **આલબર્ટને** એ સમયે જે દુઃખ સહન થયું હશે તે માટે મુગ્ધા રાણી લખે છે કે, "મને પિતા નથી કે તેને શું થાય ને મને શું થાય તે હું જાણી શકું. સસરાજીનું મન બહુ ખેદભરિત હતું. હવે તો માત્ર **અરનેસ્ટજ** તેની પાસે રેહેશે; જે તેના પિતાને આનંદ આપનાર થઈ પડશે. પણ હું મારા પ્રિયનાથને કેવો રત્ન તૂલ્ય ગણું? પિતા, બંધુ, મિત્ર, દેશ તેણે મારે માટે તજ્યાં. ઇશ્વરનો પાડ માનુંછું કે હું સર્વ વાતે સુખી છું; એને અતિ પ્રિય પ્રાણનાથ કરવામાં બહુ મોટી સુખી છું, ને મારાથી બનશે ત્યાં લગણ હું મારા નેત્રમણિને સંપૂર્ણ સુખી કરીશ." તે પછી, રાજપુત્રનો બંધુભક્તિભાવ પ્રદર્શિત કરવાનો સમય પાછો આવ્યો. થોડા દિવસ ગયા કે રાજકુંવર **અરનેસ્ટ,** પોતાના બંધૂને રામરામ કરવાને આવ્યો. જર્મન વિદ્યાર્થિની રીતિ કૃતિ મુજબ તેણે રામરામ કીધા; ને છુટા પડતી વખતનો શોકજનક રાગ "એબસીડ" ગાયો. બન્ને બંધૂઓ પ્રીતિથી ભેટયા, આંખમાંથી આંશુ પડયાં, ગદગદિત થઈ ગયા, બંનોના મ્હોં કરમાઇ ગયાં, શ્યામતા આવી ગઇ, '**આલબર્ટ** ધોળો પુણી જેવો થઇ ગયો, ને તેના નેત્રમાંથી બાષ્પબિંદુનો ધોધવો વહ્યો.' રે બંધુવિયોગ કોઇને નહી હજો.

રાણીએ પોતાથીજ માત્ર ઉતરતી પદવીનો રાજકુંવરને રાખ્યો હતો, તેથી કંઇપણ રાજખટપટ થઇ નહી. રાજપુત્ર **આલબર્ટ** બહુ ડાહ્યો ને શાણો હતો. તે રાણીને પોતાને યોગ્ય લાગતી સલાહ આપતો, ને રાણીને પોતાના વિચારથી દોરવવાને બદલે, તે પોતે સ્વતંત્ર રીતે વર્તે તેમ વધારે ઇચ્છતો હતો. જ્યારે જરૂર પડતી ત્યારેજ તે પોતાનો અવાજ દાખલ કરાવતો હતો. બને ત્યાં સુધી કોઇપણ જોખમના કામમાં તે જતોજ નહી. રાજપુત્ર પોતે

કાગળ લખતાં લખે છે કે "વિક્ટોરિયા પોતે પોતાનું કાર્ય સંભાળે તેમજ હું વર્તું છું." રાણીના સલાહકાર તરીકે રાજપુત્રે બહુ ડાહાપણ ભરેલી વર્તણુક ચલાવી છે, એમાં તો કંઈ પણ શંકા જેવું નથી; કેમકે આખો ઇતિહાસ તેનો યથાયોગ્ય જીવતો દાખલો છે. કદીમદી રાણીપતિએ ભૂલો કીધી છે ખરી, પણ જે વિડંબણામાં કે ગુંચવણમાં તે આવી પડયો હતો તે તરફ જોતાં ઘણીજ થોડી ભૂલો થઈ છે. એની બુદ્ધિનું સૂક્ષ્મપણું, નિખાલસપણું, પ્રમાણિકપણું ને અતિ પ્રૌઢઔદાર્યતાથી ભરપૂર વિચાર એટલા તો શ્રેષ્ટ હતા કે તેના વખાણ બહુધા થઇ શકે તેમ નથી. એ સઘળાંથી રાણીનાપર તેના ઘણા ઉપકાર થયા છે.

લગ્નકાળે જે પવિત્ર કોલથી આ રાજપુત્ર બધાયો હતો તે કોલ મરણ પર્યંત તેણે પાળ્યો છે. સ્ત્રી પુરૂષ વચે અતિ ઘાડ પ્રીતિ હતી, ને બંનો સદા એટલાં બધાં આનંદમાં રેહેતાં હતાં કે તેઓ કદી પણ વિખૂટાં પડવા તત્પરજ ન્હોતા. પ્રેમની સરિતા વહેતી હતી, સ્નેહની સાંકળ ઘણી મજબૂત બંધાઈ હતી, નિખાલસ દિલનો પર્વત મ્હોં સમક્ષ પડેલો રેહેતો; બંનો એક દિલનાં હતાં ને વિશ્વાસથી પોતાની જીંદગીનું પણિયત સુખ-સાથે વૈભવ વિશેષ ભોગવ્યું છે. ખરેખરૂં સુખી જોડું એજ હતું, પણ ઈશ્વરે સુખી રાખ્યું નહી. પ્રભુઇચ્છ !

# પ્રકરણ ૭ મું

## ગૃહરાજ.

જે દંપતીએ પોતાનું પણિયત અતિ ઉત્તમ પ્રતિએ જનમંડળમાં બતાવીને યશ મેળવ્યો છે, તેવાં દંપતી **આલબર્ટ વિક્ટોરિયા**ના સુખાનંદના દિવસ કેમ ગુજર્યા તેનું વર્ણન કંઈ થોડું અગત્યનું નથી. આનંદમાસ ભોગવવાને માટે રાજકુળદીપકો તૈયાર હોતાં નથી, તેઓના શિરપર હજારો જોખમ હોય છે, પણ તે પછીના તેઓના સુખમાં કઈ કમના હતી નહિ.

### ૧. રાજ–વિલાસ.

રાણી અને રાજપુત્ર **આલબર્ટ** બંનો સમાન સુખમાં હતાં છે. પણ રાણીનાં ઐશ્વર્યની યોગ્યતા યથાર્થ સચવાય તેવી કંઇપણ વ્યવસ્થા ગૃહરાજમાં નથી. સર્વ અવ્યવસ્થિત છે, ને સથરપથર સઘળું કામ ચાલે છે. ડચેસ ઓફ કેન્ટે પોતાનો સંબંધ હવેથી બંધ પાડયો છે, ને તે ૨૧ વર્ષે પોતાની એકનીએક વ્હાલી પુત્રીથી છુટી પડીને જુદી રહી છે. રાજપુત્ર **આલબર્ટ**ના મનમાં એવી ઇચ્છા હતી કે રાણીના ગૃહરાજની વ્યવસ્થા બરાબર કરવી. પણ સત્તા ઐશ્વર્યમાં વિશેષ પ્રતાપી તેવી **વિક્ટોરિયા**ના તેજમાં અંજાતો તે હિમ્મત કરી શકયો નહી. તેણે પોતાના એક મિત્ર લોવેસ્ટીનને લખ્યું કે તે સુખી ને આનંદી છે, પણ પોતાનો દરજ્જો યથાયોગ્ય સંભાળવાને તૈયાર થયો નથી; કેમકે હજી તે કૌટુંબિક થયો નથી. રાણીએ ઘણી વેળાએ સ્પષ્ટ સમજાવ્યું હતું કે પોતે તેની આજ્ઞાધારિણી થવાને પવિત્ર ચોરી સમક્ષ કસમથી બંધાયલી છે, તોપણ વાસ્તવિક રીતે પેહેલે એ સંતુષ્ટ ને સર્વોપરી સત્તાધારી થયો નહી. પણ પાછળથી ગૃહરાજ્યવ્યવસ્થા યથાર્થ સુધારવાનું તેણે મનપર લીધું.

તાત્કાળમાં ઘરવ્યવસ્થાની વાત થાય તેમ હતુંજ નહી–કેમકે સઘળુંજ વિખરાયલું હતું. અડધોઅડધ દાસ દાસી ધણીધોરિવિનાનાં હતાં, કેમકે તેઓ યથેચ્છ નિરંકુશ વર્તતાં હતાં. લોર્ડ ચેમ્બરલેન તથા અશ્વાધ્યક્ષને રેહેવા માટેનું કિલ્લામાં કોઇ સ્થળજ નહી. લોર્ડ સ્ટુવર્ડ સ્વતંત્ર હતો, જો કે તે કિલ્લા મધ્યેની વ્યવસ્થા યથાયોગ્ય સાચવતો હતો તથાપિ દાસદાસી આગળ તેનું કંઇ ચાલે નહી ; સઘળાં ગમે ત્યારે કામપર આવે અને ગમે ત્યારે ચાલ્યાં જાય,પણ કોઇને પુછેપણ નહી ને તેઓને પણ કોઇ પુછે તેવું ન્હોતું. કલાકના કલાક સુધી કયાં ગયા છે તે પણ કોઇ જાણે નહી. ગૃહનો કોઇ શેઠ નહિ, તેમ કોઇ દાસ પણ નહિ. સઘળાંજ દાસ ને સઘળાંજ શેઠ, હવે એવી વ્યવસ્થામાં ભલીવાર શી હોય ? રાજપુત્ર આલબર્ટે એ વાતમાં અત્યંત લક્ષ આપ્યું. પણ આખા ગૃહરાજ્યની વ્યવસ્થા યથાયોગ્ય થતાં ઘણાં વર્ષ લાગ્યાં.

દંપતીએ ઇસ્ટરના તેહેવારો વિંડસરમાં ગાળ્યા; ને તેજ વેળાએ સામાન્ય ધર્મસંસ્કાર વિધિપૂર્વક કીધો. આ ધર્મ સંબંધી ક્રિયા થતાં બંનોજન સરખી સ્થિતિમાં આવ્યાં. રાણીજી કહે છે કે સંસ્કારવિધિ થઇ ત્યારે રાજપુત્ર પૂર્ણ આસ્થાવંત ને ગંભીર હતો; ને રાજપુત્ર પોતાના હંમેશના બંને ટાંણાસર યથાયોગ્ય પ્રભૂપ્રાર્થના કરતો હતો. રાત્રીના રાણી ને એ પોતે પવિત્ર ગીત ગાતાં. રાજપુત્ર એકલો પણ વખતે પ્રાર્થના કરતો હતો. ઘણા થોડાં રાજપુરૂષો ધર્માસ્થા બરાબર રાખી શકેછે. એજ અપ્રેલમહિનામાં પેરીસમાં મોટાં રાજલગ્ન હતાં, ત્યાં બંનોજણ ગયાં. પોરટુગાલના રાજાની રાણીની બેહેન વિક્ટોરિયા, જે આલબર્ટના સગપણમાં હતી, તેનાં લગ્ન હતાં. આ બાઇ અને રાણીશ્રી બંને બચપણથી એકઠાંજ રેહેતાં, રમતાં, જમતાં,ને ગમ્મત ઉપજાવતાં હતાં. તે બંને બ્હેન,સખી કે તેથી ઘણુ વધારે અતલગના સંબંધમાં હતાં. આ લગ્નમાં દંપતી ગયાં એ વે-

ળાએજલાંબો વખતના મ્હેલબ્હેલા રાણીશ્રી પોતાના માતુશ્રીથીછુટાં પડયાં હતાં. ત્યાંથી પાછા ફર્યાં. રાણીશ્રીની જન્મગાંઠ સમયે રાજદંપતી કલેરમોં-ટના રાજમ્હોલમાં આવી રહ્યાં ને ત્યાં ગમ્મતમાં કાળક્ષેપ કીધો અત્રે બંનોજણ બહુ આનંદ પામતાં હતાં. કુદરતના દેખાવોમાં અચ્છુ મન લગાડતાં, મેહુલાની વૃષ્ટિપર લક્ષ દેતાં, તેનાં કારણો શોધી, તેની કુદરતી રચના જોઇને પ્રભુલીલા પણ ગાતાં હતાં. એક દિવસે આ દં-પતી પોતાના સાદા પોશાકમાં વાટિકાઓમાં મોજ મારવા ગયાં હતાં ત્યારે ર-સ્તામાં મેઘલાએ પોતાનો સપાટો બતાવ્યો. આસપાસ કોઈ એવી જગ્યા નહિ કે જ્યાંથી મદદ મળે, ને રક્ષણ થાય. એવામાં એક રાંક ગામડિયેણની ઝુપડી જણાઈ તેમાં વિશ્રાંતિ લેવાને રાજપુરૂષો ગયાં. ગામડિયેણબાઇએ રા-જપુરૂષોને ઓળખ્યાં નહી, તે છતાં અચ્છો સત્કાર કીધો. તેઓના મ્હોડા આગળ આગલા રાજાની પુત્રી ચારલોટ ને પુત્ર લિયોપોલ્ડના ગુણો વર્ણવ્યા. બંનો દંપતી તેથી આનંદ પામ્યાં. ઘણોવાર તે ઝુપડામાં રહ્યાં, પણ વરસાદજી પાછા હઠે નહી. તે ગામડિયણ ડોસીએ પોતાની છત્રી આપી કહ્યું કે:–'બાપુ, જેની લીધી છે તેની વેળાસર પાછી મ્હોંચાડજો.' કેટલોક વખત સુધી તો બાઇએ, આ દંપતી કોણ હતાં તે જાણ્યુંજ નહી. એટલી સાદાઇમાં આનંદરાગમાં મસ્ત થયેલાં હતાં.

રાજપુત્ર આલબર્ટને સંગીત તથા કળાનો અચ્છો નાદ લાગ્યો હતો. તે કોઇ કોઇ વેળાએ જાહેર જલસામાં ભાગ લેતો હતો. એનું સંગીત-ચાતુર્ય નિહાળી કેટલાકો ચકિત થતા. દિનપ્રતિદિન એણે એ શાસ્ત્રમાં અચ્છું જ્ઞાન સંપાદન કીધું. જ્યારે જ્યારે રાજપુત્ર પોતે વાજીત્રની મીલા-વટ સાથે ગાન કરતો હતો, ત્યારે ત્યારે રાણી કેહેતી કે મારો આલબર્ટ પોતાના ગાનમાં ચકચૂર થયેલો છે; તે મને મોહ ઉત્પન્ન કરે છે. આલ-બર્ટ પોતાના તાનમાંજ મસ્ત રેહેતો, ને તે ઘડીમાં ઉંચે સ્વરે ને ઘડીમાં

નીચે સ્વરે વાજીત્ર વગાડતો, ને તેથી કિલ્લામાંના સૌજન તે સાંભળવા ભેળા થતા હતા. જેમ એ કળાકૌશલ્ય દર્શાવવામાં કુશળ હતો તે પ્રમાણે માનવહિતૈષી, સહૃદય ને ધાર્મિક પણ હતો. એજ વર્ષના જુન મહિનામાં દાસત્વનું બંધન દૂર કરવા માટે એક સભા મળી હતી, ત્યાં એણે ભાષણ કરતાં પીડિત ગુલામોની સ્થિતિ માટે બહુ લાગણી દર્શાવી હતી. ઇંગ્લંડના જનસમુદાયમાં તે પ્હેલ વ્હેલોજ વક્તા તરીકે મોખરે આવ્યો હતો, તે છતાં ઘણા ઉંચ મનશક્તિના પુરૂષો એની બોલવાની છટાથી વિસ્મય પામ્યા હતા. જોકે ભાષણ નીચા સ્વરમાં હતું, તથાપિ લાગણીથી ભરપૂર હતું.

## ૨—રાણીપર સંકટ.

પરમ્ પ્રતાપી ને સદ્ધર્મપ્રતિપાળક રાણીના ઉપર તા. ૧૦ મી જુને એક મ્હોટું સંકટ આવી પડયું, ને એથી આખા ઇંગ્લંડમાં તો શું પણ દુનિયાના ઘણા મ્હોટા ભાગમાં ખળભળાટ થઈ રહ્યો હતો. એ દિને સંધ્યાકાલે વાટિકામાં ફરવા જવા માટે દંપતી બકિંગહામના રાજમ્હેલમાંથી નિકળ્યાં. એક ન્હાના જર્મન રેકળામાં બેઠાં હતાં, જેને ચાર અશ્વ જોડયા હતા. જેવી દંપતિની ગાડી "કોન્સ્ટીટયુશનલહિલ"ની વાટિકા નજીક આવી કે એક તરૂણ માણુસ, જે કુંજના એક ભાગમાં ભરાઈ બેઠો હતો તેણે બરાબર તાકીને રાણીપર એક પિસ્ટોલ ફોડી. રાજપુત્ર આલબર્ટે અવાજ સાંભળતાં તે તરફ નજર કીધી, એટલે રાણીએ પણ ગાડીમાંથી ઉભાં થઇને જોવા માંડયું, પણ એકદમ રાજપુત્રે તેનો હાથ પકડીને ગાડીમાં બેસાડી દીધી. પ્હેલી પિસ્તોલનો બાર ફ્રોકટમાં જવાથી તે ઉદ્ધત માણુસે બીજી ગોળી ફેંકી. જોનારાઓમાં ત્રાસ વર્તાઈ રહ્યો. જોનારાઓ ને ચોકીઆનો તેની તરફ દોડી ગયા; તે પકડાયો, ત્યારે નિરાંતવાળો ને સ્થીર હતો. ત્યાંથી તેને પોલીસમાં લઇ ગયા. એ તરૂણ ૧૭ વર્ષની વયનો હતો, ને તેનું નામ એડવર્ડ ઑક્ષફર્ડ હતું.

આવા અકસ્માતથી સામાન્ય રીતે રાણી ઘણી ગભરાઇ ગઈ, પણ લોક ઉશ્કેરણીને લીધે તે ઘણી સાવધ રહી, બહુ શાંતતાથી કામ લીધું. રાણીને ઇજા થઇ છે કે નહી તે જાણવાને લોકો ઘણા આતૂર હતા, એટલે તેણે ગાડીમાં ઉભાં થઇને સર્વને દર્શન દીધાં ને જણાવ્યું કે પ્રભૂકૃપાથી તે સુરક્ષિત છે. તુરતજ ગાડીવાનને આજ્ઞા કીધી કે પ્હેલે પોતાની માતુશ્રીના ઘર તરફ ગાડી હાંકે. તેણીએ ધાર્યું કે આ ખબર પડતાંજ તેનો જીવ ઊથલપાથલ થઇ જશે. ઘેર જતાંજ ડચેસ ઓફ કેન્ટે પોતાની પ્રિય પુત્રીને છાતિ સરસી ચાંપી, ને તે વેળાએ બંનો માદીકરીનું હૃદય સકંપ જણાયું. થોડોક સમય **આલબર્ટ** ને **વિક્ટોરિયા** બંનો ડચેસને ત્યાં રહ્યાં ને પછી હાઇડપાર્કને રાજમાર્ગે ઘેર વળ્યાં. લોકોએ અત્યંત પ્રેમ બતાવ્યો. ઘણાક ઉમરાવો બકિંગહામના રાજમ્હેલમાં પધાર્યા. અને પ્રભુએ સુરક્ષિત રાખ્યાં તે માટે તેઓએ રાણીશ્રીને અભિનંદન દીધું. લંડનમાં આ વર્તમાન પ્રકટ થતાં હજારો સ્ત્રી પુરૂષ રાણીશ્રીના દર્શન માટે બકિંગહામના રાજમ્હેલ આગળ જવા લાગ્યાં. ઘણાક માનપત્રો આપવામાં આવ્યાં. એ દિવસ પછી જ્યારે જ્યારે રાણીશ્રીને રાજપુત્ર **આલબર્ટ** ફરવાને નિકળતાં હતાં ત્યારે ત્યારે કેટલાંક સ્ત્રી પુરૂષો તેના અંગરક્ષક સેવક તરીકે અશ્વારોહણ કરીને જતાં હતાં; કેમકે ગામગપાટો એવો ઉડ્યો હતો કે આ બનાવ એક કાવતરાંનું પરિણામ છે. પણ પાછળથી આ સમાચાર ખોટા પડયાં હતાં.

નાટકશાળા ને સંગીત નાટયગૃહમાં પણ એ સંકટની રાત્રિએ "પ્રભુ રાણીનું સંરક્ષણ કરો" તે રાજગીત ગવાયું હતું. મોટ મોટા જલસામાં પણ તે ગીત ગવાયું. તા૦ ૧૨ મી જુને રાજભક્તિનો મોટો દિવસ હતો. લંડનનો શેરીફ, કેબીનેટ્ના પ્રધાન, અને બીજા ગૃહસ્થો અભિનંદનનો પત્ર લઇને રાણીશ્રીના દરબારે આવ્યા હતા; તેમજ એજ દિવસે બન્નો સભા,

દવાને આમ તથા દિવાને ખાસ તરફથી પણ માનપત્ર આવ્યાં હતાં.પાર્લામેંટના મુખ્યવક્તા સાથે ૧૦૯ ગાડીમાં દિવાને આમના મેંબરો હતા. તેમના અભિનંદનયુક્ત પત્ર પછી ઉમરાવોનું પત્ર આપવામાં આવ્યું; જેમાં ૮૧ ગાડીઓ હતી. સઘળા અમીર ઉમરાવો પોતાના મરતબાના રાજચિન્હો સાથે આવ્યા હતા. ડયૂક ઑફ્ **વેલિંગટન** તો બડા ફાંકડા શણગારથી આવ્યો હતો. લોર્ડ ચાન્સેલરે અભિનંદનનો પત્ર વાંચ્યો, ને સત્કારપૂર્વક રાણીએ તે સ્વીકાર્યો. ગામડા ને પરગણામાંથી આ બનાવ પછી કેટલાક માણસો રાજપુરૂષના પાછા દર્શન માટે આવ્યા. એસ્કાટની ઘોડાની સરત વખતે એ રાજદંપતીને નિરખવાને હજારો લોક ભેળું થયું હતું. એક સમયે રાજદંપતી સંગીત નાટય સાંભળવા ગયાં, ત્યાં લોકઉલટ એટલી બધી હતી કે કેટલાક સમય સુધી તો રાણીને ઉભાં રેહેવું પડયું હતું.

રાજરાજેશ્વરીપર પ્રાણઘાતક શસ્ત્ર વાપરી તેમના પ્રાણ લેવાને માટે **ઑક્ષફર્ડને** તા૦ ૮ મી જુલાઇએ ફોજદારી સેશનમાં ઉભો રાખ્યો. તેના ઘરની જડતી લેતાં કેટલોક દારૂ ને ગોળીઓ મળી આવી ને "તરૂણ ઇંગ્લંડ" નામની એક મંડળીના કેટલાક ધારાઓ જડયા. તેમાં લખ્યું હતું કે દરેક મેંબરે પીસ્તોલ અને તરવારિ સજીનેજ ફરવું. તેનું મ્હોં કોઇજોય નહી તેમ વર્તવું. આ મંડળીના મેંબરનાં નામ મળે નહી. એટરની જનરલે સરકાર તરફથી મુકરદમો ચલાવ્યો,તે વેળાએ **આક્ષફર્ડે** ગાંડા પેઠે અનેક પ્રકારના ચાળા કીધા. જ્યારે લોર્ડ **યક્ષણીજે** તેના કેદખાનાની મુલાકાત લીધી,ત્યારે આ ગુન્હેગારે પુછયું, "શું હજી રાણી સલામત છે ?" વડા જડજે પાછો પ્રશ્ન કીધો, "તું આમ પુછવાની કેમ હિમ્મત કરે છે ?" ગુન્હેગારે કહ્યું, મેં મારી પિસ્તોલમાં પ્રાણાંત આણે તેવી ગોળી ભરી હતી, તેથી રાણી જીવે નહિ. **ઑક્ષફર્ડે** પોતાનો ગુન્હો ખુલ્લો કબુલ કીધો. કબુલતપર સહી સુદ્ધાં કીધી. પણ એ ગુન્હેગાર ત-

રફથી બચાવમાટે સાક્ષી આણવામાં આવ્યા, કે તે ગાંડો છે; ને એમ પણ સાબિત કરવામાં આવ્યું, કે તે ગાંડો છે; તેમજ એવું પણ સાબિત કરવામાં આવ્યું કે વંશપરંપરાથીજ એ ગાંડપણ ચાલ્યું આવે છે. એનો બાપ પણ ગાંડપણમાંજ મરણ પામ્યો હતો. ઑક્ષફર્ડને જૂરીએ ગુન્હેગાર તો ઠરાવ્યો પણ તે ગાંડો છે એમ પણ જણાવ્યું. એને માટે ઠરાવ્યું કે જ્યાં સુધી રાણીની ઈચ્છામાં આવે ત્યાં સુધી તે કેદમાં રેહે. આ કેદમાં તે ૩૫ વરસ પર્યંત રહ્યો; ને પછી એને છોડવામાં આવ્યો; ને દેશ છોડવાની ફરજ પાડી. થોડા વરસપર તે ઘરના ચિતારાનું કામ આસ્ટ્રેલીયાના મેલબોર્ન નગરમાં કરતો હતો. જે નિર્દયે પોતાના અવિચારી પગલાંથી આખી પ્રજાને શોકાગ્રસ્ત કીધી હતી, ને જો કર્મસંજોગેથી તેનું કંઇ માઠું ફળ થયું હોત તો પ્રજાનો દિનમાન અસ્ત થયો હોત, તેને માટે એ શિક્ષા યોગ્યજ છે.

## ૩—ગર્ભવંતી રાણી.

લગ્ન પછી થોડા સમયમાં રાજગૃહમાં વાર્તા ચાલવા લાગી કે રાણી સગર્ભા છે. સર્વ તરફથી એક કુંવરમાટે અત્યંત આતુરતા બતાવવામાં આવી. પરિજનો ને રાજમ્હેલના રેહેનારાઓ અન્યોઅન્ય એજ વાર્તા કરવા લાગ્યા. એક દિવસે રાણીએ મંદ મંદ હાસ્ય કરતાં મ્હોં મલકાવીને પોતાના પ્રિયનાથને આ અભિવંદન કરવા યોગ્ય સમાચાર કહ્યા. તે હર્ષિત થયો ને રીતિ પ્રમાણે અતિશય પ્રેમવર્ધન નૂતન નૂતન ક્રીડા કરવા લાગ્યો. દોહદ પૂરીને સર્વે મનકામના પૂર્ણ કીધી. સદાજ પાસેનો પાસે રેહેવા લાગ્યો, ને જેમ સારસનું પ્રેમભરેલું જોડું ઘડીપણ એક બીજાને વીલું મુકે નહી તેમ દંપતી રહેતાં હતાં. પાર્લામેંટમાં આ સમાચાર જણાતાં રાણીનું મૃત્યું થાય અને

રાજપુત્ર કે પુત્રી યોગ્ય વયે આવે નહી ત્યાં સુધી કોને રીજંટ નિમવો તે માટે બીલ રજુ કરવામાં આવ્યું. રાણીપતિને રીજંટ ઠરાવ્યો. રાજકુટુંબમાં પણ આ ઠરાવ બહુ પ્રસન્નતાને પામ્યો.

સગર્ભા રાણીનો રાજવૈભવ બહુ આનંદદાયક હતો. એ બાબતનું વર્ણન રાણીપતિના જીવનચરિત્રમાં યથાર્થ રીતે દર્શાવ્યું છે, જે તેજ ઉપરથી અત્રે ઉતારો કરવામાં આવે છે. મધુરભાષિણી રાણી પોતાના પ્રાણવલ્લભ સાથે સ્હવારના નવ વાગતાં પ્રાતઃભોજન લેતી હતી; ને પછી કુંજ કે વાટિકાઓમાં મૌજને અર્થે જતાં રસ્તામાં ઘાટ ઘાટના ચિત્રો નિહાળી, તથા કુદરતી વનવૃક્ષોની ઘટા ને ઘાટો જોઇને, પક્ષીઓના કલરવ, તેઓનો પોતાની માદા પ્રત્યેનો પ્રેમ, બચ્ચાંઓ તરફનો પ્રેમભાવ જોઇને પોતાને પણ પુત્ર થશે ત્યારે એવાજ લાડ લડાવશે એમ બોલી આનંદ પામતાં હતાં. લંડનના બકિંગહામની કુંજમાં ફરવા જતાં ત્યાં રાજપુત્ર આલબર્ટે પાળેલાં પક્ષીઓ સાથે ગેળ કરીને કાળ વિતાડતા હતા. મૌજમાંથી પાછા ફરીને કેટલુંક ઘરખટલાનું, ને કંઇક રાજકીય કામ કરતા. બપોરના બાર કલાકે ઉપહાર કરતા હતા. ઉપહાર પછી લોર્ડ મેલબોર્ન સાથે કામમાં વખત ગુજારતા હતા. સંઝયાટાંણે રાજપુત્ર તટ્ટુની ગાડીમાં ફરવા જતો. રાજપુત્ર નહી જાય તો રાણી પોતાની માતા સાથે જતી હતી. રાત્રીના આઠ કલાકે વાળુ સમય થતો હતો. એ પ્હેલાં રાજપુત્ર શેતરંજ ખેલતો,ત્યારે રાણી સાહેલીઓ સાથે વિહાર કરતી હતી. જો કોઇ એકલું મૌજ માટે જતું તો પાછા ફરતાં એકદમ એકાંતભોવનમાં જતું, તો ત્યાં અર્ધાંગ તેને મળવાનું ચિન્તન કરતું હોયમ તે સ્મિતહાસ્ય વદનથી આવકાર દેતું. ભોજન પછી પુરૂષ એકાંતમાં રેહે એ રીતિ હોયછે, પણ રાણીને તે નહી પરવડયાથી તેઓ એકઠાંજ રેહેતાં હતાં.

જે ટોરી પક્ષવાળાઓ રાજપુત્ર પ્રત્યે પ્હેલે અનાદર બતાવતા હતા,

તે ટોરીઓના અંતઃકરણ રાજપુત્ર આલબર્ટે હરી લીધાં. એ જાતે સામોપચારક ને ન્યાયવંત્ હતો, તેથી એના પ્રત્યે પ્રેમમમતા છૂટી હતી. રીજંસી બીલ રજુ કરતા લૉર્ડ મેલબોર્ને તેના અતિ ઘણા વખાણ કીધા, ને ડ્યૂક ઑફ વેલીંગટને અતિસેં સ્તુતિ કીધી. રાણીએ પણ રાજવિનયરીતિભો એના પ્રત્યેથી ભેદ કાઢી નાંખ્યો હતો. અશ્વાધ્યક્ષ પોતાની રીતિ પ્રમાણે રાજરથમાં બેસતી વેળાએ પોતાના હકની વાત કરતો, ત્યારે રાજપુત્રે સ્પષ્ટ કહ્યું હતું કે એને ગમે ત્યાં બેસે, મને કંઇપિણ હરકત નથી.

પ્હેલવ્હેલી રાજપુત્ર આલબર્ટ સાથે રાણીએ જે પાર્લામેંટ ઉઘાડી તે આગષ્ટની ૨૧ મીએ હતી. પછી તુરતજ તેઓ વિંડસરના રાજમ્હેલમાં સિધાર્યાં. એજ મહિનાની ૨૬ મીએ રાણી પૂર્ણ વયે પ્હોંચી, ને તેઆનંદમાં વૈધવ્યવતી રાણી એડીલેડે ઉત્સવ ઉજવ્યો. તા. ૨૮મીએ રાજપુત્રને લંડન શેહેરનું છુટાપણું મળવાનું હતું તેથી તે લંડન ગયો. આ વિધિ વખતે છ ગુરૂજન અને સલાહકારોએ એ દરખાસ્ત સભામાં રજુ કરી, ને તેઓએ પવિત્ર કસમપર કહ્યું કે લંડન નગરના છૂટાપણામાં અમને દાખલ કીધા ત્યારે જે કસમ લીધા હતા તે પ્રમાણે કહીયે છિયે કે રાજપુત્ર આલબર્ટનું નામ રૂડું ને કીર્ત્તિ ઉજ્વળ છે; તે રાણીશ્રી સામા છળકપટ કરીને લંડન શેહેરનું છુટાપણું લેવા ઇચ્છતો નથી, અથવા આ નગરના હક, રીવાજ ને લાભોનીવિરૂદ્ધ જઇને વર્તશે નહી; પણ એ પોતાનો કર દેશે ને હૈવ ભોગવશે; એ અમે ખાત્રીથી કહીએ છિયે. પછી ચેમ્બરલેને તેને માટે ઉપોદ્ઘાત કરીને દરખાસ્ત મુકી કે એ રાણી પ્રત્યે પૂર્ણ વફાદાર ને સલાહસંપવાળો રેહેશે. એક પતિને પોતાની પ્રિયાને માટે આવી પ્રતિજ્ઞા લેવી એ કંઇક વિરૂદ્ધ લાગશે, તોપણ તે લેવામાં આવી. પછી રાજપુત્રે પ્રતિઉત્તર દીધો કે,—"લંડન નગરની સ્વતંત્રતાનું જે મ્હોટું

માન મને આપ્યું છે તે સમયે તમારી સમક્ષ ઉભો રેહેતાં મને પૂર્ણાનંદ પ્રાપ્ત થાય છે, ને તમારો મોટો ઉપકૃત થયો છું. દુનિયાના સઘળા નગરોમાં આ અતિ પ્રતાપી નગરની સંપત્તિ ને બુદ્ધિ અતિ વિશાળ છે; અને તેથી તમારી પ્રાચિન કારપોરેસનના સભ્યજનો અત્યંત પ્રતિષ્ઠાને યોગ્ય છે. તમારો સાથી નાગરીક થયો તે દિનને હું ગર્વ ને સંતોષ સાથે યાદ રાખીશ! અને રાણી પ્રત્યેની તમારી રાજભક્તિભાવ માટે મને પૂર્ણ આનંદ પ્રાપ્ત થયો છે."

એ પછી રાજપુત્રે પ્રિવિ કાંઉનસીલના મેમ્બર તરીકે તા૦ ૧૧ મી સપટેંબરે પ્રતિજ્ઞા લીધી. એ કાંઉસીલના સંબંધમાં એ એટલી તો ચાડ રાખતો હતો કે વિંડસરના રાજમહાલયમાં જેટલો સમય રહ્યો તેટલામાં હેલમનો રાજબંધનનો ઇતિહાસ તથા એક બારિષ્ટર સાથે રહીને અંગ્રેજી કાયદાનો અચ્છો અભ્યાસ કીધો.

## ૪—યુવરાજકુંવરીનો જન્મ.

હવે રાણીનો પ્રસવકાળ પાસે આવ્યો હતો. બકિંગહામના રાજમ્હેલમાં સુવાવડ થવાની હતી, તેથી વિંડસરથી તેઓ લંડન આવ્યાં. તા૦ ૨૧મી સપટંબરે રાણીએ રાજપુત્રીને જન્મ આપ્યો. પ્રસૂતીકાળ સમયે ડચેસ ઓફ્ કેન્ટ, રાજપુત્ર આલબર્ટ, દાઇયાણી, મીસીસ લીલી, ધાવ, તથા બીજી શૈયાગૃહની દાસીઓ હાજર હતી.બહાર ડ્યૂક ઑફ્ સસેક્ષ, કેન્ટરબરીનો મહાચાર્ય, લંડનનો આચાર્ય, લોર્ડ ચાન્સેલર, લોર્ડ પામરસ્ટન, લોર્ડ જૉન રસલ તથા બીજા કેટલાકો હતા. રાજગાદી વારસના જન્મટાંણે મ્હોટા પુરૂષોની વધારે જરૂર હોય છે, કેમકે તેથી પાછળથી કંઈ ખટપટ ઉભી થાય નહિ. રાજપુત્રીના જન્મ પછી તુરતજ મીસીસ લીલી, યુવરાજ કુંવરીને લઇને સર્વ સભ્યજન સમક્ષ આવી. તે મજબુત બાંધાની, સૌંદર્યવાન, ને ઉછરેલા જેવી હતી. ટેબલપર બાળકને રાખવામાં આવ્યું, પણ

તેના પહેલાજ અવાજે સર્વના કાન ફાડી નાંખે એવી કીકીયારી નાખી.તેથી તની માવજત માટે લઈ જવાની આજ્ઞા આપવામાં આવી. રાજપુત્ર **આલબર્ટ**ને લક્ષ્મિજીના જન્મ માટે અભિવંદન દીધું, ને પછી સર્વે વિદાય થયા. તોપોના ધડાકા થયા ને કુંવરી જન્મના વર્તમાન રાજનગરમાં ફેલાયા.

**આલ્બર્ટ**ને પ્હેલે ભય પેઠો કે પુત્રીના જન્મથી નાગરીકો અસંતોષી થશે; પણ રાણીએ કહ્યું, ભય શો છે,હવે પછી પુત્ર જન્મશે: અને જણાવ્યું કે પોતાની વડીયાઇ પેઠે તે ઘણાં પુત્રપુત્રીની માતા થશે. સુવાવડખાનામાં રાજપુત્ર, પોતાની પ્રાણવલ્લભાને માટે સઘળી ગોઠવણ કરતો હતો. તે એક માતા કરે તે પ્રમાણે તેની બરદાસ્ત કરતો હતો. તે એક ડાહ્યો ને નિપુણ માવજત કરનારો જણાયોછે.

યુવરાજકુંવરીના જન્મને દિવસે **જોન્સ** નામના એક નાદાનને બકિંગહામના રાજમ્હેલમાંથી પકડવામાં આવ્યો. જ્યારે તેને પુછયું કે તું કેવા પ્રકારે અત્રે આવ્યો, ત્યારે તેણે નિડરતાથી કહ્યું કે "પ્હેલાં પેઠેજ." અગાડી તે ઘણી વેળાએ છુપી રીતે રાજમ્હેલમાં, ચોકીદારોની નજર ચુકાવી ધુરી જતો હતો. રાણીના શૈયાગૃહની પડોસમાંથી તેને પકડવામાં આવ્યો. તે કેહેતો હતો કે તેણે એ ધણીધણિયાણી વચેની અનેક વાર્તાઓ સાંભળી છે. સ્થાનિક સરકારની ઓફીસમાં લઇ જવામાં આવ્યો, પણ તેની સાથે કેમ વર્તવું તે માટે તેઓ સમજ્યા નહી. કાયદા પ્રમાણે એટલીજ શિક્ષા કરવામાં આવી કે તેને ઉદ્યોગશાળામાં મોકલાવ્યો. ત્યાં તેની ઘણી રૂડી વર્તણુક નિવડી આવી.

સુવાવડ આરોગ્યતામાં પૂરી થયા પછી રાણીશ્રીએ ખ્રિસ્તમસના તેહેવારો ઘણી સારી રીતે ભોગવ્યા. બાળક ઘણું સુંદર તથા મનોહર હોવાથી, ને તેની નાજુકાઇ ને મનહર મૂર્ત્તિ નિહાળી ઘણી ધણિયાણી આનંદ ભોગવતાં હતાં. યુવરાજકુંવરીનું નામ પાડવાની ક્રિયા કીધા પેહેલાં રાણીને

પાર્લામેંટ ઉઘાડવાનો વખત આવ્યો, ને ત્યાં તે નામદાર પૂર ઉરના ઉમંગથી, પોતાના પ્રાણનાથ સાથે દાખલ થઇ. રાજસિંહાસનની પડોસમાં રાણીપતિની બેઠક હતી. એ સમયે યૂરોપનો સર્વ મામલો ગડબડાટવાળો હતો. ચિન સાથે બાઝયું હતું; સ્પેન અને પોર્ટુગાલ વચ્ચે દુરોની નૌકાવ્યવસ્થા સંબંધી ખટપટ જાગી હતી; લિવેન્ટના સમુદ્રમાં માઠી હાલત હતી; પણ ઇંગ્લંડમાં સર્વપાંતિની શાંતિ હતી.

આજ અરસામાં રાણીપતિ **આલબર્ટને** અકસ્માત થયો, જેમાં રાણીની દીર્ઘદષ્ટિથી બહુ લાભ થયો. બકિંગહામના બગીચામાં હિમવિસર્પેણપાદુકા પ્હેરીને તે રમતો હતો, તેવામાં હિમના ખસવાથી તે પાણીમાં પડયો. રાણીએ તત્ક્ષણે બહુ દીર્ઘદષ્ટિ વાપરીને ઘણી સારી રીતે પતિની બરદાસ્ત કીધી. રાણીપતિને કેટલોક સમય પાણીમાં પડી રહેવું પડયું હતું તેથી સહજ માંદગી આવી.

## ૫—યુવરાજકુંવરીનું નામાભિધાન.

યુવરાજકુંવરીનું નામ પાડવાની ક્રિયા તા૦ ૧૦મી ફેબ્રુવારી ૧૮૪૧મીને દિને બકિંગહામના રાજમ્હેલમાં થઈ હતી. રાજભુવનને બહુ સુશોભિત કીધું હતું. તેને સુન્નેરી રૂપેરી નકસીકામથી શણગાર્યું હતું. નામાભિધાનક્રિયા માટે જોરડન નદીનું પવિત્ર પાણી આણવામાં આવ્યું હતું. મહાચાર્ય કેન્ટરબરી તેના બીજા સહાયકો સાથે, ને ડયૂક ઑફ **વેલિંગટન** સેક્ષકોબર્ગના ડયૂકના ધર્મપ્રતિભૂ: તરીકે હાજર હતો. નામ પાડનારી રાજા ચોથા **વિલ્યમની** વૈધવ્યવતી રાણી **એડીલેડ** હતી, જેણે રાજકુંવરીનું નામ **વિક્ટોરિયા-એડીલેડ-મેરી લ્યુસા** એમ આપ્યું. રાણીપતિએ પોતાની વડવાઇને લખ્યું કે નામાભિધાનની ક્રિયા અચ્છી રીતે થઈ ને તમારી પૌત્રી ઘણી સારી આરોગ્યતામાં છે, કુંવરી સુંદર ને મનોહર છે.

પતિ સમેત રાણીશ્રીએ આ ઉષ્ણકાળમાં ઘણીક રીતની ગમ્મતમાં" તથા આનંદમાં ભાગ લીધો હતો. નાટકશાળાઓની ભેટ ઘણી વખતે લીધી, તેમાં એક ફ્રેન્ચ નૃત્યકરનારી **રિચેલના** ખેલો જોવામાં તો આખુ ઇંગ્લંડ પ્રેમ ઘેલું થયું હતું, તો પછી બીજાની વાત શી? એ સમયે રાણીને તથા તેમના પતિને બહુ રીતે પ્રજા તરફથી સન્માન મળ્યું. મિસીસ **આલીફંટ** નામની એક સહચરી કેહે છે કે એ વખતે તેઓના મુખારવિંદપરનો શોક નાશ પામ્યો હતો, ને પ્રજાની પ્રીતિથી પોતે કૃત્યકૃત્ય થયેલાં માનતાં હતાં.

## ૬—રાજખટપટ ને યુવરાજનો જન્મ.

ગૃહસામ્રાજ્ય યથાસ્થિત નિર્વિઘ્ને ચાલતું હતું, અને યૂરોપમાં લડાઇનાં વાદળાં ઘેરાયલાં હતાં, ત્યારે પાર્લામેંટમાં મારામારી ચાલવા માંડી. તકરારમાં વિરુદ્ધ પક્ષવાળાની એક વધુ મતથી હાર થઈ. નવી ચુંટણી શરૂ થઇ ને ટોરી પક્ષવાળાઓ ૯૧ વધૂ મતથી પાર્લામેંટમાં આવ્યા, એટલે લોર્ડ **મેલ્બાર્ને** રાજીનામું આપ્યું. લોર્ડ **મેલબાર્નથી** છૂટાં પડતાં રાણીને ઘણું લાગ્યું, પણ તેણે જણાવ્યું કે **આલ્બર્ટ** હવે તેને યોગ્ય સલાહકાર ને સહાયક મળ્યો છે, એટલે ચિંતા નહી. ચાર વરસ સુધી તે રાણીને દરરોજ મળવા જતો હતો, પણ **૧૮૩૯** ની ખટપટ પછી તે જરાક છેટે રેહેતો હતો. રાજપુત્ર **આલ્બર્ટ** નિપુણ ને યોગ્ય છે ને યથાર્થ કામકાજ કરશે એમ રાણીને ખાત્રીથી જણાયું. લોર્ડ **મેલ્બોર્નથી** છુટાં પડતાં રાણીશ્રી પોતે લખે છે કે, "એક ભક્તિભાવવાળા ને પૂર સંબંધી વ્હાલા મિત્રથી, ને શ્હાણા પ્રધાનથી છુટાં પડવું એ અતિ શોકાગ્રસ્ત થવા યોગ્ય છે." અને પછી પોતાના પતિના મોં આગળ લોર્ડ **મેલ્બોર્નના** અત્યંત વખાણ કીધાં.

પાર્લામેંટમાં સર **રોબર્ટ પીલ** પ્રધાન થયો. આ ટાંણે, આગળ પેઠે તેને કંઇપિણ કાવતરૂં કરવાનો સમય આવે તેમ હતું નહિ, કેમકે વડા પ્રધાનની સાથે શયનગૃહની સહચરીઓ પોતાની મેળેજ રાજીનામું આપીને વિદાય થઈ. રા-

ણીપતિ માટે પણ સર રોબર્ટે યથાર્થ વિચાર દર્શાવ્યો, કે તે આ વંત ને સુશ છે; એટલે કશી ખટપટ રેહે તેમ નહી હતું. નવા પ્રધાનોએ કારીગરીને લગતું એક કમીશન બેસાડયું જેમાં રાણીપતિને પ્રમુખ કીધો. તે નામદારે કળાકૌશલ્યના સંબંધમાં, જેમ વૃદ્ધિ થાય તેવા વિચાર બતાવ્યા. પછી બ્રિટિશ સેનામાંથી દ્વંદ્વયુદ્ધની રીતિ કાઢી નાંખવાનો વિચાર દર્શાવ્યો.

પણ આ બધા બનાવોની વચ્ચે એક મોટો આનંદદાયક બનાવ બન્યો. તા. ૯ મી નવેમ્બર ૧૮૪૧ ને દિને પ્રિન્સ ઑફ્ વેલ્સનો જન્મ થયો. પ્રભાતના સાત વાગતામાં રાજ્યના વડા સત્તાવાળાઓ બકિંગહામના મેહેલમાં આવી બેઠા હતા. રાણીનાં માતુશ્રી નવ વાગતે આવ્યાં. બે કલાક થયા રાણીશ્રી કષ્ટાતાં હતાં. વિણોપર વિણો આવતી હતી, ને પ્રસવકાળ માટે બહુ આતુરતા બતાવતાં હતાં. બરાબર અગિયાર કલાકે યુવરાજકુંવરના જન્મની થાળી વાગી ને જયજયકાર વર્તાઈ રહ્યો સઘળે સ્થળે આ આનંદજનક વર્તમાન નિવેદન કરવામાં આવ્યા. બ્રિટિશ રાજ્યનો વારસ જન્મ્યો એ આનંદથી લંડન નગરમાં બહુ આનંદ મનાયો. જન્મકાળે રાજમ્હેલમાં તો દોડાદોડી થઈ રહી હતી, ને જ્યાં ત્યાં આનંદનો ગભરાટ થઇ રહ્યો. દાસ દાસીઓમાં ઉમંગ ને હર્ષ સમાયો સમાતો નહિ. રાણીશ્રીની તબિયેત થોડો વખત અસુખી હતી, પણ બે દિવસ પછી તે આરોગ્ય થઈ. ઘણાક અભિનંદનના પત્રો આવ્યા. લોર્ડ મેયર ને લેડી મેયરેસ મ્હોં જોવાને પધાર્યા. રાજપુત્ર આલબર્ટ પણ પુત્રજન્મની વધાઇથી બહુ આનંદને પામ્યો.

યુવરાજપુત્રી ને યુવરાજપુત્રની શિશુપાલિકા થવા માટે ઘણીક સંભાવિત સ્ત્રીઓની અરજી આવી; જેમાં રાણીએ મીસીસ બ્રેગ્રામ નામની એક સ્ત્રી માટે પોતાની સંપૂર્ણ પ્રસન્નતા દર્શાવી. પુત્ર પુત્રીના પાલનપોષણ સંરક્ષણને માટે દશ હજારનું વર્ષાશન આપવામાં આવતું હતું. આ કુંવરકુંવરીના જન્મથી દંપતીને આનંદ આપનારૂં વિશેષ

કંઈજ ન્હોતું. રાણી પોતે પોતાની નોંધમાં લખે છે કેઃ-"એમ ધારવું કે અમને કુંવરકુંવરી છે, જેમાંનું એક તો હાલન મ્હાલન કરતાં શિખ્યું છે (ને ખ્રિસ્ટમસના વૃક્ષ સાથે ખેલે છે) એ તો જાણે સ્વપ્નુંજ છે." તેમજ રાજપુત્ર **આલ્બર્ટે** પણ પોતાના પિતાજીને લખ્યું હતું કે,-'આ તો ખ્રિસ્તમસની અતિ સુંદર સાંઝ છે; કેમકે આજે મને બે બાળકો છે, જેઓને હું ખ્રિસ્તમસની બક્ષીસો આપી શકું.' રાણીશ્રી પોતે એક બીજી વેળાએ અત્યંત આનંદથી લખે છે કે "**આલબર્ટ** ન્હાની પાસી (રાજપુત્રી **વિક્ટોરિયા**) માટે એક સુંદર પોશાક લાવ્યો; તે પ્હેરાવીને બાળકની પડોસમાં બેસી, પોતાની બીઠીને નિહાળતો હતો; અને પરમ પ્રાણપ્રિય **આલબર્ટ** અને હું ઇશ્વરેચ્છાથી બહુ કૃતકૃતાર્થ થયાં છિયે, અને પ્રભુનો મ્હોટો આભાર માનિયે છિયે." ખરેખર એમજ છે-બાળસુખનો આનંદ એવોજ છે. જે પોતાના ઘરમાં રજમાં રમણ કરતા, પડતાં આખડતાં, રડતાં બાળબેળ નિરખે છે તે ખરેખરો સુખી છે. તેનાથી વિશેષ કોણ સુખી હોય? બાળકસુખના આનંદમાં આવેલાં આ બંને દંપતી એટલાં તો હર્ષાવેશમાં હતાં કે જ્યારે પણ કોઇ સંબંધીને પત્ર લખે ત્યારે તો પોતાની હર્ષની ઉર્મિઓ દર્શાવ્યા વગર રેહેતાં નહિ. પ્રિન્સ ઓફ્ વેલ્સ એક માસનો થયો ત્યારે રાણીએ "આપણો પ્રિય પુત્ર" **પ્રિન્સ આફ્ વેલ્સ** ને અર્લ ઓફ્ ચેસ્ટર એવું નામ દીધું. પછી એ કુંવરને માટે રાજચિન્હ સમેતની સઘળી ક્રિયા કીધી.

રાજપુત્ર પ્રિન્સ ઓફ્ વેલ્સનું નામ પાડવાની ક્રિયા વિંડસરના રાજમ્હેલમાં તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૮૨ ને દિને થઇ હતી. આ વેળાનો ભભકો વળી ઓરજ હતો. પૃશિયાનો રાજા પોતે ત્રણ દિવસ અગાડીથી આવ્યો હતો; ને તે મુખ્ય ધર્મપ્રતિભૂઃ તરીકે ઉભો રહ્યો હતો. બીજા પુષ્કળ ઉમરાવ ને અમીરો પણ એ સમારંભમાં હાજર હતા. આપણા

દેશમાં 'ઓળીઝોળી, પિપળપાન, ફોઇએ પાડયા પ્રિન્સ ઑફ વેલ્સ નામ' તેવું કંઈ ત્યાં થતું નથી, પણ સમગ્ર રાજ્યજન સમક્ષ બાળકને ધરીને કુટુંબનું એક વડું એ નામ પાડે છે. આ વેળાએ કેન્ટરબરીના વડાઆચાર્યે **આલબર્ટ એદ્વર્ડ** એ નામ પાડયું. આ નામ સંધીનું છે. **આલબર્ટ** તે પિતામહની તરફનું ને **એદ્વર્ડ** તે મત્તામહની તરફનું નામ છે.

એ ક્રિયા થયા પછી પ્હેલા જ્યોર્જ રાજાના વંશના છે એમ જાણીને પૃશિયાના રાજાને ગારટરનો ખીતાબ આપ્યો; ને તેના ગુંહણપર પોતાને હાથે રાણીશ્રીએ ગારટર વિંટાળ્યો. પછી લઘુભોજન કીધું ને રાત્રિના સેંટ જ્યોર્જના હૉલમાં રાત્રિભોજન થયું હતું. પુષ્કળ ગમ્મત ઉડાવવામાં આવી. દ્રાક્ષારસના શિશાના શિશા ઉડયા, ૩૦ દઝન બાટલીનાં માથાં ભાંગવામાં આવ્યાં, ઉપરાચાપરી સલામતિઓ લેવામાં આવી. આ નામ પાડવાની ક્રિયા માટેનો સઘળો મળીને વિશ લાખ રૂપિયાનો ખરચ થયો હતો!

સર્વપ્રકારે પોતાના પૂજ્ય પૃશિયાના રાજા માટે રાણીએ અત્યંત માન બતાવ્યું હતું. વિંડસરમાં તે આવ્યો તેજ સમે તેના હસ્તનું બેવાર ચુંબન લીધું, તેમ ઘણીક રીતે પ્રેમ પ્રદર્શિત કીધો; ઉત્તમપ્રતિનો સત્કાર કીધો; રાજની રીતે સન્માન આપી, તેની પ્હરોણાગતમાં ખામી બતાવી નહી. પૃશિયાનો રાજા ઘણા સાદા પોશાકમાં હતો, તે છતાં બહુ ઉત્તમ પ્રતિના ગુણો ધરાવતો હતો, એમ ખુદ રાણીજજ કહે છે. યુવરાજ કુંવરના જન્મથી રાણી પોતે અત્યંત સુખ ને આનંદમાં આવ્યાં હતાં, જેના જેવાં કદીજ આનંદી થયાંહશે. એ નામદારે રાજ્ય સંપાદન કીધું, વૈભવ ભોગવવા માંડયો, ઉત્તમ પ્રેમાધિન એવો નાવલો વર્યો, પુત્ર પુત્રીનો જન્મ આપ્યો, રાજગાદી વારસ આપ્યો, ને લોકો વચે અતિશય સ્નેહમમતા વધે તેવાં કર્તવ્યો કીધાં, એથી રાજભક્તિ પણ વધી ને પોતે અત્યંત આનંદને પણ પામી. ધન્યજીવન!

# પ્રકરણ ૮ મું.

## રાજવૈભવ અને ગૃહરાજ વૈભવ.

સુખની સીમાઓ ચોતરફ પ્રકાશીત દેખાવ દે છે; મુગ્ધાવસ્થાનો સૂર્ય ક્ષીતિજમાં ક્ષીણ થયો છે; મધ્યાવસ્થાનો સૂર્ય પૂર્વના અરૂણોદય પેઠે ઝગારા મારી રહ્યો છે; ધીરોદત્ત પ્રાણનાથ નાયક સર્વ પ્રકારે ક્રીડાકૌશલ્ય દર્શાવતો જણાય છે; વૈભવ ને ઐશ્વર્ય પ્રતાપનો પ્રભાવ ચોતરાસાએ વ્યાપી રહ્યો છે; અતિ મહાન્ રાજ્યભારને દંપતી પોતાના બુદ્ધિબળવડે ઉપાડયા જાય છે; પ્રજાનો અનુરાગ દિનપ્રતિદિન વધતો જાય છે; રાજપુત્ર **આલબર્ટ** કૌટુંબિક થયો છે; ઇશ્વર કૃપાથી એક પુત્ર તથા એક પુત્રી સાંપડયા છે, ને તેને વિધવિધના હાલરડા ગાતા રાણી શ્રી વૈભવ ભોગવે છે એ પરમઆનંદદાયી યૌવન સુખ છે. મહીમંડળના કાર્યથી પરવારી રાજદંપતી ક્રીડાકરતા વૈભવ ભોગવે છે, એ જાણે એમ લાગતું કે બીજાઓની ક્રીડા વૈભવ વિડંબણાજ હોય!

### ૧—રાજવૃતાંત.

૧૮૪૨ના પ્રારંભમાંજ અનેક પ્રકારના અવનવા બનાવો બનવા લાગ્યા. હિંદુસ્થાનમાં કંપની બહાદૂરને પોતાનો રાજ્ય કાર્યભાર ચલાવતાં, અફ્ગાનિસ્તાનના અમીર સાથે બન્યું નહી. અફ્ગાનોએ ત્યાં ગયેલા અધિકારીઓ સર **એલેકઝાંડરબર્ન** તથા સર **વિલ્યમ મેકનાટનને** કાંપી નાંખ્યા, ને તેથી બ્રિટિશોને કાબુલ છોડી આવવાની જરૂર પડી. આ બનાવ ઈંગ્લંડમાં તો **એક** માસ પછી જણાયો, ને તે વર્તમાન સાંભલતા રાજપુત્ર **આલબર્ટે** જણાવ્યું કે આ કંઇ ઠીક થયું નહી. અફ્ગાન મૂલકમાં મ્હોટા

સત્તાવાળા સાથે મહારાણીની ૪૪મી રીજમીટનો પણ નાશ કરવામાં આવ્યો. જેમ ખેતરમાં કાપણી કરવામાં આવે છે તેમ કાપણી કીધી; તે એટલે લગણ કે ૧૩ મી જાનેવારીએ માત્ર એકજ માણસ, ડા. બ્રાઇડ, આ કાપણીમાંથી બચેલો, આ મોહોકાણના સમાચાર કેહેવા જલાલાબાદ આવ્યો. તુરતજ બ્રિટિશોએ કાબુલપર ખીબરપાસને માર્ગે ચડાઇ કીધી, કાબુલ જીતી લીધુ; ત્યાંના કેદીઓને મુક્ત કરાવ્યા, પોતાની હાક વર્તાવી, પણ તે તુરતજ ખાલી કીધું, જલાલાબાદને બાળી મુકયું, એવી રીતે જય મેળવ્યો. પણ તેમાં મનુષ્યસંહારનું તો પુછવુંજ નહી. બીજી બાજુએ ચીન સાથે ઘસાતું હતું, પણ નાનકીન કાફલો જઈ પહોંચતાં, ને ચીનઇ પિનાંગનો કબજો લેતાં સઘળો મામલો સ્વસ્થ થઈ ગયો.

પણ સઘળે શાંત થયું ત્યારે ઇંગ્લંડની અવસ્થા બારિક હતી. મેહેસુલમાં ઘટાડો થવા માંડયો, ને વિજયી વિર કોબ્દને ઉશ્કેરણી કરેલા 'કોર્ન લી'ના સંબંધમાં ગડબડાટ ચાલુ થઇ. ગરીબોની અવસ્થા માઠી થઇ પડી; રોજ રોજ ખાવાં ને પીવા માટેનો પોકાર પડી રહ્યો, દીનતા ને હીનતા મોખરે જણાવવા માંડી, ગરીબોનો કકળાટ ખમાય તેવો હતો નહિ, લોકોએ ભૂખમરો ઘણો વેઠયો, ને ઘણું ખમ્યું, પણ હવે તૈયાર ન્હોતા. એટલામાં તા૦ ૩ જી ફેબ્રુવારીએ રાણીએ પંડે પાર્લામેંટ ઉઘાડી ને સૌને શાંતિ મળે તેવુ ભાષણ કીધું. લોકો એ દિને ઠઠબંધ રાણીનાં દર્શનમાટે, ઘર, બારી, અગાસી, છાપરાં ને ઝાડપર ચઢી બેઠાં હતાં; ને રાજસ્વારીનો ને રાજસભાનો દબદબો એવો સરસ હતો કે કોઇના માન્યામાં પણ આવે નહિ. રાજપતિ, રાણીપતિ,અમીર ઉમરાવો અને બીજા સર્વેથી પાર્લામેંટની શોભા વધી ગઈ હતી. સભામાં પ્રવેશ કરતાં રાણીને, અમીર તથા આમે નમસ્કાર કીધા, ને હર્ષથી વધાવી લીધી. એ ક્ષણે પોતાનો પ્રિયનાથ સાથે હતો. પાર્લામેંટ જોગો પત્ર અતિ મંજુળ સ્વરે, ઘણા હૃદયભેદક ને મોહક

વચનોથી ભરપૂર વાંચ્યો, ઘણીક રીતના સુધારાની આશા આપી ને સર્વેને સંતુષ્ટ કીધા. ઘેર વિદાય થતી વેળાએ પણ લોકો તરફથી ઘણો સારો સત્કાર થયો હતો, ને લોકો પોતાનાં દુઃખો ઘણે દરજ્જે ભુલી ગયાં હતાં.

માર્ચ માસમાં રાજા **લિયોપોલ્ડ** તરફથી પત્ર આવ્યો કે રાણીના જ્યેષ્ટ, રાજપુત્ર **અરનેસ્ટ**નાં લગ્ન બેડનની રાજપુત્રી સાથે થનાર છે. આ વૃત્તાંત જાણીને રાણીનું હૈયું તો સવાગજ ઉચું આવ્યું. પોતાના મામાજીને પત્ર લખ્યો કે, "આ વર્ત્તમાન જાણતાં મારૂં હૈડું ઉભરાઇને રેલાઇ જાય છે. એ, અમારા પ્રિય લગ્નને માટે એક નવીજ યાદદાસ્ત આણે છે, કે જ્યારે ભાઇજી **અરનેસ્ટ** અમારી સાથેના સાથેજ હતા. અમારી એવી ઇચ્છા છે કે ભાઈજી **અરનેસ્ટ** પોતાનો આનંદમાસ અમારી સાથે ભોગવે, કે જેથી અમારા સુખવૈભવનાં દર્શન એમને થાય ને એમનાં તે સાથે અમને પણ થાય." રાણીપતિ **આલબર્ટ** આ લગ્નમાં જવાને ઉત્સુક્ત હતો, પણ ઇંગ્લંડના બારિક મામલા વખતે તેમ કરવું એ યોગ્ય નહિ લાગવાથી એ જઇ શક્યો નહિ. ભૂખમરાથી સ્કૉટલંડ અને ઈંગ્લંડની ખાણોવાળા ભાગમાં બંડો થયાં, પ્રદેશમાં અવ્યવસ્થા ચાલુજ હતી, "કોર્ન લા" ની ગડબડાટ જાગતીજોત હતી, **કોબ્દન ને બ્રાઈટ**નો ગડગડાટ જારી હતો, લોકમત કંઈ વિચિત્ર હતું, તેવા ટાંકણાપર કોઈએ પણ ઇંગ્લંડ છોડવું યોગ્ય ધાર્યું નહિ.

## ૨—"રાણીનું પ્લેનટેજનેટ નૃત્ય."

ઇંગ્લંડના ઇતિહાસમાં અપૂર્વ એવું નૃત્ય રાણીશ્રીના સમયમાં થયું છે. એ નામદારે ઇંગ્લંડમાં વેપારધંધાની આવી મંદી હાલત હોવાથી, વણકર તથા કારીગરોને રોજી મળે તે હેતુથી પ્રાચીનકાળના ક્રીડાવૈભવ ભોગવવાનો

ઠરાવ કીધો, ને તેમાં રાજા ત્રીજા **એદવર્ડ** તથા રાણી **ફીલીપીએ** જે નૃત્યકૌશલ્ય દર્શાવ્યું હતું તેવું નૃત્ય કરવાનો ઠરાવ કીધો. દિવસ વસંતના હતા, એટલે પછી ઋતુરાજનાં વખાણ થાયજ નહી. તા૦ ૩ જી મેએ બાલ–નૃત્ય–સ્ત્રી પુરૂષનું નૃત્ય થયું હતું. રાણીશ્રીએ પોતે રાજા **એદવર્ડની** રાણી **ફીલીપીનો** પોશાક ધારણ કીધો હતો. **આલબર્ટ** ત્રીજો **એદવર્ડ** બન્યો હતો. ઘણા અમીર ઉમરાવોએ પણ **ચાસર** અને **ફ્રાઇસરના** પુસ્તકોનો અભ્યાસ કરીને તે કાળને યોગ્ય પોષાક તથા રીતભાતનું અનુકરણ કીધું હતું. બકિંગહામના રાજમ્હેલમાં આ નૃત્યુ થયું હતું. કેટલાક કહેછે કે તેમાં ૧૩૦૦૦ ને કેટલાકના કહેવા પ્રમાણે ૧૮૦૦૦ સ્ત્રી પુરૂષ હતાં. રાજપુરૂષે એક લાખનો પોશાક સજ્યો હતો. અર્લ ઓફ **પ્રેમબ્રુકે** જે વસ્ત્રાલંકાર સજ્યા હતા, તેમાં ટોપીમાં આઠ લાખના હીરા હતા, તથા બીજા ત્રણ લાખના હીરા વસ્ત્રપર ધારણ કીધા હતા; જેમાં એક લાખના હીરા તો એક રાતના, સેંકડે એક ટકાને ભાડે આણ્યા હતા. લોર્ડ **ચેસ્ટરફીલ્ડે** માત્ર આઠ હજારના વસ્ત્ર પહેર્યાં હતાં, ને ઓછામાં ઓછો ને હલકામાં હલકો પોશાક પેહેરેલા અમીરના પોશાકની કીંમત બે હજારથી ઓછી ન્હોતી. જૂદા જૂદા અમીર ઉમરાવો રાજા ત્રીજા **એદવર્ડના** રાજદરબારના અમીરોના નામ ધારણ કરી, ઈતિહાસમાંથી જ્ઞાન મેળવીને તેના જેવોજ પોશાક સજ્યો હતો. રાણીનો તથા રાણીપતિનો પોશાક સ્પાઇટ્ફીલ્ડના કારખાનામાં કરાવ્યો હતો.

જ્યારે બકિંગહામનો રાજમ્હેલ પોતાના પૂર દબદબાથી ઝગારા મારતો હતો, અને રાત્રિના તે જ્યારે દિવસ પેઠે પ્રકાશિ રહ્યો હતો, ત્યારે નૃત્યકુશળજનો પોતાનો પરમ્વલ્લભ વૈભવ દર્શાવવા, હેરકનપોકારસાથ મ્હેલના જૂદા જૂદા ભાગોમાં દાખલ થયા. મહા મ્હોટો સભામંડપ ઝગારા મારતો હતો. આભૂષણ પરિધાન કરેલા અમીરો, આ

મ્હોલમાં પ્રવેશ કરતાંજ એમ માનવા લાગ્યા કે આપણો જન્મ સફળ થયો, કે આજે ઈંદ્રલોકમાં ગયા! એક બીજાનાં આભૂષણો જોઇને, પ્રેમઘેલીને ચકિત થયેલી પ્રમદાઓ પોતપોતાનો મદતો વિસરીજ ગઈ. એક બીજાના શણગાર જોવામાં અન્યોઅન્ય પ્રેમઘેલા થઇ રહ્યા. અમીરો પોતાની પત્નિ સાથે વારંવાર દર્પણમાં જોતા તો તેઓના મ્હોં સમક્ષ હજારો ને લાખો પ્રમદા ને પુરૂષો ડોલતાં હતાં. દર્પણના પ્રકાશથી પૂર્ણ ચંદ્રમંડળ સહિત પૂર્ણિમા શોભતી હોય તેવો દેખાવ થઈ રહ્યો હતો. હારમોનિયમ ને પ્યાનાફોર્ટનો મધુર મધુર રવ રણકી રહ્યો હતો. મંદ મંદ સુગંધનો પ્રવાહ ચોબાજુએ વિંટલાઇ વળ્યો હતો. મધુર મધુર વાગતી વીણાનો ઘોષ તન્મય કરી નાખતો હતો. એક પ્રમદા સાથે બીજો પુરૂષ હસ્તસાથે હસ્ત મેળવી જે ગંભીરતાથી નૃત્ય ખેલતો—તે જોતાં છાઈ રહેલી મેઘલલનાનો રણકો થતો હોય તેવું ભાસતું હતું. અંગનાની અંગ પ્રભાના પ્રકાશથી આખો મ્હેલ રંભામય થઇ રહ્યો તગતગતો હતો. સર્વ અમિર ઉમરાવોની પત્નિની મુખચંદ્રિકાએ જાણે ચંદ્રને લજ્જાયુક્ત કીધો હોય તેવો દેખાવ જણાતો હતો. હિરાઓના તેજથી ચોમેર પ્રકાશ પ્રકાશ થયો હતો, ને તેથી આંખોને ઝાંઝવાં વળતાં હતાં. પ્રમદાઓનાં અંગપર ધારણ કરેલા હારોના આન્દોલનથી દર્પણમાં અલૌકિક નૃત્ય થઇ રહ્યું હતું; ને તેમના ધીમા અવાજથી એક જાતનો ગેબીનાદ થતો હતો. તાતાથૈ, તાતાથૈ, તા થૈ થૈ, તા થૈ થૈના મનમોહક નાદથી સર્વને ચિત્રમય આલેખી લીધા જેવા જણાતા હતા. એકેકનો પ્રભાવ ને વૈભવ જોઇને કેટલીક પ્રમદાઓ અસૂયાયુક્ત પોતાના પ્રિતમોને કંઠે વળગી, સ્વાત્મસંતોષ માટે, તેના દોષ દાખવી, પોતાની વડાઇની વાર્તા કરતી હતી. કોઇકિ ઇર્ષાળુ પ્રમદા, પોતાનો પતિ બીજીજ સાથે ક્રીડા રમે છે, તે જોઇ બળાપો કરતી જણાતી હતી; ને ક્ષણવાર પછી તે પોતે ત્રીજા સાથે

ક્રીડામાં સામેલ થઇ જતી હતી. યુવતીઓના વસ્ત્રો વખતો વખત, ક્રીડાકૌશલ્ય દર્શાવતાં અવ્યવસ્થ થતાં તો આખા મંડપમાં એક જાતનો છુપો હારયાર્ણવ ઉભરાતો હતો. એવી રીતે મદનરસ આખા મ્હોલમાં એવો છવાઈ રહ્યો હતો કે મોટમોટા કવિજનો પણ તેનું વર્ણન કરતાં હારી જાય. તેવી નૃત્યલીલા, પ્લેનટજનેટ રાજા રાણીની નૃત્યલીલાનું ભુવન, મહારાણી શ્રીએ ૧૯મી સદીમાં બકિંગહામના રાજમ્હેલમાં આણી મુકયું હતું. વેગમાં આવેલી રમણીઓ ઉપરાઉપરી તાલો લઇને રસવર્ધનહારી ચુટકાઓ બતાવતી હતી. આ રાસલીલા—આજ નૃત્યક્રીડાનો વૈભવ એ અમરાપુરીની રંભાઓનો વૈભવ થઈ રહ્યો હતો. જેમ ચંદ્રને જોતાં ચકોરનાં લોચનો તૃપ્ત થતાં હતાં નહિ, તેમ અન્યોઅન્ય નિરખવાને સર્વેને અચ્છું તાન લાગ્યું હતું. પગના ઠમકારાનું જોર નરમ પડયું હતું નહિ, અને આખી રાત્રી આ રીતે નૃત્ય ચાલુ રહ્યું ત્યાંસુધી કોઇપણ થાકયું હતું નહિ.

રાત્રિના એક કલાકે, **ટીપુ સાહેબનો** તંબુ, જે ડયૂક ઓફ **વેલિંગટન** મૈસોરના ઘેરામાંથી લાવ્યો હતો, તે તંબુમાં સર્વે મંડળી ભોજન માટે ગઈ. રાજટેબલપર સર્વે સુવર્ણમયજ હતું. સર્વે મંડળી વારાફરતી આવતી હતી રાણીશ્રીએ પોતે વાળુ પછી નૃત્યમાં ભાગ લીધો. એક બાજુએ રાણી ને રાજપુત્ર **જ્યોર્જ કેમબ્રીજ** તથા સમીપે ડયૂક ઑફ **બોફોર્ટ** અને ડચેસ ઓફ **બેકેલ્યુ** નૃત્ય કરતાં હતાં. રાણીશ્રી રાત્રિના પોણાત્રણે નૃત્યગૃહમાંથી વિદાય થયાં, પણ નૃત્ય તો સવાચાર સુધી જારી હતું. આ રીતે ઇતિહાસમાં અપૂર્વ એવો મ્હોટો નૃત્યસમારંભ રાણીશ્રીના રાજ્યનો પુરો થયો હતો.

એક પખવાડિયાં પછી સ્પાઇટ્ફીલ્ડના વણકરના આશ્રયમાટે કોવેન્ટ ગાર્ડન નાટયગૃહમાં નૃત્ય થયું હતું, ત્યાં રાણી શ્રી પધાર્યાં. તે પછી બીજી પણ કેટલીક જગ્યાએ ઉપરાચાપરી, પરાર્થ કાર્ય માટે પધાર્યાં હતાં. રાણીએ પોતાના આવા વિનયવંત કૃત્યથી, પરાર્થ પરમાર્થ અને સહૃદયતાથી

બહુ મોટી કીર્તિ મેળવી. તેના વખાણ ચોબાજુએ ગાજી રહ્યા, તેની કીર્તિની પ્રભાઓ બહુ લાંબે પ્રકાશ આપવા લાગી.

## ૩—પ્રાણસંકટ.

પ્રજાપ્રતિપાળક માતુશ્રી રાણીશ્રીપર એક બીજું પ્રાણસંકટ આવી પડયું. તા. ૩૦ મી મેના સંઝયાટાણે એ નામદાર ફરવા જવા નિકળ્યાં, એટલામાં રાજમાર્ગમાં સાત ફીટ દૂરથી **ફ્રાન્સિસ** નામના એક તરૂણે પિસ્તોલ ફોડી. રાણી તો શાંત રહી, અને તુરત **ફ્રાન્સિસને** પકડવામાં આવ્યો. પોતાના કૃત્ય માટે તેણે કંઇપણ ખુલાસો આપ્યો નહી. આ બનાવે પાછો ઈંગ્લંડમાં તથા પાર્લામેંટમાં ગભરાટ કરી મુકયો. એ પછી રાણી ને તેમના પતિ 'રૉયલચેપલ'માં રવિવાર હોવાથી પ્રાર્થનામાટે જતાં હતાં, તેવામાં એક માણસ લોકોના ટોળાંમાંથી બહાર આવ્યો ને પિસ્તોલ તાકી હતી. આ બીજા બનાવથી રાણીની આરોગ્યતા બગડી, ને તે બેચેન જણાઈ. ડાકટરોની સલાહ પ્રમાણે બહાર જવું મોકુફ રાખ્યું નહિ. બીજી વેળાએ પિસ્તોલ લઈને આવેલા માણસે તો એટલે લગણ હિંમત ચલાવી, કે તે પિસ્તોલ ગાડીમાં ફેંકી દીધી. આ વર્તમાન એક સહચરિ આ પ્રમાણે આપેછે:— 'બનાવ એવો તો વિસ્મયકારક હતો કે કોઇપણ માણસ ગભરાયા વગર રેહે નહિ, પણ રાણી ને **આલબર્ટ** તદન નિશ્ચળ રહ્યાં; અને ઇશ્વરે અમારી જીંદગી બચાવી એ તેનો મોટો પાડ, કેમકે ગાડીમાં પિસ્તોલ ફુટત તો કોઇનો પણ જાન લેતેજ. વળી દરેક વખતે લોકોએ "ચિરાયુ રહો" એવા હર્ષઅવાજથી રાણીને વધાવી લીધી હતી. બીજી વેળાએ જ્યારે રાણી ઘેર આવી ત્યારે **ડચેસ ઓફ કેન્ટ** અત્યંત ગદગદિત થઇ હતી, પણ રાણીએ તેને બહુ ધીરજ આપી. રાણીને માટે એવું કહેવામાં આવ્યું છે કે આ સઘળા બનાવો તેની ધીરજની ઘણી મજ-

બુત કસોટી હતી. એ સદાજ શાંત રેહેતી હતી, ને એ ન-મદાર દુઃખમાં કે આપત્તિમાં કદીપણ ગભરાઇ નથી.'

એજ દિવસે રાણી પોતે રાજવંશીનાટયસંગીતગૃહમાં, પોતાને ઇશ્વરે આરોગ્ય રાખી છે એમ દર્શાવવા ગઇ હતી. અત્રે રાજગીત ગવાયું ને લોકોએ જયજયકારના પોકારથી વધાવી લીધી. બીજે દિવસે સભાઓ તરફથી ધન્યવાદના પત્રો આવ્યા. ઇટનની પાઠશાળાના વિદ્યાર્થિના ધન્યવાદના પત્રો સમયે બહુ અચ્છો રંગ જામ્યો હતો. એજ વખતમાં વિંડસરથી લંડનલગણની પેહેલવહેલી રેલવે મારફતે રાણીએ મુસાફરી ૨૫ મીનીટમાં કીધી. રાજમાતાપર પ્રાણસંકટ આણનાર **ફ્રાન્સિસ**ની તપાસ થઇ ને તે દોષિત ઠરવાથી દેહાંતદંડને પાત્ર ઠર્યો. આ સમાચાર જાણતાજ તે પિંજરામાં બેશુદ્ધ થઇ ગયો. રાણીએ પછાડીથી તેને તારમાનિયામાં જન્મદેશનિકાલ કીધો.

બીજું સંકટ તા૰ ૩ જી જુલાઇએ આવ્યું હતું. બેલજીયમના રાજા સાથે રાણી દેવલમાં જતાં હતાં, ત્યારે **વિલ્યમ બીન** નામના એક જડસાએ પિસ્તોલ ફોડવાનો પ્રયત્ન કીધો. પેહેલે પોલીસે તો એ બનાવપર લક્ષ દીધું નહી. પણ એક ડેસનેટ નામના માણસે **બીન**ને પકડયો, ને તેનીપિસ્તોલમાંથી દારૂ, કાગળો વિગેરે મળ્યા. તે પોતે આ ગુન્હો જાણી જોઇને કરવાતૈયાર થયો હતો. બીને પોતાના બાપને એકાદ દિવસ અગાડીથીજ લખ્યું હતું કે "બંદા કંઇ નવું જુનું કરશે, માટે તમારે હવે તમારા દીકરાને દુનિયામાં જોવાની આશા રાખવી નહિ." **બીન**ના પ્રયત્નની ખબર રાણીને તો છેક રાજમ્હેલમાં પડી. **રોબર્ટપીલે** એકદમ આવીને રાણીના પતિ સાથે વિચાર કીધો કે હવે કરવું શું ? રાણી પોતે આવા ઉપરાચાપરી સંકટથી ક્ષણભર ગભરાઇ ગઇ, ને આંખમાં ઝલઝલિયાં આવ્યાં. વડા પ્રધાને એક બીલ પાર્લામેંટમાં રજુ કીધું, ને તેમાં એવું ઠરાવ્યું હતું કે

આવી રીતની કોઇપિણ વર્તણુક કોઇપણ માણસ રાજપુરૂષો પ્રત્યે ચલાવે તો સાતવરસ તરીપાર કરવો; ને વળી તે દોષિતને ૫ટકા બાંધી મારવા કે ત્રાસ પડે. **બીનને** તો માત્ર ૧૮ મહિના જેલવાસ કરાવ્યો હતો.

આવા બારિક મામલામાં વળી ડયૂક ઓફ **ઓર્લિયન્સ** મરણ પામ્યો. તા૦ ૩૧ મી જુલાઇએ તે પોતાની ગાડીમાં ફરવા જતો હતો તેવામાં ઘોડાઓએ તેને ફેંકી દીધો, ને તત્ક્ષણે મરણ પામ્યો. ફ્રાન્સના રાજકુટુંબને રાણીએ શોકથી ભરેલો દિલાસાપત્ર મોકલ્યો. ડચેસને લખ્યું કે "મારી રાંકડી પ્રાણસખી લ્યુસી ! તેને માટે મને કેટલું લાગે છે." તે પછી તેના શોકમાં નિરાંત વળે તેવા બે શબ્દો લખ્યા હતા, જેબ્લું દિલાસાયુક્ત હતા. આ મરણથી રાણી અત્યંત દિલગિર થઇ. પણ સદાકાળ કંઇ તેવું રહેતું નથી.

**મેંડલસોન**નામનો એક ગવૈયો રાણીની મુલાકાતે થોડા સમયમાં આવ્યો. તે બહુ મોટો ઉસ્તાદ હતો. તેનાથી બંનો દંપતી આનંદ પામ્યાં હતાં. **મેન્ડલસોન** પોતેજ કહે છે કે, 'રાણીનું ઘર તે ખરેખરૂં ઘરજ છે.' રાજપુરૂષ સાથે તેણે અચ્છી રીતે વાજીત્રકૌશલ્ય દર્શાવ્યું હતું. રાજપુત્ર **આલબર્ટ** સાથે કેટલીક વાર સ્પર્ધા ચાલતી હતી, ને તેમાં એક બીજાથી હારી જાય તેવા ન્હોતા. રાણી પણ પોતે આ સ્પર્ધામાં સામેલ થઇ હતી. વાજીત્રપર એક વખતે જૂદા જૂદા તો એક વખતે સંયુક્ત આલાપથી એક બીજા પોતાનું કૌશલ્ય દર્શાવતા હતા. સઘળા મળીને પાંચ જણ હતા, ને પાંચે જણે વારાફરતી પોતપોતાનો હુન્નર એવી તો સરસ રીતે બતાવ્યો કે ઉસ્તાદજી તો છકજ થઇ ગયા. આવી રીતની ગમ્મતમાં ઘણો કાળ ગયો. જ્યારે ગવૈયો પાછો ફરવાનો હતો, ત્યારે તે પોતે એટલો બધો તો તલ્લીન થયેલો કે આ રાજમ્હેલમાંથી તેને બહાર નિકળવાનું મન થયું નહી. તેના રોજના રાગતાનથી આખો મ્હેલ ગાજી રહેતો હતો, ને

સર્વ પ્રકારે આનંદનાદ છવાઈ રહ્યો હતો. પોપટ ને મેનાઓ પણ આ મોટા રાગતાનમાં પોતાની ઉસ્તાદી બતાવતાં હતાં, ને આ સુખભુવન જોવાથી સર્વે જન આનંદ સહિત આશ્ચર્ય ને પ્રાપ્ત થયું હતું. મેંડલસોન રાણીના ગૃહાચારનું જે વર્ણન આપેછે તે જોતાં તે નામદાર પૂર્ણ કુશળ સ્ત્રી, જે પોતાનું ગૃહરાજ્ય યથાવિધિ ચલાવવાને શક્તિમંત છે તેવી જણાય છે.

## ૪—સ્કૉટલંડમાં પ્રવાસ.

રાજવૈભવયુક્ત રાણી ઇંગ્લંડથી બહાર કોઈવેળા પ્રવાસે ગઇ નથી, પણ આ વરસે તેનો વિચાર ફ્રાન્સમાં જવાનો હતો. પરંતુ એટલામાં ફ્રાન્સના રાજવંશીમાં મરણ થયું. બેલજિયમમાં મામાને ત્યાં જવાય તેમ નહોતું. એ-ટલે તેઓએ તાત્કાળમાં તો સ્કૉટલંડના પ્હાડો ને પર્વતો, નદી નાળાં ને વનંવાટિકાઓ, સરોવરો ને કીલ્લાઓ, કુદરત ને ઐશ્વર્ય જોવા જવાનો વિચાર કીધો. યૂરોપમાં બેજ જગ્યા જોવા યોગ્ય છે; એક સ્કૉટલંડ ને બીજું સ્વિ-ટ્ઝર્લૉડ. ઇંગ્લંડમાં કુદરતી કંઈજ નથી. ત્યાંનો વૈભવ ને ઠાઠમાટ જોવા જોગ ખરો, પણ કુદરતની લીલાઓ, વનવૃક્ષની ઘટાઓ, ને નદિ નાળાંના પ્રવાહના અવાજો, જે કાનને તન્મય સચ્ચિદાનંદનો ભાસ ઉત્પન્ન કરનારા છે તેવું કંઇજ નથી. સ્કૉટલંડ તો લીલોતરીનો બગીચો છે, કુદરતનું ઘર છે, ઐશ્વર્યનું સદ્ભુવન છે. ત્યાં ઠામઠામ ને ડગલે ડગલે લીલા જોવામાં આવે છે. એક કવિ કહે છે કે સ્કૉટલંડ એ "શૂરવીરનું ધામ, અને અદ્ભૂતપણાંની વાટિકા છે."

ઇંગ્લંડના રાજવંશમાંથી પૂર્વાપર ચાર્લ્સ ૧ લો તથા ચાર્લ્સ ૨ જો સંકટસમયે સ્કૉટલંડમાં ગયા હતા, પણ જેમ્સના વખત પછી માત્ર જ્યોર્જ ૧ લો અલપઝલપ જઈ આવ્યો હતો. રાણી વિક્ટોરિયા સ્કૉટલંડના પ્હાડોની સેલગાએ આવનારી છે એ વર્તમાન ત્યાં નિવેદન

થતાં મહા મોટો ઠાઠ મચી રહ્યો. એડિનબરોના રાજનગરમાં તો સૌંદર્યલીલાની હદ વાળવામાં આવી હતી. રંગ ને રાગ ને દેખાવ અને લીલામાં ઘણો વધારો કીધો હતો. એડીનબરો મૂળેજ અતિશય મ્હોટું સુખઆનંદનું ધામ ગણાય છે, તેમાં રાજવંશનાં માનમાટે જે કંઇ થાય તે થોડું. શિકારની સઘળી ગોઠવણો થઇ રહી હતી; વનવાટિકા ને કુંજલતાઓને શણગારી હતી; પર્વતો ને ખીણોનો બહાર વધાર્યો હતો; અને તેમાં કુદરતે પણ આશ્રય આપ્યો હતો.

રાણી શ્રી, પોતાના પતિ સાથે, ૧૮૪૨ની ૨૦મી આગસ્ટે પ્રભાતના વિંડસરના મ્હેલમાંથી સ્કૉટલંડની મહાયાત્રા અર્થે નિકળ્યાં. લંડનથી વુલવીચ ગયાં, ને ત્યાંથી લોર્ડ એડોલ્ફ ફિટ્ઝ ક્લેરન્સના તાબાની રૉયલ જ્યાર્જ યાટમાં બેસી તુલબરી ગયા. અત્રે રાણી એલિઝાબેથના સંબંધની ઘણીક વિખ્યાત વાર્તાઓ ચાલે છે. બંદરપર યાટ લંગરવાર થતાંજ સેનાએ શિર નમાવી, વંદન કીધું ને કિલ્લા તરફથી તોપો ફુટી. ડક્કાપર પુષ્કળ લોકો રાજપુરૂષના દર્શનાભિલાષથી ભેગું થયું હતું, પણ યાટ રાજવંશીઓને લઇને અગાડી ગઇ. માર્ગમાં સઘળા કિલ્લા ને દીવાદાંડીપર રાજભક્તિનાં ચિન્હ માલમ પડતાં હતાં. ઈપ્સવિચ, મડરલેંન ને ડંડીનું એથેન્સ, બરવિકમાં પુષ્કળ સત્કાર થયો. બરૂવિકમાં તો લોકોનો ઉમળકો એટલો અપૂર્વ હતો કે રાણીને તુતકપર આવીને દર્શન આપવા પડયા, અને ત્યારે પ્રજાની તરફથી એટલો મોટો કોલાહલ થઈ રહ્યો કે કાને પડયું સંભળાય નહિ.

પ્રભાતના નવ વાગ્યા ત્યારે રાજવંશીઓ ગ્રાન્ટનપિયરમાં દાખલ થયા. એ દિવસે તા. ૧લી સપટંબર હતી. ડ્યૂક ઑફ બકલેકના રાજમેહેલ ડૉલ્કીથમાં તેઓ સીધાજ ગયાં. એડીનબરોના સત્તાવાળાઓ રાજપુરૂષના સત્કાર માટે તત્પર ન્હોતા, તેથી સઘળું તાત્કાળ બજાવવું પડયું. રાત્રિના નગરમાં

મોટી રોશની કરવામાં આવી. આસપાસના ગામડાંમાથી પુષ્કળ લોક આ મિલાવડો નીરખવાને ઉતરી પડયું હતું. સ્કૉટલંડમાં સર્વ સ્થળે અનેક પ્રકારની ધામધુમ થઈ રહી હતી. એ દિવસે સમુદ્રશ્રમ રાણીને લાગવાથી તેઓ સર્વ પ્રકારે આ સ્કૉટલાંડની હરિયાલીની લીલામાં ભાગ લેવાને તત્પર ન્હોતાં. પણ તા. ૨જીએ તૈયાર થયાં. પ્રભાતમાંજ દૈલહૌસ તથા મેલવિલના કીલ્લાઓની ભેટ લીધી. તા. ૩ જીએ રાજસ્વારી કાઢવામાં આવી, ને ત્યાંથી એડીનબરો નગરમાં પ્રવેશ કીધો. મધ્યાન્હ થયા ન્હોતા તે પહેલા સ્વારી નિકળી. રાજરથની આસપાસ સ્કૉટલંડના ધનુષ્યધરો રાજપુરૂષના રક્ષણાર્થે ફરી વળ્યા હતા. નગરસમીપ આવતાંજ કીલ્લાપરથી ધડડડ તોપના અવાજો થયા. જયજયકારના મેઘગર્જના જેવા પોકાર વચે નગરની સીમાપર આવ્યાં. તુરત નગરના મુખ્ય સત્તાવાળાએ નગરની કુંચી રાણીશ્રીના હાથમાં મુકી, ને સર્વ તરફથી "ઘણું જીવો **વિક્ટોરિયા**" નો પોકાર ઉઠાવવામાં આવ્યો. અહિંયાં કેલટિક સોસૈટીના સભ્યો, પોતાના પ્રાચિન પ્રસિદ્ધ પોશાકમાં રાજપુરૂષને માન આપવા ઉભા હતા. હાઈલેંડની રીતિપ્રમાણે રાજપુરૂષના આવતાંજ ધન્યવાદ આપ્યો: ને અત્યાનંદ સાથે રાણીશ્રીએ તે સ્વીકાર્યો. રૉયલ એક્સચેંજ નજીક આવતાં લોર્ડ પ્રોવેસ્ટે નગરનું માનપત્ર આપ્યું ને તે સાથે નગરની કુંચી ફરીથી રાણીના સ્વાધિનમાં દીધી. કુંચી હાથમાં લઇને રાણીએ ઘણા મંજુલ, લાવણ્યયુક્ત સુસ્વરથી પ્રતિઉત્તર દીધો:– "લોર્ડ પ્રોવેસ્ટ, માજીસ્ટ્રેટ અને કાંઉસીલના પૂર્ણ વિશ્વાસપર આ કુંચી હું પાછી સ્વાધિન કરૂં છું." ત્યાંથી રાજસ્વારી હાઇસ્ટ્રીટ ને લાઉન મારકીટ તરફ વળી. કીલ્લા તરફ આવતાંજ સર **નિચુળ ડગલાસ**, સેનાધિપતિએ આવકાર આપ્યો; પછી તેઓ એડીનબરોનો હોલીરૂડનો પ્રસિદ્ધ કીલ્લો જોવા પધાર્યાં, ત્યારે તેમની સાથે પુષ્કળ અમીર ઉમરાવો હતા. અત્રેથી આખા નગરનો રળિયામણો

દેખાવ જોઇને સર્વેને અત્યાનંદ પ્રાપ્ત થયું. "મોન્સમેગ"નામની મ્હોટી તોપ જોઈને રાણીશ્રી બહુ આશ્ચર્ય પામી. આ રળિયામણો દેખાવ તથા ફર્થ ઓફ ફોર્થ, જે અત્રેથી દેખાતો હતો; તે જોતાં રાણીશ્રીને કુદરતીલીલાનો બહુ ઉંચો વિચાર આવ્યો. દરિયાના ઉછળતાં મોજાં, હીમ ને ધૂમસનું પડવું એ વળી વધારે રમિણય દેખાવ હતો. રાણી મેરીનો મેહેલ ને પેહેલા જેમ્સની જન્મભૂમિ નિરખી તેઓ બહુ આનંદ પામ્યાં. ઐતિહાસિક સર્વ જગ્યાઓ જોવામાં બંનો દંપતી અત્યંત રમુજ લેતાં હતાં. એ સર્વ બાબતો એઓને અત્યત આનંદ આપનારી હતી. કીલ્લામાં ફરીને હિલકેસ્ટલમાં ગયાં. માર્ગમાં, બેંકસ્ટ્રીટ તરફ વળતાં, બાંધેલી ગેલરીમાંથી, રાજસ્વારી ગયા પછી લોકોના કુલાહલમાં તે તુટી પડી ને ૫૦ માણસો ઘાયલ થયાં; ને બે મરણ પામ્યાં. બીજા મ્હોલ્લાઓમાં તો લોકોને ઉભા રેહેવાની જગ્યા નહોતી, એટલું લોક ભેળું થયું હતું.

કેસ્ટલ હીલ તરફ જતાં, માર્ગમાં એક વૃદ્ધ સ્ત્રી રાણીના મુખચંદ્રના દર્શન માટે એટલીબધી આતુર હતી કે પેહેરેગીરો કે કોઈની પણ દરકાર રાખ્યા વગર દોડી આવી. તેને એક પેહેરેગીરે અટકાવી, ત્યારે કહ્યું કે, "શું મને રાણીના દર્શન નહિ કરવા દે?" એમ તેને તતડાવી ઠેઠ રાજરથ આગળ તે આવી ને હર્ષાવેશમાં કહ્યું:-"શું એજ રાણી કે, એજ રાણી કે? અહા! કેવો આનંદદાયક દિવસ! ખરેખર સુશીળ સ્ત્રી!" માત્ર તે ડોસીએજ રાણીને આ રીતે જોઇ નહિ, પણ તે નામદારે સર્વને યોગ્ય દર્શન દીધાં. બીજો એક બનાવ એજ વખતે રાણીશ્રીની ચપળતાનો જણાવવામાં આવે છે. એક ગૃહસ્થે રાણીના નગરપ્રવેશને દિવસે પોતાના સેવકને પુછયું: 'કમરે જોન,તેં રાણીને જોઇ કે?" "હાં કે છાબ, બહુ સારી રીતે છાબ!" "તેં!શું ધાર્યું તેને માટે?" "રે છાબ શું કહુંરે છાબ, પેહેલે તો કહું કે મુને બહુ ગભરાટ છુટેલો, કે વરી રાણી તે કેવી હશે! પણ ઇન્ના જ્યારે તે પાસે આવે-

લી કેની છાબ, ત્યારે તો ફોફ્રા તે બહુ હુશિયાર માલમ પડેલી. મેં તે-ને છલામ કીધેલી, જો ને છાબ, મને તીને પણ કીધેલી. છાબ! તે બહુ શાણીરે બહુ, અસ્ત્રીનો હેંકાર તો મલેજ નહિ."

એડીનબરો છોડયા પછી રાજસ્વારી ડેલમીતીની કુંજમાં આવી. ત્યાં અર્લ ઓફ રોસબરીએ ઠુંગોપાણી કરાવ્યાં. અત્રે ગોઠવણ કીધી કે રાણીશ્રી ફ્રોથના આખાતની લીલા જોવા બહાર નિકળે, પણ એટલામાં તો મેઘલાએ ગજબ કીધો. સર્વ રંગમાં ભંગ થઇ ગયો. લોકો વિખરાઇ જવા માંડયું. ઝીણી ઝીણી બરફની રજકણથી દેખાવ અલૌકિક થઇ રહ્યો. બપોરના મેઘલો નરમ પડયા પછી રાણીશ્રી, પ્રાણનાથ સા-થે ડીલ્કીથના મેહેલમાં જવા નિકળ્યાં, ત્યાં માર્ગમાં લીથના લોક તરફથી માનપત્ર આપવામાં આવ્યું.

બીજે દિવસે વિશ્રાંતિવાર હતો. સ્કૅાટલંડ અતિ ધર્મવંત નગર છે, ત્યાં રાણીને આ પહેલોજ દિવસ હતો. ડીલ્કીથના દેવલમાં રાણીશ્રી બપોરના પ્રભુપ્રાર્થના માટે ગયાં. આ બાબતમાં થોડો વખત સુધી વ-ર્તમાનપત્રોમાં બડી ગમ્મત ઉડવા માંડી. પ્રેસબીટેરિયન ધર્મમતવાળાઓ, રાણીશ્રી પોતાને ત્યાં નહિ પધાર્યાં તેથી ગુસ્સે થયા, ને તેઓ પોતાના ધર્મને અપમાન• મળેલું સમજવા લાગ્યા. જો કે રાણીશ્રી કોઇની પણ લાગણી દુભવવાને જરાપણ ઇચ્છતાં ન્હોતાં. સોમવાર તા૦ ૫ મીએ ડીલ્કીથમાં લેવી ભરવામાં આવી, જે વેળાએ સ્કૅાટલંડના અતિ કુલીન, શિવલરીના યોદ્ધાઓના વંશો, અને બીજા પ્રતાપીઓ હાજર થયા હતા. દરબારી મ્હેલ હોલીરૂડ વાપરવામાં નહિ આવ્યો તેનું કારણ બીજું કંઇજ નહિ, પણ તે લત્તા તરફ એક જાતનો તાવ લાગુ પડયો હતો. એજ દિવસે ઘણાંક માનપત્ર આપવામાં આવ્યાં, જેમાં સ્કૅાટલંડનાં ચર્ચના માનપત્ર-નાં પ્રતિઉત્તરમાં જણાવ્યું કે તેઓએ જે સદ્ધર્મની પ્રશંસા કીધી

છે તે બહુ સંતોષદાયક હતી. એમજ ગ્લાસગો, એડીનબરોની યુનિ. વરસીટી, સેંટએંડ્રુસ અને એબરદીન તરફથી પણ માનપત્ર આવ્યાં હતાં. તા૦ ૬ ઠીને દિને **ડિટ્કીથથી ક્વિન્સફેરી** જોવા ગયાં. ત્યાંથી **નાર્થ ફેરી** થઇ, **ડુપલીનગઢમાં** અર્લ ઓફ **કીનોઅલ** સાથે ભોજન લીધું, તે પછી સન્માનપત્ર આપવામાં આવ્યું, ને રાત્રિની નિદ્રા અર્લ ઑફ **મેનફિલ્ડના સ્કોન**ના મેહેલમાં લીધી હતી. બીજે દિને પ્રાતઃકાળમાં **પર્થ**ના સત્તાવાળાની ઇચ્છાથી **ગિલ્ડ્રી બુક** નામની નોંધવહી રાખવામાં આવે છે, તેમાં દંપતીએ સ્વહસ્તે નામ લખ્યું. આવી નોંધવહી ઇંગ્લંડ સ્કૉટલંડમાં ઘણે સ્થળે છે; ને તેમાં જે રાજપ્રવાસી હોય તે પોતાના હસ્તાક્ષર પાડે છે.

**પર્થ**થી નિકળેલા ટેમાઉથગઢમાં ગયાં. આ વનભૂમિ સદા સર્વદા લીલોત્રીથી ભરપૂર રહે છે, જે જોતાં બહુ આનંદ ઉત્પન્ન થયો. ડન્કલ્ડમાં ૧૦૦૦ ધનુષધર સહિત લોર્ડ **ગ્લેનલિયને** રાણીશ્રીનો સત્કાર કીધો. રમતગમત સાથે અત્રે આનંદનો પાર ન્હોતો. આપણા દેશમાં ભીલભીલડીના નૃત્યો થાયછે તેવા નૃત્યો સ્કૉટલંડના પહાડી મુલકમાં થાયછે. આ નૃત્યો જોવાને રાણી તથા રાજપુત્ર **આલબર્ટ** નિકળતાં, ને તે જોઇને આનંદ પામતાં હતાં. **ટેમાઉથગઢ** જતાં રાણીએ આ પહાડી દેશના ઘણા વખાણ કીધાં, ને એટલે લગણ કહ્યું કે આ વનવાસીઓના સુખનો કશો પાર નથી. **ટેમાઉથગઢ**માં પ્રવેશ કરતાં સન્માનાર્થે અચ્છી આતશબાજી થઈ હતી. રાત્રિમા બંને દંપતીએ વનવાસ, પ્હાડવાસીના નૃત્યો જોયા. બીજે દિવસે રાણિપતિ **આલબર્ટ** મૃગયા ખેલને નિકળ્યો. શિકારી તથા માણસો સાથે મળી ૧૫૦ હતાં. રાણીપતિએજ ઓગણીશ હરિણના પ્રાણઘાત કીધા, તે શિવાય બીજા જનાવરોનો શિકાર કીધો તે જૂદોજ. એ આખો દિવસ રાણીએ કુંજવાટિકાઓમાં ફરી કાઢયો. કુંજમાં ફરતાં ફરતાં

તે નામદાર દધિમથનગૃહમાં ગયાં, જ્યાં એક ગોપકન્યાએ રાજસેવા બજાવવા દહી દુધ તથા પાંઉ લાવી આગળ ધર્યું, જે અત્યંત પ્રેમાસક્ત થતાં રાણીશ્રીએ પ્રાસન કીધું. તા૦ ૯ મીએ ડ્યૂક ઑફ્ **બૅકલક** નૃત્ય ક્રીડા કરાવી હતી.

**ટેમાઉથગઢ**ને છોડયા પહેલાં રાણીએ પોતાના હસ્તકમળથી ઑક અને ફેરજાતનાં વૃક્ષ, જે પરમ્‌કલ્યાણસૂચક કહેવાયછે, તેની રોપણી કીધી. પછી **ટેન** સરોવરપર ગયાં. સરોવરના મધ્યમાંથી સ્ટિમર ચાલતી હતી, ત્યાંથી જે રમણીય દેખાવ જણાતો હતો તેવો કવચિતજ જોવામાં આવ્યો હશે. નિર્મળ પાણી અને તેમાં પડતો વનપર્વતનો પડછાયો, ને સ્ટીમરની પાણીમાં પડતી આકૃતિ એ સર્વેથી બહુ રમણીય લાગતું હતું. પહાડોમાંથી છરછર પાણી પડતું હતું, અને કદી કદી ઝરમર ઝરમર મેહુલો વરસતો હતો; એટલે "રંગ રંગ આ લીલા, લીલોત્રીએ કીધી ઘણી મઝા" એમ તાનમાં આવીને નાવિકો ગાવા મંડયા. **એકમોર** ઉતરી ત્યાં હુંગો પાણી લઇને, અત્યંત રમણીય એવી અરણ્યલીલા નિરખતાં, વન પર્વતો ને સરોવરો કુદાવતાં તેઓ **દ્રુમંદગઢ**માં જઇ પહોંચ્યાં. લોર્ડ અને લેડી **વિલોગબી અર્સબીએ** તેમની સારી પરોણાગત કીધી. **દ્રુમંદગઢ**માં પ્હાડવાસીઓની કવાયત તા૦ ૧૨ મીએ કરાવામાં આવી હતી. દેખાવ બહુ ઉત્તમ હતો. કેટલાક હાઇલંડરો ભાલા, તીરકામઠાં ને તરવાર સાથે હતા, એમ જુદી જુદી રીતના શસ્ત્રબંધ હાઇલંડરોએ બહુ ગમ્મત ઉપજાવી. **કેલીડોન**ના મોટા યુદ્ધ પછી જે રાજવાવટો રાજા **જયોર્જ** ત્રીજાએ છીનવી લીધો હતો, તે હાથમાં પકડીને, એક વૃદ્ધ ડોસો—એમ કહેતો કે એ ઝુંડો પકડવાનો તો મારોજ હક છે—તે ઉઠાવીને ચાલતો હતો તે જોઇને સર્વને અત્યંત વિસ્મય લાગ્યું. **દ્રુમંદગઢથી સ્ટ્રેથર્ન** ગયાં, જ્યાંના લોકોએ "**સ્ટ્રેથર્નની પુત્રીનું પરમકલ્યાણ થાઓ**" એવા સત્કારથી રાણીને વધાવી

લીધી, કેમકે ડ્યૂક ઓફ કેન્ટ તે સ્ટેથર્નનો પણ ડ્યૂક હતો. સ્ટરલીંગના કિલ્લામાં ગયાં ત્યારે ત્યાંના પ્રોવોસ્ટે જણાવ્યું કે તેણે ડ્યૂક ઓફ કેન્ટના તાબામાં ૨૪ વર્ષ નોકરી કીધી છે. આ સાંભળતાં પરમસંતોષથી રાણીશ્રીએ કહ્યું કે: "મારા પરમ્ પૂજ્ય પિતાજીની હજુરમાં જે પ્રોવોસ્ટે નોકરી કીધી છે, તેનાં વચન સાંભળવાથી મને પરમ સંતોષ પ્રાપ્ત થાય છે." ત્યાંથી પાછાં ફરી એડિનબર્ગ જતાં નિડ્રીગઢ, જેમાં સ્કૉટલંડની મેરી ભરાઇ બેઠી હતી તેની ભેટ લીધી. ત્યાંથી પાછાં ડીલ્કીથના રાજમેહેલમાં આવ્યાં. આ સઘળો પ્રવાસ કરવા માટે ૬૫૬ ઘોડાઓ આ રાજકુળદીપકોને લઇ જવા લાવવાને રોકયા હતાં.

એડિનબરોમાં તા૦ ૧૪ મી સપટંબરે રાણીપતિને છુટાપણું આપ્યું, ને એલ. એલ. ડી.નો ખીતાબ આપ્યો. તેજ દિવસે રોસલીન ફરવા ગયાં ને ત્યાંથી કવિવિશ્રામ એ નામની જગ્યા જોઇ, બહુ હર્ષ બતાવ્યો, કેમકે એ જગ્યાપર બેન જૉનસન ને ડ્રમંડ કવિ વાતોના તડાકા મારતા હતા. આ વિશ્રામસ્થળપર બહુ વાર દંપતી બેઠાં ને હર્ષથી વંદના કીધી. સ્કૉટલંડના પ્હાડી મુલકના પ્રવાસથી, તેના ચમત્કૃતિ ભરેલા વનપર્વતોના દેખાવથી, ત્યાંની દેશજનતાથી તથા રાજભક્તિથી રાણીશ્રી પરમ સંતોષને પામ્યાં, તેથી સ્કૉટલંડ છોડયા પેહેલાં અર્લ ઓફ એબરદીનને લખ્યું કે:– "રાણીશ્રી પોતાનો આ સ્કૉટલંડનો પ્રવાસ અત્યંત ખેદયુક્ત થયા વગર પૂરો કરતાં નથી. પોતાની પૂર્ણભકિતમાન સ્કાટીસ પ્રજાની ભકિતની તે સાક્ષિભૂત છે; પણ જે પૂર્ણ પ્રેમવંદના અને પ્રેમભકિત દરેકે દરેક સ્થળેથી દર્શાવવામાં આવી છે તે તેઓ કદી પણ ભૂલી જશે નહિ." ભરતખંડના દર્શન વખતે એવોજ લેખ રાણીશ્રી લખે એ દિવસ કયાં છે?

તા૦ ૧૫ મી સપ્ટંબરે રાણીશ્રીએ સ્કૉટલંડને રામરામ કીધા, ને કહ્યું કે, "શૂરવીરોની માતુશ્રી તું સદાજ યૌવન ભોગવ." તા૦ ૧૭ મીએ

**વુલવિચ** રાજપુરુસ સહિસલામત આવી પ્હોંચ્યાં, જ્યાં અત્યંત માનને પામ્યાં. પ્રવાસથી દંપતીને બહુ આનંદ પ્રાપ્ત થયો, પણ નહાનાં બાલકોથી ગાજતું ઘર તો તેઓને મધ જેવું મીઠું હતું.

## ૫—ધરાંગણાના બનાવો.

સ્કૉટલંડથી પાછાં ફર્યા પછી તુરતજ, સહકુટુંબ સહપરિવાર રાણીશ્રીએ ડ્યૂક ઓફ **વેલિંગટનના વલમરગઢની** ભેટ લીધી. તા૦ ૧૦મી નવંબરે રાજકુંટુંબને ડ્યૂકે અચ્છો સત્કાર આપ્યો. અત્રે રાણીશ્રીની પ્રકૃતિ બહુ આરોગ્ય રેહેતી હતી, ને તેમાં રાત્રીના ચન્નીના બાહારમાં સેહેલ મારવા નિકળતાં તે વેળાએ તો પૂર્ણ ગમ્મત જણાતી હતી. ત્રણ અઠવાડિયાં **વલમરગઢ**માં રહ્યાં, પણ ફરવા હરવાની, રચના જોવાની અને ગમ્મત મેળવવાની ઘણી મોજ ભોગવી; ત્યાંથી પાછાં ફર્યાં ત્યારે બહુ આનંદી જણાયાં. અત્રેજ અફગાનિસ્તાન પાછું સ્વાધિન લેવાના સમાચાર મળ્યા; તેમ ચીન સાથનો ઝગડો પતિ ગયો. તા૦ ૩જી જુને ડ્યૂક સાથે મલી ભેટી પાછાં ફર્યાં.

વિંડસર આવ્યાપછી ફેબ્રુવારીમાં પાર્લામેંટ ઉઘડી, પણ તેમાં પોતે સામેલ થઈ શકયાં નહિ. પણ ગરીબ લોકમાં ધર્મની ને નીતિની કેળવણી આપવાના પરદુઃખભંજક લોર્ડ **એસલે**, જેને પછાડીથી અર્લ ઓફ **સૌફ્ટ્સબરી**ની પદવી મલી હતી, તેના કામમાં રાણીશ્રીએ મદદ કરવાથી લોકો તરફથી બહુ પ્રીતિપાત્ર થયાં. તેટલામાં એમના પૂજ્ય કાકાજી ડ્યૂક **આફ સસેક્ષ**, અપ્રેલની ૨૧ મીએ કેન્સ્ટીંગટનના મેહેલમાં મરણ પામ્યા. રાજપુત્ર **આલબર્ટ**—રાણીપતિ, તેના કુટુંબને દીલાસો આપવા ગયો. **મે** તા૦ ૪ થીએ તેના શબને ભૂમિદાહ કીધું. એને માન આપવાને

૨૫૦૦૦ માણસ આવ્યું હતું. રાજપુત્ર **આલબર્ટ** મુખ્ય શોકમાં હતો. રાણીશ્રી આ વેળાએ પોતાના કાકાના કુટુંબને દિલાસો આપવા જઇ શકયાં નહિ તેનું કારણ ગર્ભાવસ્થા હતી. તા૦ ૨૫ મી અપ્રેલે રાજપુત્ર **આલબર્ટ** અને અર્લ ઓફ **લીવરપુલ** સમક્ષ તે નામદારે એક પુત્રીનો જન્મ આપ્યો. ૨૭ જુને એ રાજકુંવરીનું નામ પાડયું કે **એલીસમદ મેરી.** ધર્મપ્રતિભૂ: હાનોવરનો રાજા હતો. આ રાજકન્યા તરફ ઇંગ્લંડના લોકોનો ઘણો મોટો ભાવ હતો.

રાણીશ્રીના બીજા કાકા ડયૂક આફ **કેમબ્રીજની** વડી રાજપુત્રી **આગસ્ટાકેરોલીનીનાનાં** લગ્ન, **મેક્લનબર્ગ-સ્ટ્રીલિટ્ઝ** સાથે તા૦ ૨૫ મી જુને, રાણીશ્રીની સમક્ષ બકિંગહામના રાજમેહેલમાં થયાં. એ દિવસે એક અગત્યનો બનાવ બન્યો, જે નોંધવા જોગ હતો. ડયૂક ઓફ **વેલિંગટને,** ડા.**રાયકીસને** પુછયું કે આજની કંઇ હકીકત છે. ત્યારે તેણે અણજાણપણું બતાવ્યું. પછી ખુદ ડયૂકે આ વાત કહી. જે લગ્નપત્રપર સહી કરવામાં આવે છે, તેપર પેહેલી સહી રાણીની થઈ. હાનોવરના રાજાનો વિચાર રાણીની નીચે સહી કરવાનો હતો, ને તેથી તે રાણી સોડે ઉભો રહ્યો, ને રાણી જેવી હાથમાંથી કલમ મુકી દે, તેવીજ ઉંચકી લઇ તે સહી કરવાનો લાગ ખોળતો હતો. રાણી આ તેની મતલબ સમજી ગઇ. એ નામદારે પેહેલી સહી પોતે કીધી. ને કલમ હાથમાં હતી તે લઇને યુક્તિથી ટેબલ તરફ ફરી ગઇ ને રાજપુત્રના હાથમાં કલમ આપી દીધી; રાજપુત્રે રાણીની સહિ નીચે સહિ કીધી ને હાનોવરનો રાજા, રાજપુત્ર **આલબર્ટ** કરતાં પોતાની પદવી વધારે કરવા ઇચ્છતો હતો તે મ્હોં વકાસતો રહી ગયો. રાણીશ્રીએ રાજકુંવરી **કેરોલીનને** ૩૦૦૦ ૦ નું સાલિયાણું કરાવી આપ્યું.

કળાકૌશલ્યતું જે પ્રદર્શન ઉઘાડવામાં આવનાર હતું તેમાં બંનો દં-

પતીએ ઘણો મ્હોટો ભાગ લીધો હતો. વેસ્ટમિન્સ્ટર હૉલમાં તેઓ જોવા ગયા ને ત્યાં પોતાનીજ મરજીની શોભામાં વધારો કરાવ્યો. ઘણા સરસ ચિત્રકારોને પણ ઘણીક નવી નવી યુકિતઓ બંનેએ બતાવી હતી. કળાકૌશલ્યમાં તો આ બંનોજણ માટે ઇંગલંડની પ્રજા ઘણી ઓસિંગણ છે. બંનો સ્ત્રીપુરૂષ જેમ રાજવૈભવ ભોગવતાં હતાં, તેમજ ઘરકુટુંબમાં પણ વૈભવ ભોગવતાં, તે છતાં સાધારણ ગ્રહસ્થાઈ કરતાં વધારે કંઇ ન્હોતું. આપણા રજવાડાઓની રાણી ને રાજા જેવાં તેઓ ફોકટમાં ટેસી મારતાં નહિ, પણ ઘણી બાબતમાં પોતાની બુદ્ધિ બતાવતાં હતાં. લોર્ડ બ્લુમફિલ્ડની સ્ત્રી, જે રાણીશ્રીની સહચરી હતી તે આ બાબતમાં ઘણી હકીકત આપેછે. તે જણાવેછે કે રાણી પોતે સાદાજ ઠાઠમાં ફરવા હરવા જતાં, તે કંઈપણ રીતની રાજટેસી મિથ્યાભિમાન વગરજ તેની સાથે કામ કરતાં. વખતે પોતાની ટોપી પણ પહેરવાને આપતાં; ઘરમાં-પોતે ગ્રાયનમાં જોડાય તો બીજાને સાથે લેતાં, ગર્વ કરતાં નહિ. એક દિવસ રાણીશ્રીએ કહ્યું કે, સખી તું જાણે છે કે આજે મેં યુવરાજકુંવરીને 'મીસી' કહયું, પણ તેણે ઉત્તર આપ્યો નહિ; પણ પછી તે ગર્વથી બોલી: 'વળી મીસી કોને કહોછો? હું મીસી નથી, હું તો યુવરાજકુંવરી છું.' આમ ન્હાના બાળકની વાત પણ રોજ કરતાં હતાં. ન્હાનાં બાળક સાથે પ્રેમથી લાડ કરતાં, તેનો છણકો ને રીશાળપણું જોઇને હસ્તાં, તથા વળી 'ના ના બાપુડી, રડતી નહિ, તને કેક આપીશ,' એમ કહી મનાવતાં. કુંવરી વખતે ગેલમાં વાંસામાં ઢીકા મારતી ત્યારે તેને પ્રેમથી ચુંબન લેતાં હતાં. એક વેળાએ કુંવરી સાથે રાણીશ્રી ફરવા ગયાં; તેવાંમાં વૃક્ષોની ઘટામાં છુપાયલી બીલાડી કુંવરીએ જોઇ, એટલે કહયું "જોયું કે માડી, પેલી બીલ્લીબાઇ" એ આપણી રાણીના દર્શને આવે છે. અને પછી સર્વે જણ ખડખડાટ હસી પડયાં.

## ૬—બે અગત્યની મુલાકાત.

સ્કૉટલંડમાં પ્રવાસ કીધા પછી લગભગ વર્ષે રાણીશ્રીએ પાછો પ્રવાસે જવાનો વિચાર કીધો. આગષ્ટમાં પોતાના સાથ સાથે કેટલાક ઈંગ્લંડને લગતા ટાપુમાં ફર્યાં ને પછી પ્લીમાઉથથી ફ્રાન્સના રાજા લુઈ ફિલિપને મળવાને ગયા. ૨જી આગષ્ટે તેઓ ઈયુના બંદરે પુગ્યાં. વાટમાં ઘણી ગમ્મત પડતી હતી. બંદરપર યાટ દેખાઇ કે રાજા લુઈ ફિલિપની રાજનૌકાએ દરિયામાં ઝોકાવ્યું. યાટપર રાજા ને રાણી બંનો ભેગાં થયાં. રાણીશ્રીના હસ્તકમળનું ચુંબન ઘણા પ્રેમ સાથે રાજાએ કીધું. ફ્રાન્સના કીનારાપર પુષ્કળ લોકોની ઠઠ ભેગી થઇ હતી. ફ્રાન્સના રાજાને અંગ્રેજીનો મહાવરો નહિ હોવાથી તે ગભરાયો, પણ પછી તે ઠીક બોલી શકયો. ફ્રેન્ચ રાજનૌકા, અંગ્રેજ ને ફ્રેન્ચ વાવટો સાથે ચઢાવી કીનારાપર આવી, ત્યાં રાજા ફિલિપની રાણીની મુલાકાત થઈ. બીજા પણ કેટલાક રાજવંશીઓ ત્યાં હાજર હતાં. બંનો રાણીઓના હાથ સાથે હાથ મળતાં લોકોએ જેવા તે જોયા કે એક મોટી હર્ષગર્જના કીધી; ને તોપોએ મુબારકબાદી આપી. વારંવાર એક બીજા સાથે મળતાં, આનંદ બતાવતાં, પ્રેમ દર્શાવતાં હાસ્ય કરતાં હતાં. રાજપુત્ર આલબર્ટે પણ સઘળાંની મુલાકાત લીધી. વારિંવાર બુમો પડતી કે "ઘણું જીવો રાણી વિક્ટોરિયા," "ઘણું જીવો મેરિયાએમિલી."

કીનારાપર થોડો સમય ગુજાર્યા પછી રાજઠાઠ "ઇયુનચેટયુ" તરફ નિકળ્યો, જેમાં ઘણા મોટા મોટા અમિર ઉમરાવો હતા.. અત્રે નોરમનનો પહેલો વિલ્યમ પરણ્યો હતો. એજ મ્હેલમાં રાણીશ્રીનો ઉતારો હતો. મ્હેલને ઘણો શણગાર્યો હતો, તે તેનાપર ખરચ કરવામાં

કમીના બતાવી ન્હોતી. આ મ્હેલ જોઇને રાણીશ્રી આનંદ પામ્યાં. રાત્રિના રાજભોગ હતો. ડચેસ ઓફ્ **ઓર્લિયન્સ**, વૈધવ્યવતી થવા પછી આવા મિલાવડામાં સામેલ થતી ન્હોતી, તે શિવાય ઘણા અમીરો હાજર હતાં. રાણીશ્રી આ વૈભવ નિરખીને બહુ આનંદ પામ્યાં. વૈભવ ઐશ્વર્યવંત હતો, કંઇ પણ કીમતની કમીના હતી નહિ. પાણી માંગે ત્યાં દુધ મળતું હતું. **ઓર્લિયન્સ**ની ઠકરાણીની મુલાકાત રાણીએ રાજભોગ પછી લીધી, તે જોઈને ફ્રેન્ચોનો **વિક્ટોરિયા**પર બહુ મમત છૂટયો. તા૦ ૩ જી સપટંબરે રવિવાર હોવાથી કંઇ પણ કામ કીધું નહિ, પણ મ્હેલમાંજ રહ્યાં. ફ્રેન્ચો તો રવિવારને ગણકારે તેવા ન્હોતા, પણ પોતાના ઇંગ્લિશ પહરોણાના માન માટે તે દિવસે કંઈ કામકાજ કીધું નહિ.

બીજે દિવસે બડી ગમ્મત ઉડાવી હતી. મ્હોટું દરબાર ભર્યું હતું. બાંકેરાવો બનીને ફ્રેન્ચો આવ્યા હતા. તેઓનો ઠાઠ અંગ્રેજો કરતાં કંઇ જુદોજ હતો. તેઓ મોજમાં ગરકાવ થયેલા હતા. પોશાકો તંગ કકડતા ને ઝગઝગતા પહેર્યા હતાં. જરી ને જરિયાનથી ભરેલી ઝાલરો ને સુનેરી મૂઠવાળી તરવારો ને ચાંદો લટકાવી તેઓ દરબારમાં આવ્યા હતા. મૂછોના આંકડાથી કેટલાકોનાં મ્હો વાંકાંજ રહી ગયાં છે, કેટલાકો અલબેલાજ બન્યા છે, કેટલાકો છેલછબીલા ને છોગાંવાળા હતાં. આ દેખાવ જોઈને રાણી તથા રાણીપતિને બહુ ગમ્મત પડી હતી.

પરંતુ અત્રે જેમ ફક્કડ બાંકેરાવો ને લાલાજીઓ આવ્યા હતા, તેમજ ઘણા નિપુણ રાજનીતિજ્ઞો પણ હતા. તે રાજનીતિજ્ઞોનો મિલાવડો બહુ ચમત્કારિક હતો. તેઓ માંહોમાંહે વિચારોની આપ લે કરતા, ને ઘણીક વાતે આનંદ મેળવતા હતા. હુંગોપાણી કીધા પછી **ફિલિપ, વિક્ટોરિયા** સાથે ને **આલબર્ટ** ફ્રેન્ચ રાણી સાથે, ફરવા લાગ્યો. આ મીલાવડો જોવાને પણ પુષ્કળ લોકની ગીરદી બહાર ભેગી થઈ હતી.

રાત્રિના મોટું ભોજન હતું. જમનારાંઓ આસરે ૭૦ હતાં. જમ્યા પછી મોટો જલસો થયો, જેમાં સર્વેએ પોતપોતાની શક્તિ પ્રમાણે વાજીત્ર કૌશલ્ય બતાવ્યું. નૃત્ય કરનારાઓ પણ ત્યાં હાજર હતા, પણ તેઓએ યથાયોગ્ય ભાવ ભજવી બતાવ્યો નહિ. બીજે દિવસે રાણીપતિ **આલબર્ટ**ના સન્માનાર્થે લશ્કરની કવાયત કરાવવામાં આવી; ને તે પછી સઘળા પરોણા સાથે રાજારાણી જુદી જુદી જગ્યાઓ જોવા ગયાં. જુદી જુદી ઐતિહાસિક જગ્યાઓ જોઇને તે સઘળાંઓ ઘણા વિસ્મય પામ્યાં, તેમાં ફ્રાન્સની ઉથલપાથલ વખતે રથપાયલી લીગોએ જે વૃક્ષ નિચે બેસીને સહિઓ કરેલી તે જોઇને સ્વતંત્રતાનો ખ્યાલ મનમાં આવ્યો.

ખૂબ અમનચમન કીધા પછી અને રાજા **ફિલિપ**ને સંતોષ આપ્યા પછી તા૦ ૭ મીને દિને સર્વે ઈંગ્લંડ આવવાને તેઓ નિકળ્યાં. બ્રાઇટનના બંદરપર આવતાં ત્યાં દોડાદોડી થઇ રહી. રાણીશ્રી આવેછે એ અવાજ પસરતાંજ લોકોમાં ઘણો ઉમંગ આવી ગયો.

ફ્રાન્સથી આવ્યા પછી થોડા વખતમાં રાણી ને રાણીપતિ **આલબર્ટે** બેલજીયમના રાજારાણીની મુલાકાતે જવા નિકળ્યાં. ઓસ્ટેન્ડના બંદરપર ઉતરતાંજ રાજારાણીએ સારો સત્કાર કીધો ને બંનો જણને રાજમ્હેલમાં લઈ જવામાં આવ્યાં. તા૦ ૧૫ મી સ્પટંબરે ઓસ્ટેન્ડથી બ્રુજીશ ગયાં. મધ્યયુગના વેપારીઓની એ મુખ્ય જગ્યા ગણાય છે. શેહેર કંઈ દેખાવડું નથી; નથી ત્યાં કંઇ જોવાજોગી જગ્યા કે નથી કંઈ પુરાતન કારીગીરી, પણ એ ઘણું જુનું છે. અહિંયાં જયારે જ્યારે રાણી પોતાના પ્રાણનાથ સાથે ફરવા નિકળતાં હતાં ત્યારે ત્યારે દરેક વેળાએ આખા નગરના દેવાલયમાંથી ઘંટ વાગતા હતા. તેમ ઠામ ઠામ "બ્રિટાનિયા રાજ્ય કર,". તથા "પ્રભૂ રાણીનું સંરક્ષણ કર" એ ગીતો ગવાતાં હતાં. ત્યાંથી ગ્હેન્ટ નગરમાં ગયાં. અત્રે એક મોટું સરસ્વતિમંદિર છે.

અત્રે ૧૩૪૩ મા ઇંગ્લંડની એક રાણી **ફિલિપિા હચેન્સટે** મુલાકાત લીધી હતી. તા૦ ૧૯ મીએ લીકન ને ત્યાંથી એન્ટવર્પ ગયા. અત્રે "જાઇટ" નામની એક અદ્‌ભૂત આડંબરવાળી જગ્યા જોવાજોગ છે, જેવી આખા યૂરોપમાં એકે નથી. ત્યાંથી પાછાં ફરીને તેઓ પાછાં ઈંગ્લંડ આવ્યાં.

આ મુલાકાતે ફરી આવ્યા પછી દંપતીએ થોડાક દિવસો તો એની એજ વાતોમાં ગાળ્યા. પણ અકટોબર માસમાં કેમબ્રિજની પાઠશાળાની મુલાકાત લીધી. અત્રે ચાન્સેલર ને વાઇ-ચાન્સેલરે અપૂર્વ માન આપ્યું. સઘળા શિક્ષકોએ રાણીશ્રીને મજરો કીધો. સંઝયા ટાણે લેવી ભરી હતી, જેને બીજે દિવસે રાજપુત્ર **આલબર્ટને** એલ. એલ. ડી. ની પદ્વી આપવામાં આવી. આ વખતે વિદ્યાર્થિઓએ અચ્છો રંગ મચાવી દઇ "ડાકટર **આલબર્ટની** જે," "રાણી **વિક્ટોરિયાની** જે" એમ કોલાહલ કરી મુકયો. જુદી જુદી પાઠશાળા તથા પુસ્તકાલયની મુલાકાતોથી રાજવંશી દંપતી ઘણાં આનંદ પામ્યાં. ત્યાંથી ૧૦ મૈલ દૂર અર્લ ઑફ **હાર્ડવિક**, જે રાણીશ્રીને હંમેશાનો સખો હતો તેને મળવા ગયાં. પ્રભાતના ત્યાં નાસ્તો કીધો, રાત્રિના નૃત્ય હતું. ઘણા ઉમરાવોને આમંત્રણ કીધું હતું. નૃત્ય શરૂ થયું, ને બહુ અચ્છી કુશળતા ઘણાકોએ બતાવી. રાણીએ વાલટ્‌ઝ જાતનો નાચ ઘણી કુશળતાથી કીધો. એ સમયે એક સ્ત્રી પુરૂષ એટલાં બધાં રંગપર ચઢયાં હતાં કે કંઇ પણ મર્યાદા વગર તાતા થૈ કરયાજ કરતા હતા. તેઓ રાણીશ્રી જ્યાં બિરાજ્યાં હતાં ત્યાં નાચતાં નાચતાં આવી પહોંચ્યાં. એક જણે તેઓનો અટકાવ કીધો, પણ રાણીએ કહ્યું, ફિકર નહિ, તેઓના રંગમાં ભંગ પાડો નહિ. રાણીશ્રીએ તેઓના નૃત્યપર બહુ લક્ષ આપ્યું, ને જ્યારે તેઓ રમી રહ્યાં ત્યારે તો પછી હસવાનું પુછવુંજ શું.

એ પછી વરસ આખરે રાણીએ કેટલાક પોતાના અમીરોની મુલા-

કાત લીધી. પ્હેલા સર **રોબર્ટ પીલ**ના મુકામપર ગયાં હતાં. ત્યાંથી ચેટવર્થ ગયાં. અહિંયાં પ્રસિદ્ધ વણવાના સંચાની શોધ કરનાર **આર્કરાઇટ**ની સ્ત્રીની મુલાકાત લીધી, ને તે જે કંઇ જાણતી હતી તે જાણીને રાણીશ્રી ખુશી થયાં. અત્રે રાણીના માનમાં આતશબાજી કરવામાં આવી હતી. રાત્રિના ત્યાં ગામડિયો નાચ થયો, તેમાં પણ રાણીશ્રી લોર્ડ **લેવસન** સાથે નાચ્યાં. એ વેળાની તેમની કુશળતાથી સર્વે મોહવશ થયાં, કેમકે દરેક બાબતમાં એમની કુશળતા અચંબો પમાડે તેવી હતી. ચેટવર્થમાં ડ્યૂક ઓફ્ **દેવનશાયર**ની મુલાકાત લઇ, બહુ પ્રેમથી રાજવંશી વિદાય થયા, ને ડ્યૂકની પરોણાગતના બહુ વખાણ કીધાં. બીજા પણ કેટલાક રમણીય ગામડાંઓની મુલાકાત લઇને તા૦ ૭મી ડીસેંબરે તેઓ પાછાં વિંડસરમાં પધાર્યાં.

આ પ્રમાણે રાજવૈભવ ને ગૃહરાજ વૈભવ દંપતી ભોગવતાં હતાં. તેઓની નૂતન નૂતન લીલા ને વૈભવ જોઇને સર્વ કોઈ એમ કેહતા કે ઇંગ્લંડની રાજરાજેશ્વરીએ તો સર્વને ચિતભ્રમ કીધાં છે. યૌવન યથાર્થ રીતે ખીલી નિકળ્યું હતું. સખિસાહેલિઓને તે ચંદ્રાકાન્ત પેઠે ઠંડક આપતી હતી, પરિજનોને લક્ષ્મિના જેવું સુખ દેતી હતી, રાજકાર્યમાં તે પારાંગત થઇ હતી, સંસારસુખમાં તો તે **આલ્બર્ટ**નું હૃદયજ હતી, સંતાનસુખમાં તો એ તન્મય થઇ ગઇ હતી, અને પોતાના સ્નેહી ને સગામાં તો એણે પ્રેમનું વશીકરણ કીધું હતું; એવી રીતે એ વૈભવ ભોગવતી હતી.

# પ્રકરણ ૯ મું.

## રાણી ગૃહવૈભવ.

નવયૌવનના ખીલવા સાથે વિવિધ પ્રકારના અનુપમ વૈભવ અહર્નિશ ભોગવતી એવી રાણી **વિક્ટોરિયા** મધ્યા સ્થિતિએ પ્હોંચી છે. વસ્ત્રાભૂષણો અનેક પ્રકારના તે ધરવા લાગી છે; વિવાહવિધિનો તે પૂરેપૂરો લહાવો લે છે; સંસારસુખમાં તે મગ્ન મસ્ત થઈ છે; રાજવૈભવમાં તે અપરાજીત જેવી છે; ગજગામિની પેઠે તે મહાલે છે; કુટુંબસુખમાં આનંદ ધરે છે; ગૃહસ્થાઇમાં તેમ રાજવૈભવમાં તે એકની એકજ રીત રાખી રહી છે; વર્ષાઋતુના ઘનઘોર દિવસ પેઠે એ દીપી રહી છે, તે મનુષ્યમનુરંજન કરે છે; ઔદાર્ય ને દયાળુપણાથી સર્વના મનહરણ કરે છે; તેમજ શ્વેત શરીરની સુઘડતાથી એ શોભી રહી છે. એવા સંસારવૈભવના ચિત્રદર્શનનો આ બીજો ભાગ છે,

### ૧—સસરાજીનું મરણ.

વિંડસરના રાજમેહેલમાં રાણીશ્રી, સ્વામિનાથ **આલબર્ટ** સાથે ક્રીડા કરેછે, તે સાથે પરિવારનું પણ યથાર્થ સુખ ભોગવે છે. રાજપુત્ર **આલબર્ટ** સાથે એમને પણ સંગીતનો નાદ લાગ્યો છે. લેડી **બ્લુમફીલ્ડ** સાથે ઘણી વેળાએ પોતે ગાયનમાં સામેલ થઇ જાયછે. કોઈ કોઈ વેળાએ રાજપુત્ર **આલબર્ટ** નવિનજ ઢબની જર્મન રાગણીઓ બનાવતો હતો, ત્યારે તેં ગાવામાં બહુ આનંદ લેતાં હતાં. બાળક યુવરાજ, જયારે આ મીલાવ-

ડો મળતો ત્યારે મગ્ન થઇને તાલ આપતો હોય તેમ ગમ્મત ઉપજાવતો હતો.

૧૮ મું વર્ષ પૂરૂં થવા આવ્યું છે, તે ટાંકણાપર હિંદુસ્થાનના સત્તાવાળાઓએ એઓના દર્શન માટે ચીપવા જાતના આઠ માણસોને રાણીશ્રીની મુલાકાતે મોકલ્યા. પાંચ આગેવાનો, બે સ્ત્રીઓ, એક બાળકી ને એક બાળક હતું. રાણીશ્રીએ તેઓની મુલાકાત વાટરલુની ગેલરીમાં લીધી. મળવા આવેલા સરદારે કહ્યું કે, સત્તાવાળાએ તેઓને મ્હોટું સરોવર, (આટલાંટીક મહાસાગર) ઓલંગવા દીધો એ મ્હોટી ખુશીની વાત થઇ,કે અમે તમારા દર્શનને માટે ભાગ્યશાળી થયા. ઇંગ્લંડમાં અમે અમારા કરતાં ઘણા શ્રેષ્ટ મનુષ્યો જોઇયે છીયે. તેઓએ વિંડસરનો મ્હેલ જોઇ બહુ આનંદ બતાવ્યો હતો. આ લોકો સાથે રાજપુત્રે શેકહેંડ કીધો. આ હિંદુસ્તાનના વતનીઓ મોરપીછ પહેરીને ગયા હતા, ને ચામડાંના ડગલા પેહર્યા હતા. બ્રિટિશ લાભ માટે તેઓ લડયા હતા. તેમની મુલાકાતથી રાણી પ્રસન્ન થયાં. આ આગેવાનોએ યુદ્ધનૃત્ય કીધું તેથી રાણીજી બહુ ખુશી થઇ ગયાં.

પણ આ બધી વાતોમાં એક બનાવ એવો બન્યો કે રાજપુત્ર ને રાણી બંનો ઘણા શોકમાં પડી ગયાં. ગોથથી ઘણી ભયંકર ને માઠી ખબર જાનેવારીની આખેરીએ આવી પ્હોંચી. ડ્યૂક ઑફ્ ગોથ, જે ઑફ્ કોબર્ગ ને ગોથનો ડ્યૂક હતો તે સહજ માંદગીથી ૬૦ વર્ષની ઉમરે મરણ પામ્યો. આ સમાચાર જાણતાં રાજપુત્ર દિગમૂઢ થઇ ગયો. એકદમ તે બુદ્ધિભ્રમ જેવો દેખાયો. ચાર વરશ થયાં પોતાના પિતાના તેણે દર્શન કીધાં નહોતાં. મળવા જવાને ઘણા હુમલા કીધા પણ તે જઇ શકયો નહિ. આ સમાચાર જાણતાંજ રાણીએ બેરન સ્ટોકમરને લખ્યું કે "તમે જો અહિંયાં હો તો મારા પ્રાણનાથને શું થાયછે તેનો કંઇ ખ્યાલ આવે. એ કહેછે કે હવે માત્ર હુંજ સુખ આપનારી છું. અહા, હુંજ એકલી પરમ્ સુખી છું, પણ હું તેની

દિલગિરીમાં આ વેળા શું કામની છું?" રાજપુત્રના શોકમાં રાણીશ્રી ખરા જીગરથી ભાગ લેતાં હતાં. તેની રડેલી આંખો તરફ એ નામદાર બહુ લક્ષથી જોતાં હતાં. રાજપુત્ર પોતાના પિતાને બહુ પ્યારો હતો, તેમાં આ અકસ્માતના બનાવથી તેના હૃદયમાં ઘણો મોટો કારી ઘા વાગ્યો. રાણીના ઘણા પ્રેમ છતાં પણ કેટલોકવાર તે શુદ્ધબુદ્ધ વગરનો દેખાયો. તેને ખાવું પીવું, બોલવું ચાલવું, કંઇપણ ગમે નહિ. તે પોતેજ પોતાના એક મિત્રને લખેછે કે, "દુઃખ આવ્યું તે ભોગવવું, છુટકો નહિ. કમનસીબથી વિયોગ થયો, ને તેની મરતી વેળાની આંખનું બંધ થવું એ જોવાને, તેને મદદ કરવાને, તેનો છેલ્લો આશિર્વાદ લેવાને, રે હાય, હું સમર્થ થયો નહિ. અહિંયાં અમે ફોઇ, **વિક્ટોરિયા** ને હું રડતાં, આસપાસ બીજા જેઓ કંઈપણ સમજતા નથી તે વચે બેઠા છિયે." રાજપુત્રને એકજ દિલાસો લેવા જોગ હતું, કે તેણે પોતાન પિતાને કશી રીતે દુઃખ આપ્યું નથી. તેમ એનો ભાઇ પણ સારે સુખી હતો.

તુરતજ એ જરમની જવાને તૈયાર થયો. રાણી અને એને આ પેહલોજ વિયોગ થયો, પણ તે એ સહન કરી શકી. રાજપુત્ર ડોવરથી લખેછે:—"પ્રાણસખે, હું એક કલાક થયાં અત્રે આવ્યો છું, અને તારી સાથે જે સમય વિત્યો તે સંભારતાં દિલગિર થવાય છે. બાળકાઓ, જ્યારે હું આ લખુંછું ત્યારે તમો હુંગોપાણી લેવાને તૈયાર છો, જ્યાં મેં ગઇ કાલે તમારી સાથે ગમ્મત કીધી હતી, તે જગ્યા આજે ખાલી છે, પણ તમારૂં અંતર મારા વગર ખાલી નહિ હોય." પછી તે ઓસ્ટેડથી, ને પછી કોલોનથી કેટલાક પ્રેમ ભરેલા પત્ર લખેછે:—"દરેકે દરેક પગલું મને તમારાથી દૂર લઇ જાયછે." ગોથથી એ લખેછે, "મારા કુટુંબને મેળવાથી જે મને હર્ષ વાધ્યો છે તે જો તમો જુઓ તો તમારો વિયોગ તો વિસરીજ જા-

ઓ. હું તમારાં ઘણાં વખાણ કરૂંછું." પોતાનાં ન્હાનાં બાળકો માટે રમકડાં લીધાં તે પણ લખી જણાવ્યું, ને વિશેષમાં લખ્યું કે "મારી જુની વહાલી ભૂમિ જોતાં મને કેવું વહાલપ છૂટેછે, ને મારી પ્રિય અ-ર્ધાંગના મારી સાથે આ સુખમાં ભાગ લેવાને હોય તો વળી કેવો પરમાનંદ!"

રાજપુત્ર કોબર્ગ પ્હોંચ્યો કે તુરત પોતાની સાવકી માતુશ્રી, ને ભાઇ તથા ભાભીને મળ્યો ને દેવલમાં જઇને પિતાના મૃત્યુમાટે પ્રાર્થના કીધી. પછી તે પ્રેમથી પોતાના પિતાની સમાધી નજીક ગયો, ત્યાં પ્રેમભરિત પ્રાર્થના કીધી, રડ્યો ને પોતાના પિતાનો વિયોગ થયો તે માટે અતિ ઘણો આક્રોશ કીધો.

## ૨—નવી નવી ગમ્મતો.

પ્રાણવલ્લભ **આલબર્ટ** પાસે નથી તે વેળાનો કાળ રાણિને વિકાળ લાગ્યો, પણ પછી કામમાં ગુંથાવાથી, એકાંત મળેજ એ વિયોગ યાદ થતો હતો. એ અરસામાં પાર્લામેંટ ઉઘડી, ઐરીશ ગભરાટ માટે દબ-લીનની કોરપોરેસનના માનપત્રથી સંતોષ બતાવ્યો. ગૃહમાં પણ કેટલોક સુધારો કીધો. દરરોજ ભોજન વખતે વધેલા રોટલીના તુકડા અત્યાર સુધી કમાર્ગે જતા હતા, તેને માટે રાણીએ એવો ઠરાવ કીધો કે હવે-થી એ તુકડાઓ ગરીબ ભીખારીઓ, કે જેવો વિંડસરમાં રેહે છે તેઓ-ને આપવા. દર વરશે એથી ૧૧૩૦૦૦ માણસનું પોષણ થવા લાગ્યું. આ શિવાય બીજા મોટા પ્રસંગે જે ખાવાનું આપવામાં આવતું તે તો જુદુંજ.

આમ ઉદ્યોગમાં કાળ જતો તેવામાં જનરલ **ટામથંબ** નામનો એક વામનજી આવ્યો. રાણીને તેની મુલાકાતથી બહુ ગમ્મત મળી. રાજપુત્ર પણ આવી પહોંચ્યો હતો. તે સઘળાં સાથે જનરલની મુલાકાત થઇ.

આવતાંવારને આ વામનજીએ " બાઇઓ ને ભાઇઓ, સલામ અલેકુમ " કરી સલામ કીધી, તે વેળા બહુ ગમ્મત પડી. તે ઘણો ઠીંગણો હતો, એટલુંજ નહિ પણ તે સાથે વળી વિચિત્ર પણ હતો. રાણીએ તેની સાથે બહુ વાતો કીધી. જનરલે રાણીને નાચ કરી બતાવ્યો, ગાયન ને વળી કવિતાઓ ગાઇ સંભળાવી, ને રાણીપતિ **આલ્બર્ટ** સાથે બહુ ગમ્મત કીધી. એ જ્યારે રાજદરબારમાંથી જવા તૈયાર થયો ત્યારે રાણીનો માનીતો કુતરો એનું સ્વરૂપ જોઇને દોડયો આવ્યો, ત્યારે **થંબ** ઘણો ગભરાયો હતો. એનું વય ૩૦ વર્ષનું છતાં ભાગ્યે દોઢ ફુટ હતું. ને તેવી આકૃતિ જોઇ કુતરાને નવાઇ થવાથી તેના શરિરપર ધસ્યો. પણ જનરલ **થંબે** રાણીને ધમકી દીધી કે જો તમારો કુતરો મને કંઈપણ ઇજા કરશે તો આખું યુનાઈટેડસ્ટેટ્સ તમારી સાથે લડાઇ ઉઠાવશે. બીજી વેળા **પ્રિન્સ ઓફ વેલ્સને** જોવા જનરલ **થંબ** આવ્યો, ત્યારે રાણીએ ઘણીક વાતચીત કીધી હતી. પછી **થંબે** પુછયું,– "પ્રિન્સ ઓફ વેલ્સ કયાં છે?" "આ તમારી સામેજ છે!" "હાં એમ કે? અહો! પ્રિન્સ, કેમ છો?" તેની સાથે શેંકહેંડ કરીને પુછયું; ને પછી તેની બાજુએ ઉભો રહી **થંબ** બોલ્યો: "ઓ બાપરે, આ ન્હાનો પ્રિન્સ તો તાડ જેવો છે." રાણીશ્રીને ત્યાં રાજા **લુઈફિલિપ**, તેની રાણી વિગેરે ઘણા માણસ હતાં તેઓ એની ચાલાકીથી ખુશી થયાં. ત્રીજી વેળાએ પણ જનરલ **થંબે** રાણીની મુલાકાત લીધી હતી. રાણીએ રત્નજડિત એક અલંકાર ભેટ આપ્યો હતો, જે જોતાં જનરલ વામનસ્વરૂપ તો બહુ નાચવા કુદવા લાગ્યો.

## ૬—ઝારની મુલાકાત અને પુત્રજન્મ.

આ વર્ષનો મુખ્ય બનાવ રૂશિયાના ઝારની મુલાકાત છે. ઝાર **નિકોલસ** દેખાવડો પણ સખ્ત હૃદયનો, શાંત છતાં, પણ ઘાતકી મનહરણ કરનારો હતો. હજુ તરૂણાવસ્થામાં છતાં આખા રાજ્યમાં એનો જબરો ત્રાસ હતો. રાણીશ્રી તેની મુલાકાતથી ખુશી તો થયાં, તદપિ તેએ, જણાવે છે કે રાજપુત્ર **આલબર્ટ** અને રૂશિયન રીંછમાં અસ્માન જમીનનો તફાવત છે. તા૦ ૧ લી જુને ઝાર **નિકોલસ** પોતાની સૈનિક નૈકામાં આવ્યો, તે પાધરો રૂશિયન એલચીખાતાવાળા મુકામમાં ગયો. એજ દિવસે **સેક્ષનીનો** રાજા પણ બકિંગહામમાં રાણીની મુલાકાતે આવ્યો હતો. બીજે દિવસે રાણીપતિ **આલબર્ટે** ઝારની મુલાકાત લીધી ને બંનો અત્યંત આદરસત્કારથી મળ્યા ભેટયા, પૂર્ણ પ્રેમ બતાવ્યો, ને ઝારે રાણિપતિના ગળામાં હાથ નાખીને અનહદ પ્યારથી કોટી કીધી. ઝારે વારંવાર રાજકુટુંબના માણસોની મુલાકાત લીધી, ને ડ્યૂક ઓફ **વેલિંગટનને** મળવાથી તો બહુ આનંદ પામ્યો. તા૦ ૪ થીએ ઝાર, રાણીપતિ, ને **સેક્ષની**નો રાજા એસ્કાટની શરત જોવા ગયાં હતાં. તેને બીજે દિવસે મોટી કવાયદ કરાવામાં આવી હતી, જે વેળાએ સેનાએ ડ્યૂક ઓફ **વેલિંગટન**નો જયજયકાર પોકાર્યો, પણ ડ્યૂકે મોટેથી કહ્યું કે "આજે તો શાનશાહનો, શાનશાહનો જયજયકાર બોલો;" ને સેનાએ ઘણા પ્રેમથી તેમ કીધું. પછી ઝારે ઇચ્છા બતાવી કે કયી સેના હિંદુસ્થાનમાં લડી હતી? કે તુરતજ **વેલિંગટને** તે સેનાને આગળ આણીને પોતે અગ્રણી થઇને ચાલ્યો, કે ચોમેરથી મોટો હર્ષનાદ થયો.

એ પછી દરરોજ રાગ તાન ને નૃત્ય ગમ્મત વિંડસર બકિંગહામના રાજમેહેલમાં ઉડતી હતી. ડ્યુક ઓફ **દેવનશાયરે** પોતા તરફથી

રાણીશ્રી તથા ઝારને મોટી મીજબાની આપી. કેટલીક વેળા તો ઝાર તથા રાણી સાથેના સાથેજ સઘળે જતાં હતાં. તા. ૧૦ મી જુને ઝાર સ્વદેશ સિધાર્યો, તે વેળાએ ઇંગ્લંડમાં મોટી બક્ષીશ આપતો ગયો. એ બક્ષીસના ઘણાં વખાણ થાય છે.

રાણીશ્રી, જયારે ઝાર આવ્યો ત્યારે ગર્ભવંતાં હતાં. તેઓએ તા૦ ૬ ઠી આગષ્ટે એક પુત્રનો વિંડસરના મેહેલમાં જન્મ આપ્યો. આ વેળાએ પ્રસૂતિકાળનું કંઇપણ દુઃખ પડયું નહોતું. ત્રણ કલાક આગમજ તો પાર્લામેંટના કેટલાક દસ્તાવેજોપર સહિ કીધી, ને તે પછી ઘણી આસુદીથી ફર્યાં હર્યાં. સહજ કષ્ટ પછી પ્રસવ થયો. તરૂણ રાજપુત્રનું નામ તા૦ ૬ ઠી સપટંબરે **આલફ્રેડ અરનેસ્ટ આલબર્ટ** એ રાખવામાં આવ્યું, અને તે પાછળથી ડયૂક ઓફ એડિનબરોના ઉપપદને પામ્યો. એનું નામ પાડવાની ધર્મક્રિયા જર્મનીના હાલના શાનશાહ **વિલ્યમે** કીધી હતી.

એજ અરસામાં રાણીપતિ **આલબર્ટનો** પ્રિય કૂતરો મરણ પામ્યો, તેને ઘણા ઠાઠથી દાટયો. આ કૂતરો ઘણો નિમકહલાલ હતો, ને ૧૧ વરશ પર્યંત તેણે રાણીપતિની સેવા બજાવી હતી. તેની દાટવાની જગાપર એક કાંસાના પૂતળાની યાદગીરી મુકી છે.

## ૪—સ્કૉટલંડનો બીજો પ્રવાસ.

રાણીશ્રી **વિક્ટોરિયાને** સ્કૉટલંડના પહાડી મુલકો જોવાનો બહુ પ્રેમ છુટયો હતો. ત્યાંના રમણિય જંગલો, ધુમસિયાને બદલે સફેત આરસ જેવા આકાશી મેદાનો, નદી અને નાળાંઓ, સરોવરો ને તલાવો, પહાડો ને ખીણો એ બધા પેહલાજ પ્રવાસથી મોહ ઉપજાવનારા લાગ્યા

હતા, એટલે બીજી વેળા ત્યાં જવાને મન લલચાય તો તેમાં કંઇ આશ્ચર્ય જેવું નથી. પેહેલો વિચાર તો આયર્લાંડ જવાનો હતો, પણ તે દેશની અસ્વસ્થતાને લીધે તે વિચાર માંડીવાળ્યો; ને પ્રાણનાથ **આલબર્ટ** તથા "ન્હાની વિકી"ની સાથે સ્પટંબર મહિનાની તા૦ ૯ મીએ વુલવીચથી નિકળ્યાં. પેહેલે ડંડી ગયા, ત્યાં પ્રજા તરફથી અત્યંત ધન્યવાદ આપ્યો, ને હાઇલેંડની રાજભક્તિમાન પ્રજાએ પૂર્ણપ્રેમ દર્શાવ્યો. એજ, દિન્ને બપોરના બ્લેરએથોલીગઢ પ્હોંચ્યા, જ્યાં **ગ્લેનલિયને** પોતાના ગઢમાં ઉતારી સંપૂર્ણ રીતનો સત્કાર કીધો. બ્લેરએથોલીગઢ એ સ્કાટલંડમાં રમણીય ને સૃષ્ટિ સૌંદર્યથી ભરપૂર જગ્યા છે. રાજપુરુષો અદ્‌ભૂત વૃક્ષાદિકની રચના વારંવાર નિહાળતાં ને વનવાટિકાઓની ગીચ ઝાડીમાં અત્યંત પ્રેમથી ઘુમતા હતાં. ટુલોચની પહાડી ટેકરીનો ભભક મારતો દેખાવ ગેરી, ટમલ ને બ્રુયરના ધોધ, ગ્લીનટીલ્ટની ભવ્ય રચના, તેના પ્રતિક્ષણે થતાં જુદાં જુદાં દેખાવો, મોહ ઉપજાવે તેવું સૃષ્ટિનું નૃત્ય, હરણો ને જળમાંજારનો શિકાર, ને ગામઠિયાઓની રીત ને શેરમાળપણું, તથા પોતાના રાજકર્તાને માન આપવાની રૂડી લઢણ જોઇને રાજવંશી જનોને ઘણું આનંદ આપવાનું થઇ પડયું. એક સ્ત્રીની મઢુલીમાં એક દિવસે ફરતા ફરતા દંપતી ગયા કે તેણે મધ, વિસ્કી બ્રાંડી, ને દૂધ હાજર કીધું, કોઈએ ગાયન ચલાવ્યું ને કોઇએ નૃત્ય કરવા માંડયું. સાદા ભોજનમાં બહુ મઝા પડી ને બંનો જન આનંદ પામ્યા એક વખતે કિલક્રેનલિકીની ખીણમાં ગાડી જતી હતી તેવામાં મોટો અકસ્માત થવાનો ભય આવી પડયો. ઘોડા ચમકયા ને પુલ જે માત્ર એક ગાડી પણ કઠાવઠિએ લઇ જઈ શકે ત્યાંથી ઘોડાનો પગ સર્યો, પણ આ વિઘ્ન ઉતરી ગયું..

અત્રે વળી બીજું પણ સંકટ આવ્યું હતું. એક દિવસે બ્લેર-

એથોલીના સ્કોટિશ દેવળમાં રાણીશ્રી પ્રાર્થનાએ ગયાં. અત્રે એપિસકોપેલીયન રીત પ્રમાણે પ્રાર્થના નહિ થઇ, તેથી સ્કાટિશો ખીજવાયા, ને વર્ત્તમાનપત્રમાં ધડાકા આવ્યા. રાણીએ જણાવ્યું કે તે કોઇનું પણ દિલ દુઃખવવાને આવી નથી, પણ માત્ર મોજને માટે આવી છે, તેથી આટલી થોડી બાબતમાં ખીજવાવાનું કંઇ કારણ નથી. પણ ધર્માંધપણા આગળ દલીલો ફોકટ છે. ચુસ્ત ધર્મીને ગમે તેટલું સત્ય સમજાવો પણ તે સમજેજ નહિ. અત્રે રાણી કંઇ રાજકાજ માટે આવી નહોતી, પણ ગામડાની ગમ્મતો નિરખવા આવી હતી. તેની મોજની નોંધો આ પ્રમાણે છેઃ–'પ્રભાતમાં સૂર્યના ઉગવા સાથે ઉઠી, દંપતી, "નહાની વીકી" સાથે બગીચાનો બહાર જોવા જતાં હતાં. રાજકુંવરી વખતે ટટ્ટુપર ને વખતે **આલબર્ટના** હાથપર રમતી હતી; ને માર્ગમાં ઘણીક ગમ્મતની વસ્તુઓ બતાવી તે આનંદી બની, દંપતીને આનંદ આપતી હતી. રાણીનો બંસીવાળો રોજ સહવારના સાત કલાકે રાણીની આજ્ઞાથી વાંસલીનો હૃદયભેદક સૂર કાઢી આનંદ આપતો હતો.' સ્કૉટલંડમાં કાઢેલા વખતની એક વર્તમાનપત્ર આ પ્રમાણે નોંધ લેછેઃ–"એક દિવસે પ્રભાતમાં સાત બજે રાણીજી સાદા પોશાકમાં ગઢ છોડીને બહાર નિકળ્યાં, ને ચોકીબાનોએ તે કેટલેક સુધી ગયા નહિ ત્યાં સુધી તેની તરફ લક્ષ પણ દીધું નહિ; પણ એક હાઇલંડરે કહ્યું, કે એતો રાણી છે, ત્યારે તેના અંગરક્ષકો દોડયા. રાણીશ્રીએ કહ્યું કે તેઓની કંઈ ગરજ નથી, એટલે સર્વે પાછા આવ્યા. રાણી શ્રી પોતે છડી સ્વારીએ, ગમ્મત ઉડાવતાં લોર્ડ ગ્લેનલીયનની પર્ણકુટીમાં ગયાં; ને ત્યાં જઈને બ્રુયરનો ધોધવો જોવા જવાની મરજી બતાવી, તો માલમ પડયું કે હજી અમીર સાહેબ તો ઉઠયા નથી. ચાકર નફરોએ તો કેટલો સમય સુધી રાણી પોતે કોણ છે તે પીછાન્યુંજ નહિ."

રાણીને પહાડોમાં મુસાફરી કરવાનો બહુ શોખ હતો, ને દર-

સ્વારી કરવામાં બહુ આનંદ લેતાં હતાં. ઘોડેસ્વાર થવામાં એ નામદાર એક્કી છે, ને તે દોડાવવામાં, કોઇ સાધારણ સ્વારને તો શું પણ સારા હોશિયારને પણ હરાવે. એક દિવસે તો ઠેઠ ટુલોચની ઉંચી ટેકરીના શિખર-પર પોતે ચઢયાં હતાં, ને ત્યાંનો ડુંગરા ડુંગરીવાળો રળિયામણો ભાગ જોઇ-ને લખેછે કે "આતો એક અદ્‌ભૂતજ વૃક્ષરચના ને વાટિકાઓનો ઘાટ છે. અહિયાં માત્ર એક ઘોડાવાળોજ છે. નથી ઘર, નથી કોઇ પ્રાણી, પણ નિર્દોષ ઘેટાંઓ! તેમના સીંગડા શાં સુંદર છે! કાળાં મોં સાથે કેવાં રમે છે! જ્યાં તેમની આસપાસ સુંદર શિખરો રહેલાં છે." આવી સરસ જગ્યા મહારાણીજી કહે છે કે 'મેં કદી જોઇ નથી.'

સ્કૉટલંડથી પાછાં ફરતાં બંનો દંપતી ઘણાં દિલગીર થયાં. આ વેળા-એ "પહાડો ને હરિયાળીની ભૂમિ તને નમસ્કાર," એમ કહ્યું.

## ૫—રાજવંશી પરોણો.

ફ્રાન્સનો **લુઈ ફિલિપ** રાણીશ્રીની મુલાકાતે તા૦ ૮ મી અકટોબરે વિંડસરગઢમાં આવ્યો. ઇંગ્લંડમાં આ બનાવ બહુ અગત્યનો ગણાય છે, કેમકે શાંતિ ને સુલેહનો વાવટો લઇ ને માત્ર એજ એકલો ઈંગ્લંડને કીનારે ઉત-ર્યો હતો. બ્રિટિશોએ બહુ મોટો સત્કાર પ્રેમપૂર્વક કીધો, ને રાણીપતિ **આલબર્ટ**, તેને ઠેઠ પોર્ટસ્માઉથ લેવા ગયો હતો. બંનો ભેટયા, મળ્યા, ને ચુંબન લીધાં દીધાં. લંડન જતાં માર્ગમાં સારો સત્કાર થયો, ને હુર્રેના પોકારો ચાલું થયા. રાજા **ફિલિપ** વિંડસરગઢમાં પ્હોંચ્યો કે રાજા ચોથા જ્યોર્જના દ્વારપરથી રાણીએ આવકાર દીધો. રાણીએ હાથ પકડી ગાડીમાંથી ઉતાર્યો, ને રાજાએ એક પુત્રી પ્રમાણે પ્રેમથી રાણીના હસ્તને ચુંબન લીધું. રાજા હવે તો સંકેત ભાળવાળો થયો હતો, ને ધ્રુજતો હતો. રાણીશ્રી પો-તેજ લખે છે કે 'જેવો રાજા ઉપરના માળપર ગયો કે ત્યાંના દેખાવો

જોઇને બહુ આનંદ પામ્યો. જ્યાં જ્યાં તે ફરતો હતો, ત્યાં ત્યાંના આનંદી દેખાવો જોઈને, અને રાણીનો સત્કાર જોઇને તે કહેતો, કે હું આટલો પ્રસન્ન વદનનો કદી થયો નથી. રાજા ફિલિપે ઘણા ઘણા ફેરફારો જોયા હતા, કેમકે તે એકવાર ગ્રીસનની શાળામાં ૨૦ પેન્સનો શિક્ષક હતો. પ્રભૂકૃપાથી તે ચઢતીએ પહોંચ્યો.' એ નસીબની બલિહારી છે!

રાજાને રાણીએ પોતા તરફથી તા૦ ૯મીએ નાઈટ ઓફ ધી ગારટરનો ખીતાબ આપ્યો હતો. રાણીશ્રી રાજસિંહાસનપર ઉંચી ભૂરી મખમલનો ઝભ્ભો પેહેરીને બિરાજ્યાં હતાં, ને તેની આસપાસ ૧૦ મોટા સમર્થ નાઇટો બિરાજ્યાં હતાં. નવા નાઇટ રાજા ફિલિપને માટે રાજપુત્ર આલબર્ટ તથા ડયૂક ઓફ કેમબ્રીજે બહુ વખાણ કીધા. પછી આલબર્ટે રાજાને પગે ગારટર વિંટાળ્યો; ને પછી રાજાએ રાણીના હાથને ચુંબન લીધું. ક્રેસીના યુદ્ધપછી ત્રીજા એડવર્ડને નાઇટ કીધો હતો, તે વાત પણ આ વેળાએ યાદ કરવામાં આવી હતી.

રાજા ફિલિપ જ્યાં સુધી ઇંગ્લંડમાં રહ્યો ત્યાં સુધીમાં કેટલાક ધન્યવાદસૂચક પત્રકો આપવામાં આવ્યાં, જેમાં લંડન, દોવર ને વિંડસરની કોરપોરેસનના મુખ્ય હતા. વિંડસરના માનપત્રના પ્રતિઉત્તરમાં રાજાએ જણાવ્યું કે ઈંગ્લંડ ફ્રાન્સ વચેની મૈત્રીના સંબંધમાં આ બનાવ બહુ અગત્યનો છે, તથાપિ તે અન્યોઅન્યના અભ્યુદય શિવાય બીજી ઈચ્છા માટે નહિ. ફ્રાન્સને ઇંગ્લંડ પાસથી કે ઇંગ્લંડને ફ્રાન્સ પાસથી માત્ર મૈત્રી શિવાય બીજાની ઇચ્છા નથી. તા૦ ૧૩મીએ રાજા સ્વદેશ સિધાર્યો ત્યારે પણ બહુ માન આપ્યું હતું.

રાજવંશી પરોણાના વિદાય થયા પછી સમુદ્રપર્યટને દંપતી ગયાં, ને ત્યાંથી ઓસબર્ન ગયાં. રાણીશ્રી એ જગ્યાથી બહુ આનંદી જણાયાં, ને ત્યાં રેહેઠાણ કરવાની ઇચ્છા પણ દર્શાવી. લેડી ઈસાબેલાની અસ્કયા-

મત હતી તે ખરીદી. તા૦ ૨૧ મી અકટોબરે, **નેલશને** જીતેલી **ટ્રાફલ-ગરની** લડાઇનો વિજયઉત્સવ હતો; તેથી પોર્ટસ્માઉથમાં **નેલ્સનની** નૌકા, નામે **વિક્ટરી**ની ભેટ લીધી. એ નૌકાપર એક લેખ હતો કે "અત્રે **નેલસન** મરણ પામ્યો," જે જોતા રાણીનું હૃદય ભરાઇ આવ્યું ને આંસું પડયાં. ત્યાંથી નૌકા પશ્ચાદભાગ જોયો, જ્યાં એક લેખ હતો કે "ઇંગ્લંડ ઇચ્છેછે કે સર્વે પોતાની ફરજ બજાવે." કેબીનમાં **નેલસન**ની મરણશૈયા જોઇ; ને એ જોતાં તે નામદાર હૃદયભંગ ને ખિન્ન મુદ્રાવાળી થઇ. નૌકા છોડતાં પોતે જણાવ્યું કે તેના માન માટે સલામતી નહી લેવી, પણ વહાણવ-ટીઓએ તો જયજયકાર કીધો.

## ૬—રાયલ એક્સચેંજ—બીજા બનાવો.

પ્રભાત ધુમસિયો હતો, ને દિવસ શાંત હતો, પણ તા૦ ૨૮ મી અકટોબરનો દિવસ ઘણો જાગૃત હતો. એ દિને રાણીશ્રી લંડનની એ-ક્સચેંજ જાતે ખુલ્લી મુકનાર હતાં. લોકો એ વેળાએ ઘણું એકઠું થયું હતું. બકિંગહામથી તે રાયલ એક્સચેંજના નવા મકાન સુધી પુષ્કળ ગીરદી હતી. રાણીની સ્વારી નિકળતાં બહુ હર્ષ બતાવવામાં આવ્યો. રાણીશ્રી લોર્ડ **મે-યર** સાથે એક્સચેંજના મકાનમાં દાખલ થયાં. આ મકાન અગાડી બે વાર બળી ગયું હતું. તે અઢી કરોડની કીમતે ફરીથી બાંધવામાં આવ્યું છે. એ દિવસે નગરમાં મોટી જ્યાફત થઇ હતી.

એક્સચેંજ ઉઘાડવામાં આવી તેને ત્રીજે દિવસે અફગાનિસ્તાનમાંથી આવેલી લેડી **સેલી**ને મહારાણીની મુલાકાત માટે સર **રોબર્ટ પીલ** વિંડસરગ-ઢમાં લાવ્યો. કાબુલની છાવણીમાં તે બાઈ કેવી વિપતિને વશ પડી હતી, તેનું યથાયોગ્ય ભયાનક ને હૃદયભેદક બ્યાન આપ્યું. એ બાઇ નહાસતાં પણ ઘણી ઘાયલ થઈ હતી, ને લાગટ નવ દિવસ તે બાઇને

બરફ—હીમથી વિટંબણા વેઠવી પડી હતી. દશ મહીના તે પોતાની દીકરી મીસીસ સટ સાથે કેદણ તરીકે રહી. જે ઓરડામાં કેદ રાખ્યાં હતાં ત્યાં નહિ હવા કે નહિ અજવાળું, તેમાં મીસીસ સટે બાળકનો જન્મ આપ્યો—જોકે એ અરસામાં ૨૪ કલાક સુધી તો આ બંનેને અન્નપાણી પણ નહિ મળ્યાં હતાં. અકબરખાન, અફ્ગાન સરદારે બહુ નિર્દયતા વાપરી હતી. તે એમ ધારતો હતો કે આ બે તો શેતાનના વંશનાં છે.

જાનેવારી માસમાં રાજપુરૂષ ડ્યૂક ને ડચેસ ઑફ બકીંગહામને મળવા સ્ટોવ ગયાં. અહિંયાં ગમ્મતનો પાર ન્હોતો. અહિંયાનું મૃગયા-રમણ સ્થળ બહુ અચ્છું છે. પ્રભાતનાજ મૃગયા રમવાને સઘળી સ્વારી ઉત્સૂકપણાથી નીકળી. મોટા મોટા સ્વારો સાથે હતા, કે જેણે ઘણા જનાવરોના કાલજાં કોરેલાં હતાં. શિકારીઓ પણ સાથે જબરા હતા. કેટલાકો ધનુષટંકાર કરતા ને કેટલાકો બંદૂકનો મારો ચલાવતા હતા. વન ગાજી રહ્યું હતું. વનદેવતાઓ કંપાયમાન થયા હતા. શરીરમાં સોંસરી નિકળે તેવી ગોળીઓના અવાજો સાંભળીને પશુ પક્ષીઓ ભયથી થરથર કંપતાં હતાં. શિકારીઓ કીકીયારીઓ પાડીને વનપશુને ગભરાવતા હતા. ભયભીત થયલા પશુઓને નિહાળી, એકેક જણ એકેક ગોળીનો ઘા કરતુ તો પાંચ પચાસ થઇ પડતી હતી. જોકે હાથીઓ કે સિંહ વાઘનો શિકાર ન્હોતો, તથાપિ બીજાં જનાવરો પણ વિકાળ હતાં. સઘળાં મળીને ૨૦૦ સસલાં, ૫૦૦ વીજન પશુ, ને એક દીર્ઘચંચુ પક્ષીને વિંધ્યું હતું. તેમ કેટલીક વનમાંજર, જે વિકાલ હતી તે પણ શિકારમાં સપડાઇ હતી.

આ શિકારેથી પાછા ફર્યા પછી બંનો દંપતી ડ્યૂક ઓફ વેલિંગટનને મળવા ગયાં. મુલાકાત તદન ખાનગી હતી, છતાં છાપાવાળાના ભૂતો ત્યાં ફરી વળ્યાં, તેથી ડ્યૂકે ગુસ્સામાં છાપાવાળાને કહ્યું કે, "ભલા માણસો, મને શાને સંતાપોછો? મારા ઘરને છાપા સાથે શું સંબંધ છે?" આ

પ્રમાણે ખાનગી ગૃહસ્થ તરીકે ડ્યૂકને ત્યાં રહ્યાં છે, ને ડ્યૂક સાથે ઠીક ગમ્મત ઊડાવે છે. ત્યાં ખાનાની, ગાનતાનની ઠીક ગમ્મત ઉડતી હતી. વખત બે વખત રાણી ને ડ્યૂક બાપદીકરી પ્રમાણે સાથે એકજ સોફાપર બેસતાં, વખતે સાથેજ ફરતાં ને સાથેજ હંમેશાં જમતાં હતાં. રાજપુત્ર વાટિકામાં ફરતો, તથા લોનનટેનીસ ખેલતો હતો, ને વખતે મૃગયાએ જતો હતો. અહિંયાં રાણીશ્રી પોતાને સ્વહસ્તે રોપેલું ઓકનું વૃક્ષ જોઇ આનંદ પામ્યાં.

રાણીશ્રીએ ૧૮૪૫ ના ફેબ્રુવારીમાં પાર્લામેંટ ખુલ્લી કીધા પછી બ્રાઇટન ગયાં. ત્યાંથી આવીને ઓસબર્નની જગ્યાનો કબજો લીધો. આ જગ્યા વિશાળ, સૌંદર્યથી ભરપૂર, તેમ મોહક પણ છે. ત્યાં જુના મેહેલની હારપરજ રાણીશ્રી માટે નવો મેહેલ બાંધવામાં આવ્યો. તા૦ ૨૧ મી મેને દિને આયર્લંડ તરફના નિમંત્રણનો ધન્યવાદસૂચક પત્ર દબલીનના લોર્ડ મેયરે બકિંગહામના મ્હેલમાં આપ્યો. રાણીની આયર્લંડમાં જવાની ઇચ્છાના વર્તમાન જાણતા ત્યાંની પ્રજાના હૃદય હર્ષ ભરિત થયાં. રાણીશ્રીએ આ પત્રના પ્રતિઉત્તરમાં જણાવ્યું કે આયર્લંડનું નિમંત્રણ ને રાજભક્તિ, એ અમારો પૂર્ણ વિશ્વાસ ને પ્રેમની નિશાની છે.

બકિંગહામમાં એક નૃત્ય રાણીશ્રીએ જુનમાં કરાવ્યું હતું, ને તે વેળાનો સઘળો દેખાવ જ્યોર્જ રાજાના સમયનો રાખ્યો હતો. ૧૨૦૦ અમીર ઉમરાવોને નિમંત્રણ હતું—જેમાં અમીરો, સભ્યજનો, પ્રતિનિધિઓ, રાજનિપુણો, ન્યાયાધીશો ને સેનેટરો હાજર હતા. સ્ત્રીઓના શણગારમાં તો કશી મણા હતીજ નહિ. તેઓનું સ્વરૂપ તો એકેકથી વિશેષ શોભતું હતું. સરખીજ કાંતિવાળી રમણીઓએ સરખાજ પોષાક સજ્યા હતા. ઉંચું ઝવાહિર સર્વેએ ધારણ કીધું હતું; ઊંચી રીતવાળા ઝબ્ભાઓ પ્હેરેલી રમણીના નૃત્યથી મેહેલ રાસમંડળ જેવો દીપતો હતો. કોઈએ કીરમજી, કાળી કે ભુરી મખમલનો પોશાક પેહેર્યો હતો, તો કોઇએ સુના

રૂપાથી પોતાને મઢી લીધા હોય તેવીઓએ-તેમાં કોઈ મારવાડણ જેવીઓ પણ બની હતી-ઠસીઠસીને ઝવેરાત પહેર્યું હતું. સર્વેથી શ્રેષ્ટ રંભા ડયૂક ઑફ્ **વેલિંગટન**ની પુત્રવધૂં, શ્રેષ્ટ દીપતી હતી. રાણીશ્રીએ હિરાજડિત કોરણ-વાળો પોશાક પેહર્યો હતો. રાણીપતિ ને રાણીએ નૃત્યની પેહેલ કીધી, ને પછી થૈથૈકાર થઈ રહ્યું. અનેક પ્રકારની નૃત્ય કળાઓ રમાઇ, પણ છેલ્લું નૃત્ય તો "ગામડાની ગોરી" નું રમવામાં આવ્યું હતું.

## ૭-જર્મનીની પેહેલી ભેટ.

આયર્લેંડ જવા બદલ રાંણીશ્રી, પોતાના સ્વસુરપક્ષની ભૂમિના દર્શન માટે તૈયાર થયાં. કેટલીક સહચરી ને અમીરો સાથે રાણીશ્રી વુલવિચથી 'ફેરી' નામની યાટમાં નિકળ્યાં. નિયમ પ્રમાણે રાણીને પેહેલે દરિયો લાગ્યો; પણ ભૂમિપર ચરણ ધરતાં આરોગ્યતા સહજમાં પ્રાપ્ત થઇ. એન્ટવંર્પમાં પેહેલો મુકામ કીધો, ને ત્યાંથી મેલિન્સ ગયાં. અત્રે બેલજીયમનાં રાજારાણી તેમના સત્કાર માટે તૈયાર હતાં. પછી પૃશિયાના શાહનશાહ સાથે કોલોન, બોન અને બ્રુયલ આવ્યાં. બોનમાં પોતાના પ્રાણાત્મા **આલબર્ટ**ના વડા શિક્ષાગુરૂઓને રાણીશ્રી મળ્યાં. પછી **આલબર્ટ**ના નાહનાં ઝુપડામાં ગયાં. આ જોઇને રાણી લખે છે કેઃ- 'એ ન્હાની ઝુંપડી જોઇને મને અત્યાનંદ પ્રાપ્ત થયો, સઘળે સ્થળે ફર્યાં, ત્યાં જેમ હતું તેમજ સર્વે જોયું. વાડીમાં ગયા, ત્યાં લતામંડપ જોયો, જ્યાંથી ક્રેઝબન-જે ટેકરીપર સપ્તશૃંગ છે, તેનો દેખાવ બહુ રમણીય થઇ પડયો.' રાણીપતિ પોતાની ભૂમિનાં સ્થળો નિરખાવતો કેટલો હર્ષમય થતો હશે, તે જન્મભૂમિના અભિમાનીઓનેજ ખબર પડે. પૃશિઆના મહારાજાએ અત્રે રાણીને મોટી જયાફ્ત આપી હતી. ત્યાં મહારાણીની સલામતી લેવાડતાં, ત્રીસવર્ષ પૂર્વે વાટરલુના રણક્ષેત્રમાં જે યુદ્ધ થયું હતું,ને તે પછી જે મહાવિજય

મે ગળ્યો હતો તેનું સ્મરણ કરાવી હુર્રેના હર્ષભરિત પોકાર વચ્ચે મદ્યના પ્યાલાઓ પીવા માંડયાં. રાણી આ સલામતીથી ગદગદિત થઇ ગઇ. તા. ૧૨ મીએ બોનમાં બેથોવનનું પૂતળું ખુલ્લું મુકવાની ક્રિયા જોઈ, ને સંઝયાકાળે રાહિન નદીનો શણગાર ને કોલોનની રોશની જોઇ. રાજવંશીઓ નદિ પસાર કરી કોલોન ગયા, જ્યાં જતાં પુલપર અતિ ભભકાભરી રોશની નિરખી; ને ગામમાં ફરી રેલવે મારફત બ્રુયલ પાછાં આવ્યાં. ફરીથી કોલોન જોવા ગયાં, ને પાછાં બ્રુયલ આવ્યાં ત્યારે બેલજીયમના રાજા રાણીને ત્યાં પહરોણા તરીકે રહ્યાં. રાત્રિના ગાયન કરાવ્યું, ત્યાં ખાસ રાણીશ્રી માટે જોડાયલી ગઝલો ગાવામાં આવી. ત્યાંથી બીજે દિને નદીની સેહેલે નિકળ્યા, ને ઘણા અદ્ભૂત ચમત્કારો ને ભવ્ય રચનાઓ નિરખી, જળક્રીડાઓ ને તરવાની ક્રીડાઓ જોઈ, બહુ આનંદ પામ્યા. નદિમાં ફરતા કોબલેન્ઝ આવી પહોંચ્યા; જ્યાં ૨૦૦૦૦ માણસોએ સલામતી આપી હતી.

બે ત્રણ દિવસ હમબોલ્ટ, બરટ્ઝબર્ગ આદિ સ્થળે ફરીને તા. ૧૯ મીએ કોબર્ગ, સસરાજીને ગામ આવ્યાં. અહિઆં જેઠજી રાજપુત્ર **અરનેસ્ટ,** મામાજી રાજા **લિયોપોલ્ડ** ને મામીજી રાણી **લુસીને** મળ્યાં. અત્રેનું સન્માન તો એક અદ્ભૂતજ બનાવ હતો. પેહેલેજ નાહની નાહની ઉમરની કેટલીક બાળકીઓએ ગીત ગાતાં હાર ગજરા પેહેરાવ્યા. રાણીશ્રી પોતે કહે છે કે, અમને અત્રે નગર પ્રવેશ કરતાં જે આનંદ પ્રાપ્ત થયો તે વર્ણવવાને શેષ પોતાની સહસ્ત્ર જીભ છતે પણ અશક્ત છે. સુંદર નગર, સર્વેનો પ્રેમ, ને અંતઃકરણની લાગણીઓ બહુ આનંદદાયક હતી. રાણીનાં માતુશ્રી પણ અત્રે હતાં. સર્વે સાથે પ્રેમ ભર્યા મેલાપથી બહુ આનંદ વ્યાપ્યો. રોસેન્યુમાં રાજાપુરૂષે ઉતારો લીધો, ને રાજ્ઞીપત્તિના જન્મવાળો ઓરડો સુવા બેસવા માટે પસંદ કીધો. રાણીશ્રી લખે છે કેઃ—" કેવાં સુખી, કેવાં આનંદી અમે છિયે, કે રોસેન્યુમાં પ્રાણ-

**પ્રિય આલબર્ટ**ના જન્મવાળા ઓરડાઓમાં, કે જે મારા નાથને બહુ પ્રિય છે ત્યાં મૂકામ કીધો છે. અમે સાથે છિયે તેથી એ બહુ આનંદી છે. અમને તો એ સ્વપ્નુંજ લાગે છે." પાંચ છ દિવસ સુધી દંપતીનો હર્ષ એટલો હતો કે ગણુર્ત્રાજ થાય નહિ.

બીજે દિવસે કિલ્લો જોવા ગયાં, ને ત્યાં જગપ્રસિદ્ધ પૂજ્ય સમર્થ **લ્યૂથર**ની બેઠક ને બીછાનું જોયું. તા. ૨૨ મીએ મોટી જ્યાફત આપવામાં આવી; જ્યાં ફેનસી ડ્રેસમાં ગામડાના લોકો પોતપોતાના બાળબચ્ચાં સાથે આવ્યા હતા; જેઓ રાણીશ્રીનો આ દેખાવ જોઇને આશ્ચર્યમાં ગરક થઇ ગયા. છોકરાંઓ અને મોટાઓ જૂદીજૂદી જાતની ગમ્મત અત્રે કરવા લાગ્યાં, જેથી સર્વને બહુ રમુજ પડી. તા૦ ૨૫ મીએ મોટો દિવસ હતો. એ દિન્ને રાણીપતિ **આલબર્ટ**ની જન્મતિથિ હતી. રાણીને એ દિવસ બહુ ભાગ્યશાળી લાગ્યો. એ દિવસે મીજબાની પણ હતી, ને વિચિત્ર નૃત્ય કરાવવામાં આવ્યું હતું.

હૃદયભંગ થયેલા, ને પ્રેમી જનના મોહમાં ફસાયલા સર્વે તા. ૨૭ મીએ જૂદાં પડયાં. પ્રથમ બંનો જન ગોથ ગયા, જ્યાં બંનોના દાદીમા, ૭૪ વરસનાં ડોસાં, આશિર્વાદ આપવાને તૈયાર હતાં. રાણીશ્રીની મુલાકાતથી દાદીમા બહુ મમતાળુ બન્યાં. દાદીમા વયોવૃદ્ધ છતાં ચંચળ ને કામકાજમાં ચોકકસ હતાં—માત્ર જરાક કાને બેહેરાં હતાં. રાણીને જોઇને તેને છાતિસરસી ચાંપી, ઉપરાઉપરી ચુંબનો લીધાં. **આલબર્ટ** તેને સર્વથી વહાલોં હતો તેને તો ખૂબ ભેટયાં, ને ખુબ પ્રેમથી ખખડાવ્યો. અત્રે સાબરોનો શિકાર કરવામાં આવ્યો, તે જોઈને રાણીએ કહ્યું કે એ એક કસાઇ કામજ છે.

બે દિવસ પછી ડયૂક **ઑફ ગોથ**—સસરાજીની સમાંધિએ સર્વે મંડળી ગઇ. અત્રે પોતાના પ્રેમવંતા ને પૂજ્ય સસરાજીની છેલ્લી ભેટ લઈ પ્રેમથી સ્પર્શ

કીધો ને પોતે તેમના ગુણનું રૂડી રીતે ગાન કીધું. અફસોસ કે આ સુશીળ ડયૂક, પોતાના રાજવંશી પુત્ર ને વહૂનો આનંદ નિરખવા હૈયાત રહ્યો નહિ. તા૦ ૩ જી સ્પટંબરે સર્વેને રામ રામ કરવાને તૈયાર થયાં. રાણીપતિ ને રાણીશ્રી ઘરતરફ વળવાને તૈયાર થયાં. જુદાં જુદાં પરગણાં ને ગામડાંઓ ખુંદતાં પાછાં દરિયા કીનારાપર આવી પ્હોંચ્યાં, જ્યાં તેમને લેવાને-રાણી શ્રીની યાટ તૈયાર હતી. માર્ગમાં ટ્રીપોલે ઉતર્યાં, ને ચાલતાં ચાલતાંજ રાજા **ફિલિપ**ની મુલાકાત કીધી. આ વેળાએ અતિઅગત્યની મંડળી મળી હતી. રાજ કરતો રાજા, રાણી, રાણીપતિ, રાજલોહીનો રાજપુત્ર, એક મોટો ડયૂક ને ફ્રાન્સનો વડો પ્રધાન એ સર્વથી મંડળીમાં રંગખૂબ જામ્યો હતો. ત્યાંથી નિકળેલા તા૦ ૧ લીએ દંપતી ઓસબર્ન પ્હોંચ્યાં; ને રાણીએ લેખ લખ્યો કે **"જર્મની ની મુસાફરી એ મારી જીંદગીના મુખ્ય આનંદી બનાવમાંનો એક છે."**

## ૮–ઉથલપાથલો–ગમ્મતો.

એ વરસમાં બીજા અવનવા બનાવો ઘણા બન્યા છે. રેલવેના વેપારનું ગાંડાપણું, ને આયર્લંડમાં પટેટાના પાકના નાશથી ભારે ત્રાસ પથરાયો હતો. 'કોર્ન લા'ને માટે પાછું રમખાણ શરૂ થયું હતું, ને તેવામાં **રોબર્ટ પીલ**ને પ્રધાનપદું છોડવું પડયું. લોર્ડ **રસલ** પ્રધાનવટે આવ્યો તો ખરો, પણ પ્રધાનમંડળ સ્થપાયું નહિ; તેથી પાછો તા૦ ૫ મી ડીસેંબરે **પીલ** આવ્યો; ને પોતાના સાથીઓમાં મતભેદ છતાં 'કોર્ન લા' કાઢી નાખ્યો. **કોબડન**નો મહાવિજય થયો ! તેવામાં તા૦ ૨૫ મીએ રાણીશ્રીએ રાજપુત્ર **હેલીના**નો જન્મ આપ્યો. જુન માસમાં સર **રોબર્ટ પીલ**નું પ્રધાનમંડળ ઐરીશ કોયરીસન બીલના સંબંધમાં હાર્યું. રાણીશ્રીને **પીલ**થી છુટા પડવું બહુ ભારે પડયું, પણ નાચારીએ ઉપાય નહિ. તા૦ ૨૫ મી જુને **હેલિના** રાજપુત્રનું નામ **હેલીના આગસ્ટા વિક્-**

**ટોરિયા** રાખવામાં આવ્યું. નામ પાડવાની ક્રિયા ન્હાના ડયુક ઑફ **ઓર્લિયન્સે** કીધી હતી.

થોડા દિવસ પછી રાણીપતિએ લીવરપુરલ જઇને **આલબર્ટ ગોદી** ઉઘાડી; ને બીજે દિવસે સેલરહોમનો પાયો નાખ્યો. રાણીશ્રી રાજપુત્રથી એકલવાયાં હોવાથી લખે છે કેઃ–"મારા પ્રાણેશ વિના મને ઘણું સાલે છે, ને જો કે હું જાણુંછું કે ઘણાઓને આવો વિજોગ થાય છે, પણ મને તો તે વધુ સાલે છે. તેના વગર સઘળું અળખામણું લાગે છે. એક દિવસ પણ એનાથી છુટા પડવું મનેતો બહુ ભારે છે, ને પ્રભૂ કદી છુટાં પાડે નહિ.

રાણીશ્રી બેલજીયમના રાજારાણી સાથે બકિંગહામથી ઓસબર્નના" મેહેલમાં રેહેવા ગયાં. બેરન **સ્ટોકમર**, જે રાણીનો હિતચિંતક હતો, તેણે ઓસબર્નના મેહલમાંનો રાણીનો વૈભવ જોયો, ત્યારે સાથે લાગી તેણે રાણીશ્રીમાં દૃઢતા, સત્યતા, સાદાઈ, આનંદીપણું ને મિલનસારૂપણું જોઇ બહુ ખુશી બતાવી. બેરન **સ્ટોકમર**ના ગયા પછી થોડે દિવસે (ઓગસ્ટ ૧૮ મી) સઘળાઓ ઇંગ્લીશ ખાડીમાં સેલઘાએ નિકળ્યાં. કેટલાંક બંદરો જોઇ, પાછાં ફર્યાં, ને પાછાં જરસી ગયાં. એજ પ્રવાસમાં યુવરાજે પોતાનો દેખાવ નૌવિક તરીકે પેહેલોજ દીધો; જેથી યાટપુરના નૌવિક અને બીજાઓ બહુ પ્રસન્ન થયા. જરસીનો ઘાટ ને રચના જોઇ પ્રસન્ન થયેલા દંપતી ફેલમાઉથ ગયાં; ને ત્યાંથી કાર્નવાલ આવ્યાં. સમુદ્રની કેટલીક અદ્‌ભૂત રચના જોતાં કાર્નવાલની ખાણો જોવા ગયાં; જ્યાં રોશની કરવામાં આવી હતી. અત્રેથી પાછાં ઓસબર્ન આવ્યાં.

## ૯–સ્પેનના લગ્ન ને આલબર્ટની શ્રેષ્ટતા.

ફ્રાન્સના રાજા **લુઈ ફિલિપિ** સાથે રાણીશ્રીને ઘણો ઘરવટ હતો પણ રાજ્યને લગતી બાબતમાં તેવી વાતને કંઈ સંબંધ ન્હોતો. **લુઈ,**

ફિલિપે સ્પેન સાથે ઘાડો સંબંધ બાંધવા માંડયો. ડયૂક **ડી મોંટપીન્શર** અને **ઇનફન્ટા લુસી** સાથે ને **લુઈ**ના ભત્રિજા ડયૂક **ડી કાદી**ના લગ્ન સ્પેનની રાણીની બેહેન સાથે કરવાના ઠરાવ્યાં. આ વાત ઇંગ્લંડને બિલકુલ ગમી નહિ, ને જ્યારે રાણી **વિકટોરિયા**ને સમજાવવાને રાણી **એમીલી** ઇંગલંડ ગઇ, ત્યારે રાણીશ્રીએ પોતાના દરજ્જાને ઘટતો આવકાર દઇ, તેની માંગણીને માટે ઘણા ગંભીર શબ્દોમાં ના પાડી. આ પ્રમાણેનાં લગ્ન થાયજ નહિ, કેમકે તેથી દેશ-રાજને ઘણો ભય છે. પણ **ફિલિપે** તે વાત ગણકારી નહિ, ને સ્વચ્છાથી વર્ત્યો, જેનું પરિણામ ઘણું માઠું ભોગવવું પડયું. આ વાત માત્ર ચકડોળે ચઢી છે તેવામાં ફરીથી હેમંતરૂતુમાં પ્રવાસે નિકળ્યાં. મારકવિસ આફ **સોલીસબરી**ને મુકામે ગયાં, ને ત્યાંથી ડયૂક ઓફ **વેલિંગટન**,લોર્ડ **મેલબોર્ન** વિગેરેને મુકામે પધાર્યાં.હેટફિલ્ડમાં રાણીને બહારની રમણીયતા જોતાં ઘણી મઝા પડતી હતી. સઘળાંઓ એક દિવસે ફરવા ગયા, ત્યાં, જે ઓકનાં વૃક્ષની નીચે બેઠેલી **એલીઝાબેથ**ને એમ જણાવવામાં આવ્યું કે તું રાણી થઇ,તે વૃક્ષ જોઇ બહુ મગ્ન થયાં. ડીસેંબરની શરૂઆતમાં ડયૂક ઓપ્ **નોરફોક**ની મુલાકાત લીધી. નવું વરશ શરૂ થયું તે વળાએ રાજ્યમાં થોડીક ગડબડાટ હતી, કેમકે આયર્લંડમાં પટેટાનો પાક બગડવાથી ભુખમરાએ મોટો વાસ કીધો હતો. આયર્લંડને પેહેલે શાંતિ પમાડવાની જરૂર પડી.

કેમ્બ્રિજની પાઠશાળાનો રાજપુત્ર **આલબર્ટ**ને ફેબ્રુવારીમાં ચાનસેલર ચુંટી કાઢવામાં આવ્યો હતો. પણ તેને લગતી ક્રિયા તો છેક જુન માસમાં થઇ. એ ક્રિયા ટાંણે રાણીશ્રી પોતાના રાજસિંહાસનપર હતાં,પણ રાણીપતિ તો પોતાના ઓહ્દાનો રોબ પેહેરીને પૂર ભપકામાં હતો. તેના સહાયક તરીકે ઓક્ષફર્ડનો ચાન્સેલર ડયૂક ઓફ **વેલિંગટન** ને આચાર્ય હતા; તેમ બીજા પણ કેટલાકો હતા. રાણીપતિએ ચાન્સેલર તરીકે મહારાણીશ્રીને માનપત્ર આપ્યું; જેનો પ્રતિઉત્તર રાણીશ્રીએ ગંભીરતાથી આપ્યો. પછી

કોનવોકેશનનું કામ શરૂ થયું. અત્રે રાણી એક તમાસગીર તરીકેજ હતી. ત્રણ જર્મનોને તે સમયે નામયોગ્ય પદવી આપવામાં આવી હતી. રાત્રિના ગાયન ને ભોજન બંનો હતાં. રાજપુત્રનો દબદબો પાઠશાળામાં બડો ભારે હતો. બંને દંપતી નગરના રત્નમણી હતા,ને રાજ્યના મહોરાં હતાં; એમ આચાર્ય **વિલબરફોર્સ** લખે છે. રાણીશ્રી પોતે નોંધ કરે છે જે:—"મારા પ્રાણેશ **આલબર્ટ**ને માનપત્ર આપે તે વેળા મને કેવું લાગ્યું હશે? તે સર્વથી શ્રેષ્ઠાસને વિરાજ્યો તે દેખાવ અભિનવ હતો. તેણે મને માનપત્ર દીધું, મારા હસ્તનું પ્રેમથી ચુંબન કીધું, ને પછી પોતાને આસને વિરાજ્યો એ ઉત્સાહ વર્ણન કેમ વર્ણવાય?" રાણીપતિને ચાન્સેલર કીધા તેની લાવણી રાજકવિ **વર્ડસ્વર્થે** બનાવી જે,બીજે દિવસે મિલાવડામાં ગવાઇ હતી; જેમાં રાણીશ્રી તથા રાણીપતિના સંબંધમાં પ્રશંસા ને આનંદજનક શબ્દો મહલાવી મહલાવીને મુકયા છે. તેજ દિને પછી બંનો દંપતી કુંજમાં ફરવા ગયાં. લતામંડપો અચ્છા હતા. **આલબર્ટ** માત્ર એક સાદા બદનમાં હતો, ને રાણીશ્રી સંધ્યાટાંણાના પોશાકમાં હતાં. પેહેલે કુંજમાં ભુલભુલામણીમાં પડયાં, પણ થોડે શ્રમે રાજમાર્ગમાં આવ્યાં. સેંટ જૉન પાઠશાળાના સેતુ નજીક આવ્યાં કે ગામડિયાઓનો રંગ મસ્તી રાગ તાન સૂર સાથે સંભળાવવા લાગ્યો, તે સુણતાં દંપતી મગ્ન થઇ ગયા.

બીજે દિવસે **હેન્રી** આઠમાના મેહેલમાં લેવી ભરવામાં આવી, ત્યારે શિક્ષકો, વડાગુરૂઓ ને સ્ત્રીપુરૂષો સઘળાં હાજર હતાં. રાણીપતિએ પણ લેવી ભરી હતી. એજ દિવસે મોટો નાસ્તો થયો હતો, તેમાં સર્વે સામેલ થયાં. હજારો સ્ત્રીપુરૂષો ત્યાં હાજર હતાં. તેજ સાંઝના પાછાં ફરી લંડન આવ્યાં.

## ૧૦—સ્કૅાટલંડનો ત્રીજો પ્રવાસ.

હું એકવાર જણાવી ગયો છું કે સ્કૅાટલંડ જેવો રમણીય ને કુદરતી રચનાથી ભરપૂર દેશ બીજો નથી. રાણીશ્રીનું મનડું તો ત્યાંજ

મ્હોટયું હતું. વાત કરતાં સ્કૉટલંડ, રંગે રમતાં, ને મૌજ ભોગવતાં સ્કૉટલંડ જવાને તૈયાર થતાં. તા૦ ૧૧ મી આગસ્ટે ત્રીજીવેળા સ્કૉટલંડના બેટા ને બીજાં દરિયાનાં સ્થળો નિરખવા યુવરાજકુંવરી વિગેરે સમાજ સહિત રાણીશ્રી નિકળ્યાં. પેહેલે સમુદ્રપર્યટન કરતાં સીસીલીના ટાપુમાં ગયાં. અહિયાં જતાં પુષ્કળ• કંટાળો આવ્યો. કેમકે વાદળાં, ધુમસ ને તોફાની દરિયો ઘણા સંતાપનાર થઈ પડયાં. સર્વને સમુદ્રતાપ લાગ્યો. ત્યાંથી નિકળેલા મીલફોર્ડ-હેવન બંદરપર આવ્યાં. જ્યાંથી ગામમાં રાણીપતિ ને બીજાઓ ગયા પણ રાણીશ્રીતો તુટકપરજ રહ્યાં. ત્યાંથી ફરીને કારનારવન નજીક થઈ આઇલ ઑફ મેનપર વળ્યાં. ત્યાંથી કેટલાંક નહાનાં બંદરોપર ફરીને તા૦ ૧૮ મીયે કાઇલ્સ ઑફ બ્યુટ આવી પ્હોંચ્યાં. અત્રે પર્વતમાંથી જે મોટી પાણીની નદી વહેતી હતી તે જોઇ, અને ત્યાંથી આવતો અનહદનાદ સાંભળીને સર્વેજન ઘણાં ખુશી થઇ ગયાં. ફાઇનના સરોવરપર આવતાં ત્યાંની સૃષ્ટિ રચનાથી દંગ થઇ ગયાં. તારબર્ટની જગ્યામાં જે વિશ્વરચનાનાં દર્શન થાય છે તેની શોભા તો વર્ણવી શકાય તેમ નથી.• ઇનવેરીરીના સરોવર આગળ આવ્યાં તે જોતાંજ રાણીશ્રીયે કહ્યુંકે, 'અતિ અદભુત રચના છે.' એ સરોવર બહુ મોટું છે,ને પર્વતમાં લાંબુને લાંબુ ચાલી જાય છે. સરોવરમાં રાતા, કાળા ને ભુરાઆદિ રંગો નિહાળ્યા,જે જોતાં આંખ થાકેજ નહિ. ગામનો દેખાવ પણ ત્યાંથી બહુ રમણીય લાગતો હતો; ને આસપાસના વનવૃક્ષોની ઘટા પણ અચ્છી હતી. અહિંયાં રાણીશ્રીને ઉત્કૃષ્ઠ માન મળ્યું. ઘણાક અમીર ઉમરાવો સન્માનાર્થે હાજર થયા હતા. ઇનવેરીરીનો ગઢ જોવાને દંપતી સાથેજ ગયાં હતાં. ગઢની બહાર મારકિવસ ઓપ લોરીનો મેહેલ છે, ત્યાં નાહનો મારકવિસ ઉભો હતો. રાણીએ જ્યારે આ બે વરસના બાળકને પ્રેમ ભર્યો, નાજુકાઇથીભરેલો જોયો ત્યારે તેના સ્વપ્નામાં પણ નહિ હશે કે તે તેનો પૂજ્ય જમાઈ થશે. એ મારક્વિસ તે રાજપુત્રી લ્હેસીનો પતિ થાય.

અત્રેથી રાજમંડળી કીનાનની નેહેર માર્ગે ૧૧ સરોવરો ઓળંગી કીનાન પહોંચી. રાત્રિ ત્યાંજ કાઢી, ને બીજે દિને પશ્ચિમની પ્રસિદ્ધ દરિયાઈ ગુફાઓ જોવાને સિધાર્યાં. આ ગુફાઓમાં કુદરતી ઘણા દેખાવો છે, ને ત્યાં જનારાઓ કહે છે કે આ ગુફાઓમાં પગતળે પાણી ને ઉપલા ઘુમટોમાં હિંદુસ્થાનને લગતાં કેટલાંક કોતરકામો છે. ખડકપર ઉભા રહીને તે જોવામાં આવે છે, અને ત્યાંનો દરિયો બહુ તોફાની છે. ૨૨૭ ફીટ લાંબી ને ૪૦ ફીટ પહોળી તે ગુફા છે. આ ગુફાઓને ફીંગલની ગુફાઓ કહે છે, જેના દર્શને બ્રિટિશ રાજવંશમાંથી સહકુટુંબ સહપરિવાર રાણીશ્રીજ પેહેલ વેહેલાં ગયાં હતાં.

ત્યાંથી પાછા ફરી સ્ટાફા ને ત્યાંથી ઈયોના ગયાં. એ ઉચ્ચાં શૂરવીરોની જગ્યાઓ જોવાજોગછે. ધ્લીના સરોવરે થઇને વિલ્યમગઢમાં ગયાં. રાજપુત્ર **આલબર્ટ** એકલોજ ગામમાં ગયો હતો. અત્રે ત્રીજા **વિલ્યમ**ના સમયમાં **મેકડોનલ્ડ**ની કતલ થઇ હતી, તે અદ્યાપિ પર્યંત બતાવવામાં આવે છે. ગ્લીનકોના રેહેઠાણ માટે પસંદ કરેલી ચાઁડવરેકી નામની જગ્યા, કે જે લેગનના સરોવરના લતાપર આવેલી છે, ત્યાં રાણીશ્રી આવ્યાં. અત્રે પોતે લખે છે કેઃ—અમારે અત્રે અમારી યાટને રામરામ, ઘણી દિલગીરી સાથે કરવા પડે છે; કેમકે પશ્ચિમના ટાપુઓ ને સરોવરે તો અમને ઘણા મોહિત કીધાં છે. એ પછીની જગ્યાઓ કાવ્યરસથી ઝામેલી, વાર્તા ને ગાથાઓ ને રચનાથી ભરેલી-લદબદ થયેલી ઓ છે. ચાઉંવરેકી અસલ સ્કૉટલંડના **ફરગ્યુસ** રાજાની હતી. હાલનું રેહેઠાણ મારક્વિસ ઓફ **એબરકોર્ને** બાંધ્યું હતું; જે લોર્ડ **વિલ્યમ બેન્ટીક**ના ભાઈ લોર્ડ જ્યોર્જ બેન્ટીકના તાબામાં હતું, તેણે રાણીને ભાડે આપ્યું હતું. આ મેહેલ ઘણો અચ્છો છે ને તેમાં ઘણીક જાણવાજોગ વસ્તુઓ છે. સામેજ લેગનર સરોવર આવેલું છે, જ્યાંથી ઘણી રમણીય જગ્યા જણાય છે. અહિયાં રહ્યાં ત્યાં સુધીમાં રાણીશ્રીએ રમતું, શિકાર

કરવો ને ચિત્ર કાઢવામાંજ વખત ગાળ્યો હતો. રાજપુત્રે મહાની ભરેલી મૃગયાઓ કીધી હતી; ને જંગલમાં ખૂબ ભટકી મઝાઓ મારી હતી. ત્યારે બાલકો ટટ્ટુઓપર દોડાદોડ ને ઘરમાં ધમાધમ કરી મુકતાં હતાં. ચાર અઠવાડિયું અત્રે એવા આનંદમાં કાઢ્યાં કે રાણીશ્રીએ લોર્ડ કેમ્પબેલને લખ્યું 'કે જોકે હવા ખરાબ હતી, તોપણ હાઇલેંડની જીંદગીનો વૈભવ મોટો છે. વરસાદમાં ફરવા જવું ઠીક લાગતું નહિ, તોપણ તેમાં મઝા મળતી હતી. દરેક ઠેકાણે કંઇ કંઈ ખૂબી જેવું હતું, ને દરેક ઠેકાણે સ્થિર થવા જોગ હતું. જ્યાં આંખ નજર નાખતી ત્યાં ઠંડક ને આનંદ શિવાય કંઈજ જોતી નહિ. ફરીને આવતાં કકડીને ભૂખ લાગતી, ને ભોજનપર અચ્છી મઝા કરતાં હતાં. હવા ઠીક નહિ પડવાથી સઘળાંઓ પાછાં ઘર તરફ ફર્યાં ને તા. ૨૧ મીની સાંઝે બકિંગહામ આવી પ્હોંચ્યાં. આ વેળાએ સમુદ્રે શાંતિ પકડી નહોતી.

# પ્રકરણ ૧૦ મું.

## સુખ અને ચિન્તા.

મધ્યાવસ્થામાં મળતાં સર્વ સુખોથી સંતોષિત થયેલી ઐશ્વર્યવાન મહારાણી, રાજની ચિન્તા અને ખટપટમાં, સુખ અને લહાવો લેતાં કાલ નિર્ગમન કરે છે. સંસારનું પરિપૂર્ણ સુખ એ નામદારે મેળવ્યું છે; અને લગ્નની પ્રત્યેક પ્રત્યેક પ્રતિજ્ઞાનું પાલન કીધું છે. વર્ષા, હેમંત, શિશિર અને ઉષ્ણઋતુમાં પ્રાણનાથ **આલ્બર્ટ**ને લઇ અનેક પ્રકારના ક્રીડાસ્થળોમાં નિવાસીન થયા છતાં, રાજ્યપર પૂર્ણ લક્ષ દે છે.

### ૧–આખું યુરોપ અને સાથે ઇંગ્લંડ.

ફ્રાન્સ અને સ્પેન વચ્ચે જે લગ્નસંબંધ વધારે ગાઢા સંબંધથી જોડાયો હતો, તેના સંબંધમાં યૂરોપમાં પહેલી મોટી ઉથલપાથલ થઈ રહી. લુઈ ફિલિપની છળકપટ ભરી યોજનાથી તે બહુ અપ્રીતિપાત્ર થઇ પડ્યો, તે એટલે લગણ કે લોક અપ્રીતિને શરણે થઇ દેશવટો લેવો પડ્યો. તે સ્મિથનું નામ ધારણ કરીને ઇંગ્લંડ નાઠો. આ તેની સ્થિતિ, રાજામાંથી રંક થવા માટે રાણીશ્રીને ઘણું લાગ્યું. પણ તેણે જે ભૂલો, ગર્વ ને મદથી કીધી હતી તે તરફ કંઇપણ અપ્રીતિ દર્શાવિ નહિ. એ નામદારે તો જે નવી સરકાર ફ્રાન્સમાં સ્થપાઇ તેને પણ યોગ્ય રીતે માન આપ્યું; અગર જો લુઇ ફિલિપને માટે પોતે પૂરતો સત્કાર બતાવ્યો. ક્લેરમોંટના રાજમ્હેલમાં રાણીશ્રીને માન આપી તે મળવાને આવ્યો, ત્યારે બહુ મમતાથી ને પુરતા સત્કારથી તેની રાજસેવા કીધી; કેમકે ઓર્લિયન્સના કુટુંબ પ્રત્યે એ નામદારની

સદાનીજ એવી લાગણી હતી. રાણીશ્રી **બેરન સ્ટોકમરને** લખતાં **લખે છે** કે, ભવિષ્યમાં આ પ્રમાણેનો મારો બનાવ બનશે, એનો ખ્યાલ સ્વપ્નમાં પણ નહતો. **ડચેસ ડી મોન્ટપિન્સર**, કે જેને માટે આ ટંટો ઉભો થયો હતો, તે શરણે આવીને રહી હતી, કે જેના શરીરપર સાજું વસ્ત્ર પણ ન્હોતું. **લુઈ ફિલિપને** ઇંગ્લંડની રાજસભા ને વૈભવથી ઘણું લાગી આવ્યું હતું.

ફ્રાન્સની ઉથલપાથલ સાથે ઈટલી, સ્પેન, પૃશિયા, અને આસ્ટ્રીયા સઘળે ગડમથલ થઇ રહી. બેલજીયમમાં રાજાને પદભ્રષ્ટ કરવાનો ઈરાદો થયો, પણ રાણીના મામા, **લિયોપોલ્ડનું** રાજ સલામત રહ્યું; તેમજ રાણીના સાવકા ભાઇ તથા જેઠજીના સંબંધમાં પણ થયું હતું; પણ કંઇ અલવલ આવી નહિ.

આ બધી રાજખટપટ ચાલતી હતી તેમાં રાણીશ્રીએ ચોથી **દીકરીનો** જન્મ આપ્યો. તા૦ ૧૩ મી મે ૧૮૪૮ ને દિને બકિંગહામના મ્હેલમાં તેનું નામ પાડવામાં આવ્યું કે રાજપુત્રી **લુયુસી કેરોલાઇન આલબર્ટા.** આ જન્મ પછી રાજા **ત્રિજા જયોર્જની ચારલોટ** રાણીથી ઉત્પન્ન થયેલી રાજપુત્રી **સોફીયા** મરણ પામવાના સમાચાર મળ્યા ને તેથી સરવે ઘણા શોકગ્રસ્ત થયાં. આવો મામલો બન્યો હતો તેટલું છતાં રાણીશ્રી કદી પણ નાજુક થયાં ન્હોતાં. ઇંગ્લંડમાં પણ ધમસાણ ચાલવાનો ભય હતો. કારટીસ લોકોએ તોફાન ઉઠાવ્યું. ઇંગ્લંડમાં ઇનકમટાક્ષ નાખવાથી અને સેનામાં વધારો કરવાથી ઘણો અસંતોષ પેદા થયો હતો રાણીશ્રી પોતાના મામાને લખે છે કે, " જે બની ગયું તે મેં જાણ્યું, ને મારો વિચાર બીજો કંઇજ ન્હોતો, પણ માત્ર રાજકીય. એ સઘળાથી હું ક્ષોભ પામી શાંત કે નાજુકડી થઇ નહોતી. જોકે સ્થિતિ એવી ખરીકે મ્હોટી બાબત મને ક્ષોભમય કરે; પણ નહાની તો માત્ર નાજુકજ બનાવે." કારટીસ લોકો, એના

રાજ સાથે રીસાયા હતા. તેઓની એક સભા તા. ૧૩ મી માર્ચે કેનીંગટન કોમનમાં મળી; પણ ધારવા પ્રમાણે ફતેહ મેળવી નહિ. આખા ઈંગ્લંડમાં રણસંગ્રામ ઉઠાવવાને તૈયારી થઇ હતી, પણ તાત્કાળમાં ઉપાય લેવાયા, તાત્કાળમાં સેનાની વ્યવસ્થા થઈ, ને ૨૦૦૦૦૦ નવા સીપાઇઓ તાત્કાળમાં ભરી વળ્યા. ફ્રાન્સના પાછળથી થયેલા શાનશાહ **લુઈ નેપોલિયને** એક કોન્સ્ટેબલ તરીકે રાણીના રક્ષણમાટે એજ સમે સપથ લીધા, ને સઘળે શાંતિ યથાયોગ્ય રાખી.

આજ વેળાએ ઐયર્લંડમાં પણ તોફાન થયું. **મિચલ, મેગર** ને **સ્મિથ ઓબ્રરીન** એ ત્રણની આગેવાની નિચે લોકોએ બળવો કીધો, પણ મિચલ ૧૪ વરસ કાળેપાણીએ ગયો. આ વેળાએ રાણીશ્રી તથા રાણીપતિએ કેટલું કામ કીધું હતું તેમાટે એટલુંજ કેહેવું બસ છે કે પ્રદેશખાતાની ઓફીસમાંથી ૨૮૦૦૦ પત્રો બહાર ગયાં હતાં.

## ૨—બેલમોરનો મ્હેલ.

ઈ. સ. ૧૮૪૮માં ફ્રાન્સમાં કાપાકાપી ત્રણ દિવસ ચાલી. જનરલ **કેવીગનગે** તે બંડ બેસાડયું. પાંચમી સપટેંબરે પાર્લીમેંટ બંધ કરવામાં આવી, ને તે દિવસે રાણીશ્રી સહકુટુંબ સહપરિવાર સ્કૉટલંડ ઉપડી ગયાં. સાતમીના પ્રભાતમાં એબરડીનના બંદરમાં યાટે લંગર કીધું; ને ૮ મીને પ્રભાતના નવા ખરિદેલા બેલમોરને મ્હેલ પહોંચ્યાં, ને ત્યાંની રચના જોઈને ઘણાં ખુશી થયાં. જુની સ્કાટિશ ઢબપર મ્હેલનો દેખાવ હતો; જેમાં મિનારો અને વાટિકા પણ સુંદર હતાં. મ્હેલની પાછળ મોટી ઝાડી હતી ને ઝાડી વળી ડુંગરીવાળી હતી. અત્રે સર્વે પ્રકારની ગમ્મત મળે તેવી ગોઠવણો કીધેલી હતી, ત્યાંથી સર્વે ફરવાને માટે નિકળતાં હતાં. એક દિવસે સઘળાંઓ ફરવાને નિકળ્યાં, તે ઘણા ગીચ જંગળમાં ગયાં. **આલબર્ટ** સવારના શિકારે ગયો,

પણ ફોકટ ગયો. કંઇપણ શિકાર હાથ આવ્યો નહિ. ડુંગરાડુંગરી કુદાવતાં ઘણીક જગ્યાએ તેઓ ફરી વળ્યાં, ને ત્યાંના લીલા, પીળા, ધોળા ને કાળા દેખાવો જોઇને બહુ ગમ્મતમાં આવીને ઘોડેસ્વાર થઈ મોજ ભોગવતાં હતાં. બેલમોરના મ્હેલની પાછળના સર્વેથી ઉંચાં શિખરપર ચઢયાં ને ત્યાં ઉભા રહીને ચોમેર નજર નાંખી. એક બાજુએ હિમની લીલા ને બીજી બાજૂએ વરસાદનું ઝરમર ઝરમર પડવું તે જોતાં, આ ઉષ્ણકાળમાં પણ ઠંડી લાગતી હતી. ટટ્ટુપર બેસવાનો શોખ મહારાણીને વધારે પડયો તેથી સ્કોટલંડના ડુંગરા ડુંગરીવાળી જગ્યાનો ઘણોસારો ઉપયોગ કીધો. એ નામદાર એક અચ્છી રીતના સ્વાર છે, ને ઇંગલંડમાં જે શ્રેષ્ટ સ્ત્રીઓ ઘોડેસ્વારનો દાવો બાંધેછે તેમાં એ નામદાર એક છે.

બેલમોર છોડવું ગમે તેમ ન્હોતું, પણ રાજખટપટને લીધે ઝાઝોવાર ટકી શકાયું નહિ. તા૦ ૨ મી સપટંબરે બેલમોરના કુંજાર દેખાવોપર ઠંડી નજર નાખીને સઘળાંઓ નિકળ્યાં. તે જૂદે જૂદે સ્થળે વિશ્રાંતિ લેતાં, લીલા જોતાં ને આનંદ ઉપજાવતા છેક વિંડસરગઢમાં આવ્યાં. અત્રે એમનીજ સમક્ષ સમુદ્રમાં પર્યટન કરતાં એક ત્રાસદાયક બનાવ બન્યો. જેમાં રાણી અને તેમના પ્રાણનાથપર પણ જોખમ આવે તેવું હતું, પણ દયાનિધિ તેવી રાણીએ, કેટલુંક જોખમ વેઠીને પોતે બચી, કેટલાકોના જાન બચાવ્યા હતા. આ માટે પોતે પરમ્‌સંતોષ બતાવ્યો, તે સાથે આટલું પણ જણાવ્યું કે વધારે જોખમ વેઠયું હોત તો વધારે ઉપયોગી થઇ પડત.

નવંબરમાં લોર્ડ મેલબોર્ન મરણ પામ્યો, જેથી રાણીશ્રીને બહુ શોક પ્રાપ્ત થયો. પ્રારંભ કારકિર્દિમાં એના જેવો શ્હાણો પ્રધાન મળ્યો હોત નહિ, તો કોણ જાણે કેવી વિપત્તિ પડતે. તેના મરણથી પોતાને કેટલું લાગ્યું છે તે આજ શબ્દો કહી આપે છેઃ—"મારા પ્રત્યે જેણે અતિ ઉચ્ચ લાગણી દર્શાવી છે, ને સત્ય ને ગંભીર વિચારથી જેણે જોઇયે

તેટલી મદદ આપી છે, તેના મરણનો શોક ભારી છે." આખું ઈંગ્લંડ તેના મરણથી શોકને પામ્યું હતું.

આ વર્ષની પાર્લામેંટ રાણીશ્રીએ જાતેજ ઉઘાડી હતી, ને તેનાં જણાવ્યું હતું કે પંજાબમાં જે બળવો થયો છે તેથી ને આયર્લંડમાં દુકાળથી તેની પ્રજા પિડિત છે તેથી તે અત્યંત દુઃખી છે. પંજાબમાં ઉઠેલા બળવાએ યુદ્ધ નજીક આણ્યું. સિખ અને બ્રિટિશ સેનાને સજ્જડ બાઝયું, અને ઘણી સખ્ત લડાઇ પછી–પ્રથમમાં ચિલીનવાળા અને પછી ગુજરાતની લડાઇઓ થઇ, જેમાં પંજાબના સ્વદેશાભિમાની સિખોએ હાર ખાધી ને બ્રિટિશ રાજ્યમાં પંજાબને સંયુક્ત કરવામાં આવ્યું.

## ૩–રાણીશ્રીપર પાછો પ્રાણઘાતક હુમલો–રાજકુંવરોની કેળવણી.

ઇંગ્લંડમાં પ્રજાનો રાણીશ્રી પ્રત્યે પૂર્ણ પ્યાર હતો, તથાપિ કેટલીક રીતના હુમલા રાણીશ્રીના પ્રાણાંત માટે થતા હતા. ઉષ્ણકાળની સંઝયાની મોજ માનવા માટે મહાપ્રતાપી રાણી કુંજવાટિકાઓમાં ફરવાને જતાં હતાં, તેવામાં તા. ૧૯ મી મેને દિવસે, લીલી કુંજમાંથી જતાં તે સંઝયા ટાણું સાંધીને એક દુષ્ટે બંદુકમાંથી ગોળી ફેંકી. સર્વ સ્થળે ભય વ્યાપી રહ્યો. ક્ષણભર રાજરથ થંભ્યો, ઘાતકીને પકડવામાં આવ્યો. તે લીમરીક પરગણાના એદ્રી ગામનો રહીસ હતો, કડીયાનું કામ કરતો હતો, ને નામે **વિલયમ હેમિલ્ટન** હતો. ફોજદારી સેશનમાં તેનાપર કામ ચાલતાં ગુન્હો સાબિત થયો ને સાત વર્ષ પર્યંત પોતાના દુષ્ટ કરત્વ્યકર્મનાં ફળ વિદેશમાં ભોગવે એ શિક્ષા કરવામાં આવી.

રાજકુંવર કુંવરીની કેળવણી માટે રાણીશ્રી તથા **આલબર્ટ** પૂર્ણ ખંતથી વર્તતાં હતાં, ને પોતાનાં કુંવર કુંવરી માટે એટલો બધો શ્રમ લેતાં હતાં કે તેવો થોડાંજ લઇ શકે. રાણીપતિ **આલબર્ટ**ના જીવન-

ચરિત્રમાં સર્વ રીતની, આ કેળવણી કેમ આપવામાં આવતી હતી તેનું વર્ણન કીધું છે, જે બહુ જાણવા યોગ્ય છે. બાળકોને ગૃહાચારને યોગ્ય કેળવણી અપાતી હતી, અને બાળકો પોતાનો પાઠ તૈયાર કરે તેમાં વચ્ચે વિક્ષેપ પડે નહિ, ને પોતાના માતાપિતા પ્રત્યે પૂર્ણ આસ્થાવંત રહીને વર્તે તે કેહેવતને અનુસરીને કેળવણી આપવામાં આવતી હતી. માતા પોતેજ શિક્ષક છે, તેથી રાણીશ્રી બાળકોના સમક્ષ એવી રીતે વર્તતાં હતાં કે તેઓ બધી રીતે તેનીજ નકલ કરવા લાગ્યાં. ધર્મ સંબંધી કેળવણી એ માટેનો મુખ્ય પાયો હતી. અલબતાં, રાજખટપટમાં ગુંથાયલાં હોવાથી કેટલીકવાર પોતાની માતા તરીકેની ફરજ અદા થતી નહિ, પણ તે માટે વારંવાર તેઓ પોતાની દિલગિરી બતાવતાં, ને કેહેતા કે 'શું કરૂં, બીજી ઘણી ખટપટોને લીધે મારાથી મારો માતૃધર્મ નથી સચવાતો.' પણ ધર્માસ્થા માટે તો પૂર્ણ લક્ષ આપવામાં આવ્યું છે. રાજકુંવરી માટે રાણિપતિ **આલબર્ટ** લખે છે કે, 'કુંવરીને એટલી બધી ઇશ્વરાસ્થાવંત કરવી જોઇયે કે જેથી તે પોતાની પ્રત્યેક ફરજની યથાસ્થિત તુલના કરી તે પ્રમાણે વર્તે. ધર્મ યથાર્થ સમજવો જોઇયે, ને ઇહલોક ને પરલોકના ધર્મ યથાર્થ જાણે. માત્ર વ્યર્થ પ્રાર્થના કરવાથી થોડોજ લાભ છે, પણ જીદંગી, તેનો ઉપયોગ, પ્રભૂ જ્ઞાન, ને મૃત્યુ પછીનું શાસન એ બહુ લક્ષપૂર્વક સ્મરણમાં રાખવાની જરૂર છે.' બેશક સત્ય, આસ્થાવંત, ડાહ્યા અને ઉદાર ધર્મ સંબંધી કથનો પ્રત્યેક માતાપિતાએ, પોતાની ધર્મફરજ તરીકે, બાળકોના હૃદયમાં બચપણથીજ ઠસાવવાં જોઇયે. પરમસદ્ગુણસંપન્ન મી૦ બર્ચ નામના ઇટનના એક શિક્ષકના સ્વાધિનમાં રાજકુંવરી ને કુંવરને સોંપ્યાં હતાં.

## ૪—આયર્લંડ અને પછી સ્કૅાટલંડ.

ઐરિશ પ્રજા તરફથી બહુ પ્રેમપૂર્વક મહારાણીશ્રીને આમંત્રણ આવતાં હતાં. રાણીશ્રીએ આ વેળાએ ઐરીશ પ્રજા તરફ જવાની પોતાની વૃત્તિ કીધી. ચાર સ્ટીમરના કાફલા સાથે આગસ્ટ ૧૮૪૯ માં રાણીશ્રી પોતાના ચાર બાળક સાથે કાઉ બંદરપરથી ઉપડયાં. બીજે દિવસે કાર્ક તાબે કોવ આવી પહોંચ્યાં; કે મહાસાગરમાં રોશની થઈ રહી ને તોપોના ધડાકાપર ધડાકા થઇ રહ્યા. ઐરીશ પ્રજાનો પૂર્ણ પ્રેમ ઉમળકો છુટયો, ને પ્રભાતમાં ઐરીશ ભૂમિપર ચર્ણકમળ ધરતાંજ જયજયકારના પોકારે આકાશ ગજાવી મુકયું. પુષ્કળ માનપત્રો આપવામાં આવ્યાં ને પ્રસન્ન થયેલી પ્રજાએ, જે સ્થળે રાણીશ્રીએ મુકામ રાખ્યો હતો, તેને રાજ્ઞીનગર એવું ઉપનામ આપ્યું. ત્યાંથી કાર્ક ગયાં, જ્યાં માનનો વરસાદ વરસી રહ્યો. નગરના અધવચથી રાજસ્વારી જતી હતી, અને લોકોના ટોળે ટોળા રાજપુરૂષને નિરખવાને મળ્યાં હતાં, તેમાં સ્ત્રીઓનું સૌંદર્ય જોઇને રાણીપતિ ને રાણીશ્રી બહુ પ્રસન્ન થયાં. ત્યાંથી વોટરફોર્ડ થઇ ડબલીન રાજનગરમાં આવી પહોંચ્યાં. કિંગ્સટાઉન બંદરમાં રાજનૌકાના દર્શન થતાં ૪૦૦૦૦ માણસોએ 'જય જય રાણી ઘણું જીવો' એમ બોલી હર્ષે ભરી ગર્જના કીધી.

પ્રભાતમાં લોર્ડ લેફ્ટેનંટ અને લેડી **કલેરન્ડન** વિગેરે સુજનો નૌકાપર, રાણીશ્રીના આદરસત્કાર માટે આવ્યાં. ત્યાં અર્લ ઓફ **કલેરમોંટ**નાં પ્રમુખપણા નીચે રાજનગરનું માનપત્ર આપવામાં આવ્યું. પ્રભાતના **દશ કલાકે** રાણીશ્રી, પ્રાણનાથ **આલબર્ટ** અને ચિરંજીવીઓ સાથે જમીનપર ઉતર્યાં, કે તોપોના ધડડ કરતા અવાજો થયા, રાજપતાકાઓ ફરર ઉડવા માંડી, અને લોકોએ ધરતી ને આકાશ સાથેજ ધ્રુજાવ્યાં. એક પ્રત્યક્ષ દર્શનિક

કહે છે કે, "દેખાવ એવો તો મનહર હતો કે કદિપણ વિસરાશે નહિ, ને અવાજ સંભળાશે નહિ. સ્ત્રીઓએ રૂમાલોની ઉડાઉડ કીધી, ને પુરૂષોએ તો જે હાથમાં આવ્યું તે, લાકડી, ટોપી, રૂમાલ અથવા કોટ ઉડાવ્યા ને જયરાણી જયરાણીનો પોકાર કીધો. રાણી શ્રી આસપાસ ફરીને જોતાં જોતાં સર્વના સત્કારનો પ્રતિ ઉત્તર દેતાં હતાં. રાણીપતિ આલબર્ટે સર્વ સાથે સરખો ભાગ લીધો હતો, ને રાજપુત્રો તરફ તો સર્વની નજર ઠરી ગઇ હતી." રાણીશ્રીના હૃદયમાં પ્રજાભક્તિએ બહુ મોટું ઘર કીધું. બંદરપરથી રાજસ્વારી રેલવે મારફતે દબલીન ઉપડી ગઈ હતી. સ્ટેશનપર રાજરથ તૈયાર હતો. નગરમાં પ્રવેશ કરતાંજ નગર કુંચી લોર્ડ મેયરે સ્વાધિન કીધી. જ્યાં એક અતિ વિશાળ ચકચકિત નભોમંડળ તોરણ લટકાવવામાં આવ્યું હતું. રાણીશ્રી પોતેજ લખે છે કે 'લોકોનો આ ભારે સમુદાય, તેમનો ઉત્સાહ, ઉમંગ, પોકાર અને ત્વરાએ સઘળું વિચિત્ર ને સુંદરતાથી ભરેલું હતું. તેમાં વળી સેનાની રચના, વાજીત્રની ગોઠવણ ને મનમોહક નાદ, ટોપીઓની ઉડાઉડ ને રૂમાલોનું ફર ફર ઉડવું ને જય જયકારનો ઉઠતો પોકાર, જ્યારે થોડા વખતપર 'માસ્લિ લોને સ્વાધિન એ પ્રદેશ હતો એ વિચાર, અ-મારાથી વિસરાય તેવો નથી. દબલીનના એક સુંદર શણગારેલા મ્હોલ્લા સે-કવિલની શોભા તો અનહદ હતી. 'કવિપણ વર્ણન કરતાં અત્રે તો હારી ખાય.

બીજે દિવસે, એટલે તા૦ ૭ મીએ રાણી શ્રી આલબર્ટ સાથે ઘોડે-સ્વાર બનીને કેટલીક જગ્યાઓ જોવા ગયાં, જેમાં બેંક, જુનું પાર્લામેંટનું મકાન અને ટ્રીનીટીની પાઠશાળા હતી. બપોરના કિલમેનહામની આરોગ્ય-શાળામાં ગયા. તા૦ ૮ મીએ રાજગઢમાં દરબાર ભરવામાં આવી, જે પ્રસંગે આયર્લંડનાં મુખ્ય નગરો તરફના પુષ્કળ માનપત્રો હજુરમાં ધરવામાં આવ્યાં. તા૦ ૯ મીએ ફિનિક્સપાર્કમાં સેનાની કવાયત કરવામાં આવી હતી. આયર્લંડનાં એકજ ડ્યૂક લીન્સ્ટરના ગઢની મુલાકાત બીજે

દિવસે લોર્ડ લેફ્ટેનંટ સાથે લીધી. અત્રેના ઐરીશ નૃત્યની વિચિત્રતા જોઇ રાણીશ્રી બહુ પ્રસન્ન ને રંજન થયાં. નૃત્ય કરનારા પુરૂષો ડગલો પેહેરતા ને સ્ત્રીઓ માથે શાલ બાંધતી હતી, ને દશદશજન, જેમ આપણા દેશમાં રાસક્રીડા કરે છે તેમ રમતાં હતાં.

આયર્લંડથી પાછી રાજસ્વારી નિકળી ત્યારે ઉપરાચાપરી જય જયના પોકાર થઇ રહ્યા હતા. ઘણું જીવો **વિકટોરિયા**, બહુ જીવો **આલબર્ટ**, **વિકટોરિયા આલબર્ટ** ફી જે, એમ ગર્જનાની ધુન્ય થતી તે જોઇને સર્વને રાજ પ્રજાની ભક્તિ માટે બહુ ઉંચો મત ઉત્પન્ન થયો. કિવન્સનગરથી યાટમાં ઉપડયાં, ત્યારે લોકોનો હર્ષગર્જનાનો પ્રતિઉત્તર દેવાને રાણીશ્રીને દોડતાં તુટકપર આવવું પડયું હતું. રાણીશ્રી વિદાય થયા પછી લોર્ડ લેફ્ટેનંટ લખે છે કે રાણીશ્રીના દર્શનથી ઐરીશ પ્રજામાંના–જનજન પોતાને માન મળેલું સમજે છે, જ્યારે તે નામદારે ત્રણવાર રાજપતાકા માનાર્થે ઉતારવાને આજ્ઞા કીધી ત્યારે લોકોનો ઉમળકો ભારી હતો. ઐરિશ પ્રજાની રાજભક્તિ જોઇને પોતાના એક પુત્રને આયર્લંડના ડયૂકની નવી પદવી આપવાનો ઠરાવ કીધો.

આયર્લંડથી નિકળેલાં બેલફાસ્ટ આવ્યાં અને ત્યાંથી સ્કૉટલંડ ગયાં. ઐરિશ સાગરમાં પવનનું તોફાન થયું હતું, ને નૌકા ડોલાડોલ થતી હતી, પણ નાવિકો ઉસ્તાદ હોવાથી આરગાઇલ સાયરપર આવેલા રેનના સરોવરમાં યાટ વાળી; ત્યાંથી લૉકલોમંડ થઇ રાણીપતિ **આલબર્ટ** લૉકગોઇલમાં મળ્યો. આ બંને સરોવરો ચિત્તાકર્ષક છે. ત્યાંની રચના બહુ રમણિય છે, ને જોનારાને છક કરી નાંખે છે. સરોવરના દેખાવો આપણા દેશમાં નથી, પણ જેઓ જોઈ આવ્યા છે તેઓમાંથી કેટલાકોથી અમે સાંભળ્યું છે કે આબુ પર્વતપર આવેલા નખીતલાવને એ કંઈક મળતું છે. બાકી બીજું તેવું અત્રે નથી. પહાડોની ખીણમાંથી પાણીના ધોધવા વહેવા, અંદર સ્ટીમરો દોડી

જાય, ફીનારા રળિયામણા દેખાય, ઢોરાંઓ કંહી કંહી પાણી પીતાં હોય તેનો પડછાયો ને તેમાં ઝરમર ઝરમર મેહુલો વરસે તે લીલાની બલિહારીજ છે.

લૉકગૉઇલથી ગ્લાસગો ગયાં ને ત્યાંથી સ્ટરલીનગઢ જોવા ગયાં. આ કિલ્લો જુનો પુરાણો છે, ને અત્રે પ્રાચિન કાળના સ્કૉટલંડના રાજા રાણીની કેટલીક નિશાની જોવાજોગ છે. ત્યાથી પથે થઇને રાજરથમાં પાછાં બેલમોરના મ્હેલમાં ગયાં. તા૦ ૨૫ મીએ બેલમોર પહોંચ્યાં. અત્રે છ અઠવાડિયાં સુધી રાણીશ્રીએ અતિ આનંદમાં એકાંતવાસ ભોગવ્યો. નિર્જન પ્રદેશમાં ઝાઝી ખટપટ નહિ હોવાથી તેઓ પોતાના કુટુંબ સુખમાંજ નિમગ્ન રેહેતાં હતાં. બાળકોની દોડાદોડી, તેઓની ધમપછાડ, એક બીજાની પર ઇર્ષા ને પ્રીતિ, તેઓની રાવો ને ચુકાદાઓ, માબાપોનો એક બીજા પ્રત્યેનો પ્રેમ ને શાસન, એ બધા વૈભવમાં તેઓ ખરૂં સુખ ભોગવતાં હતાં. બહુ થોડા ચાકર નફરો હજુરમાં હતાં. એક સમયે તો રાણીશ્રી પ્રાણનાથ **આલબર્ટ** સાથે નિર્જન સ્થળમાં ફરવા ગયાં હતાં ને મીચસરોવર જઇને બેઠાં. એ સરોવરને માટે એમ કહેવાયછે કે તે શોકસ્થળ છે, ત્યાં પોતાના પ્રાણનાથના ખોળામાં મસ્તક મુકી તે નામદાર ઉંઘી ગયાં હતાં. બેશક આ દૈવી લીલાથી રંભાઓ પણ છક થાય તેમ હતું, તો પછી બીજાની વાત શી? હૃદયહારિણી લીલા! દંપતી જયાં શાંતિ ને એકાંત હોય ત્યાંજ ફરવામાં મઝા લેતાં, જયાં મનુષ્ય વગર નિર્જન પ્રદેશ હોય ત્યાં નિરાંતે બેસતાં, જે સ્થળે કુતરાનું ભસવું પણ સંભળાતું નહિ ત્યાં ઉભા રહેતાં, પક્ષીઓના કલરવ ને પવનના સુસવાટા સાંભળવામાં બહુ લક્ષ લાગતું હતું, ઝાડોનો સણસણાટ ને વનકુંજોમાંથી આવતો રણરણાટ તેઓને આનંદ આપતો હતો. ગમે ત્યાં બેશી જતાં, ને ગમે ત્યાં સુઇ જતાં, ને ગમે ત્યાં ચાલી નિકળતાં. કુદરતી લતા મંડપોમાં જઇને બેસતાં અને કુદરતી ઉદ્યાનમાં બેસી, ઉદ્‌ગીત ગાતાં હતાં. કદાપિ કોઇ રસ્તાથી આવતો ભરવાડ કે પહાડી મનુષ્ય મળતો તો તેનાંથી

પણ વેગળાં નાશતાં હતાં. પર્વતની ખીણો, ને તેપરનાં વૃક્ષો તપાસતાં, ઝરણો જોતાં, હાથમાં લઇને હીમને તપાસતાં, એ સર્વે ઠરી દૃષ્ટિએ અવલોકન કરતાં હતાં. પાછાં ઘેર ફરતાં તો એમજ ધ્યાન લાગતું કે કયારેને પાછાં એ નિર્જન સ્થાનમાં જઇને કંઇ નવુંજ જોઇયે. જેમ એકાંત સ્થળ આવતું તેમ વધારે આનંદથી દોડતાં હતાં.

મહારાણીશ્રીના સંબંધમાં ગ્રેવિલ, જે એક ખરેસ્નેહી નોકર હતો, તે લખેછે કે બેલમોરના મ્હેલમાં રેહેતાં તે કંઇ રાણી તરીકે નહિ, ગૃહસ્થ તરીકે પણ નહિ, પણ એક સાધારણ સંસારીજન–જેનું મન વૈરાગ્ય વૃત્તિપર વિશેષ હતું તે તરીકે રેહેતાં હતાં–નાહનું ઘર, નાહના ઓરડા, થોડો દમામ, સીપાઇસપરાંએ નહિ ને રક્ષક પણ પાસે નહિ, માત્ર એક સીપાઇજ! જે કોઇ ટીખલી કે અસભ્ય મનુષ્ય રાજમ્હેલમાં પ્રવેશ નહિ કરે તેટલુંજ તપાસતો હતો. હજુરીયામાં સુંદરી દુરો, **મીસદાઉસન**,તથા ત્રણેક પુરૂષો,કે જે જરૂરના હતા તેજ અત્રે રાખ્યાં હતાં. અત્રે ખરેખરી એકાંતિક જીંદગી હતી. ભુવન પણ એકાંતિક હતું. જાણે ગરીબોને આ આશ્રમ હતો. રાણીપતિ મૃગયાએ જતો ત્યાંથી પાછો ફરે કે ડુંગોપાણી લઇ, પછી પાછાં નિર્જન સ્થળમાં એકલાં જતાં. સ્થળે સ્થળે. ગામડિયાના ઝુપડામાં જતાં, ને ડોસાડગરાની સાથે વાતોના તડાકા મારતાં અત્રે મ્હેલમાં સર્વે મળીને ૧૫ મનુષ્યો હતાં.નિર્જનવનવાસીણી રાણી! એટલી તો મોજીલી ને વાતોડી હતી કે ગ્રેવિલ કહે છે કે એવી કદીજ થઇ હશે, ને રાણીપતિની તો વાતજ નહિ કરવી. તેતો મોજનું સાક્ષાત્ સ્વરૂપ હતું.

બેલમોરથી તા૦ ૨૭ મી સપ્ટંબરે રાજપુરૂષો નિકળ્યાં, તે એડિનબર્ગ, બરવિક થઇને ઓસબર્નના સમુદ્રતટના મેહેલમાં આવી રહ્યાં.

## ૫—જુદા જુદા બનાવો—જન્મ અને મરણો.

કોલસાનું બજાર ઉઘાડવાની ક્રિયા રાણીશ્રીને હસ્તે કરાવવાનો ઇરાદો હતો; પણ આરોગ્યતામાં વિક્ષેપ પડવાથી રાણીપતિ **આલબર્ટે**, કુંવર કુંવરી સાથે તે ક્રિયા કીધી. અહિંયાં જે માન **આલબર્ટને** મળ્યું તે જોઇને કુંવરકુંવરી તો ચકિતજ થઇ ગયાં,ને પાછા ફરતા બંનોને **આલબર્ટે** કહ્યું કેઃ–યાદ રાખજો કે તમે લોર્ડ મેયરના એક મોટા ઊત્સવ માટે રૂણદાર છો!

નવંબરના પાછલા વખતમાં રાણી **એડીલેડની** માંદગી વધારે થઈ, ને તા૦ ૨જી ડીસેંબરે તે મરણ પામી. રાણીશ્રી નવંબરમાં વૈધવ્યવતી રાણીને મળવા ગયાં હતાં, ત્યારેજ તેના મોઢાપર મોતની છાયા ફરી વળી હતી. મળતાં બંનો પ્રેમ ગળગળાં થયાં, ને બબે વાર રાણીએ તેના હસ્તનુ ચુંબન કીધું, કેમકે બંનો પ્રત્યે મા દીકરીથી પણ ગાઢો સંબંધ હતો.

એજ સમયમાં રાણીશ્રી ગર્ભવંતી હતી, ને ૧૮૫૦ ના મેની ૧લી તારીખે સાતમા બાળક ને ત્રીજા પુત્રનો જન્મ થયો. એજ દિને મહારથી **વેલિંગટનનો** જન્મ દિવસ હતો તેથી પૃશિયાના હાલના શાનશાહ **વિલ્યમે** તેનું નામ **અર્થર વિલ્યમ પેટ્રીક આલબર્ટ** એમ પાડયું. આ વેળાની સુવાવડમાંથી ઉઠવા પછી, એક દિવસે ફરવા જતાં હતાં, તેવામાં **પેટ** નામના એક મૂરખે ઘણો હિચકારો હુમલો કીધો. રાણીશ્રી **કેમબ્રિજ**-ગઢમાંથી નિકળતાં હતાં એટલે તેણે માથામાં લાકડીનો ઘા કીધો. એ ગુન્હા માટે **પેટને** પકડીને સાત વરસ તરીપાર કરવામાં આવ્યો.

એજ સમયપર રાણીપતિ **આલબર્ટે** યોજેલું મોટું **સંગ્રહસ્થાન** ઉઘાડવાની મોટી ગોઠવણ થતી હતી. પાર્લામેંટની બંનો **સભાએ** તે માટે હર્ષ બતાવ્યો હતો, ને પ્રજાસમસ્તનો સંપૂર્ણ ટેકો હતો. પણ **એટલામાં આલબર્ટનો મુખ્ય સહાયક સર રોબર્ટ પીલ અકસ્માતથી મરણ**

પામ્યો. આ વખતે સર્વનો હર્ષ મનમાં સમાયો; કેમકે રાણીપતિએ પ્રદર્શનનો વિચાર માંડી વાળવાનીજ ગોઠવણ કીધી, પણ પછી બીજાઓની સહાયતાથી તે વાત ઉપાડી લીધી. હાઈડ પાર્કની રમણિય જગ્યા પ્રદર્શન માટે પસંદ કરવામાં આવી. આ પ્રદર્શન માટે બહુ મોટો ખરચ ધારવામાં આવ્યો, તથાપિ તે આપવામાં પ્રજાં તરફથી આનાકાની બતાવી નહિ.

જુલાઇમાં રાણીશ્રીના નહાના કાકા ડયૂક ઓફ **કેમબ્રીજ** મરણ પામ્યા. એ ત્રીજા **જયોર્જ**નો સર્વેથી નહાનો કુંવર હતો. એના મરણના સમાચાર ફરી વળે તેની સાથેજ ફ્રાન્સનો પદભ્રૃષ્ટ રાજા **લુઈફિલિપ**, જે કમનસીબના ચકરાવામાં ગોટાળો ખાતો હતો, તેના મરણના સમાચાર મળ્યા. આવા શોક સમાચારથી દિલગિર થઇ, વિશ્રાંતિ તથા આનંદ લેવાને રાજપુરૂપ પાછાં સ્કૉટલંડ તરફ સિધાવ્યાં. માર્ગમાં હાવર્ડગઢ, જ્યાં અર્લ ઓફ **કારલાઇલ** રેહેતો હતો ત્યાં થોભ્યાં. ટાઇન નદીપરનો મોટો રેલવેનો પુલ ખુલ્લો મુકીને તુવીડ ગયાં. એડિનબરોમાં હોલીરૂડના પ્રતાપી ને પ્રખ્યાત રાજમ્હેલમાં એક રાત્રિ વાસો કીધો. ત્યાં કમનસીબવાન સ્કોટ રાણી **મેરી**ની કેટલીક યાદગારીઓ છે, જે જોઇને બહુ આનંદ પામ્યાં. આ મ્હેલની બાંધણી બહુધા સ્કાટીશ પુરાતન ઢબની કેહેવામાં આવે છે, ને ત્યાં ઘણું જોવાનું છે. આખા એડિનબરોનો દેખાવ ત્યાંથી બહુ રમણિય જણાય છે.આર્થરગઢપરથી એડિનબરો તેઓએ નિરખ્યું; તેની સામા એક મનમોહક બગીચો છે, તેમાં ફુવારાનો બહાર બહુ દીપતો છે. બીજે દિવસે નેશનલ ગેલરીનાગઢનો પાયો નાંખતાં, રાણીશ્રીએ પોતાની સ્કૉટિશ પ્રજા સમક્ષ પેહેલ વેહેલુંજ ભાષણ કીધું; જેમાં સર્વેનાં ચિત્ત ચોરી લીધાં. પછી બીજાં જોવા યોગ્ય સ્થળે ફર્યાં, ને ઘણી રીતે સ્કૉચ પ્રજાની પ્રીતિ• સંપાદન કીધી. અત્રેથી બેલમોરના મ્હેલમાં ગયાં. અહિંયાં ઘણીક ગમ્મત મેળવવામાં

આવી. હાઇલંડરો માટે આલબર્ટે એવો વિચાર બતાવ્યો કે તેઓ સત્ય, પ્રમાણિક ને શૂરવીર છે. એક દિવસે દીની નદીને સામે પાર એક ગમ્મતનો મેળાવડો હતો, ત્યારે ત્યાં હાઇલંડરોની મંડળી મળી હતી. તેઓએ રાણીની આરોગ્યતા ઇચ્છી, પણ મદ્ય લેવાને પ્યાલું નહિ હોવાથી, મુખ્ય સરદાર ફેર્ગ્યુસે પોતાના પગમાંથી જોડો કાઢી, તેમાં મદ્ય રેડયું; ને વિપવિપ હુર્રે કરતો ગટગટાવી ગયો; એટલે તેના સાથી હાઇલંડરોએ તેમજ કીધું, ને હુર્રેની રંગ ગર્જના કરતા બેલમોર તરફ ઉપડી ગયા.

બેલમોરમાં પણ થોડીક રાજખટપટ નડતી હતી. લાૅર્ડ પામર્સ્ટનના લખાણથી આસ્ત્રીયાની સરકાર રીસાઈ હતી, તેની ખટપટે અત્રે રંગમાં ભંગ પાડયો. પણ તેટલામાં ખબર આવી કે મામી—બેલજીયમના રાજાની પટરાણી માંદી છે, તેથી દિલગિરીમાં ઓસબર્ન આવવા નિકળ્યાં; ને ઓસબર્ન આવ્યાં ત્યારે ખબર મળી કે મામી મરણ પામ્યાં છે. મામાના શોકમાં ભાણુજીએ શોક સાથે ભાગ લીધો.

## ૬—૧૮૫૧નું મહાભારત પ્રદર્શન.

મહાસમર્થ રાજ્યોને જીતીને અતિશય મોટો યશ મેળવેલો છે, તેવી રાજરાજેશ્રી દેવીના મુકુટમાં ધારણ કરવા યોગ્ય કોહિનૂરનો જગત્પ્રસિદ્ધ હિરો, જે પાંડવ કૌરવન ભારત યુદ્ધમાં દાનેશ્વરી રાજા કરણે ધારણ ર્ક્યો હતો, તે પંજાબ જીતીને તાબે કીધું, તેની ભેટમાંથી ઉપાડીને રજુ કરવામાં આવ્યો હતો. હિરો ભરતખંડનું નાક હતો. આર્યાવર્તનું ઐશ્વર્ય હતો, ને જગતની નિધેદારી હતી. આ હિરો રાણીશ્રીના મૂકુટમાં જડવામાં આવ્યો તેથી દેવી વધારે પ્રકાશિત દીપવા લાગી. "રત્નોમાં કોનૂહિર તેમ રાજ્યોમાં ભરતખંડ છે." પણ આજે કોહિનૂર રત્ન ભરતખંડમાં નથી, ભરતખંડ એ રાજ્યોમાં નથી!

કોહિનૂરધારીદેવીના રાજ્યકાળમાં જે અપૂર્વ બનાવ બન્યો છે તે, રાણીપતિ **આલબર્ટ**ની યોજનાથી ઉભું થયેલું પ્રદર્શન છે. એ પ્રદર્શન માટે બહુ કાળથી લોકો તૃષાતુર હતા—જેમ ચાતક સ્વાતિ બુંદ માટે હોય છે. એના મહિમામાં ઘણીક લાવણી ને ગરબીઓ જોડવામાં આવી, અને તે ઠામઠામ ગવાવા લાગી. તા. ૧ લી મેનો દિવસ ઈંગ્લંડના ઇતિહાસમાં ગર્વથી ભરેલો ને કીર્ત્તિવંત હતો. રાજકુંવર **અર્થર**ની એ દિને જન્મગાંઠ હતી, એટલે દરબારમાં સામાન્ય રીતે હર્ષોત્સવ થઇ રહ્યો હતો, પણ આખા 'દેશમાં આનંદભયો જે જે **વિકટોરિયા**'નું રાજ, જે મહિમાવંત થયું, તેનું એક કારણ મહિમાવંત પ્રદર્શન હતું. હાઇડપાર્કની કુંજ શોભા દેદીપ્યમાન થઇ ગઇ હતી. જુસ્સાબંધ વેહેતા ઝરા માફક લોક ગીરદી આવતી હતી, ને વાજીત્રના નાદોએ ચોગાન ગજાવી મુકયું હતું. દિવસ ઝગઝગતો હતો, ને સૂર્યનારાયણ પણ તેજસ્વી હતો. બરાબરૂ સાડા અગિયારે રાજસ્વારીનો ઠાઠ બરાબર જામ્યો. સ્વારી બહાર પડી કે જરા વરસાદજીએ છમકલું કીધું, પણ તુરત સૂર્યે પોતાના યોદ્ધા મોકલીને ઇંદ્રને દબાવ્યો. ગ્રીનપાર્ક ને હાઇડપાર્ક બંને શોભામાં શ્રેષ્ટ હતા. **ક્રીસ્ટલપેલેસ** અથવા બિલોરી મેહેલ, જેમાં પ્રદર્શન ઉઘાડવામાં આવનાર હતું, ને જે મેહેલ ખાસ કરીને પચાસ લાખને ખરચે બાંધ્યો હતો, ત્યાંની શોભાનું તો પુછવુંજ શું! જેવી સ્વારી દ્વાર તોરણની નીચે આવી કે "જયજય રાણીશ્રી ઘણું જીવો," એમ જયનાદ થયો, ને પતાકા હવા સાથે બાથ ભીડવા લાગી. **આલબર્ટ** પ્રદર્શનની ધામધુમમાં હતો, તેણે રાણીશ્રીને આવતાં સાથે સત્કાર કરી ને પ્રદર્શનગૃહમાં આણ્યાં; ને ફુવારા નજીક લઇ ગયો. **કાલીફ્ હારૂન**નો મેહેલ આની આગળ ચઢી શકે કે નહિ તે અમે કહી શકતા નથી. સઘળે ઝળાંઝળાં થઈ રહ્યું હતું. મેહેલમાંનાં બિલોરી પુષ્પો, વૃક્ષો, મૂર્ત્તિઓ, ફુવારાઓ, જલાશયો, વાજીત્રો, ૨૦૦ વાજીત્રમાંથી

૬૦૦ રાગ સામટા નિકળતા હતા તે ગમ્મત આપનારો દેખાવ અને આખી પૃથ્વીની સર્વોપરી શોભાઓનો સંગ્રહ, એ જોઇને સર્વે ચકિત થઇ ગયાં. રાણીશ્રી પોતાના પ્રાણનાથના આ શ્રમથી બહુ આનંદ પામ્યાં, ને દેશ પ્રજાનો **આલબર્ટ** પ્રત્યે પ્રેમનો સાગર ઉભરાયો. રાણીશ્રીને પટાભિષેક કીધા તેના કરતાં હજાર દરજ્જે શ્રેષ્ઠ આજનો મહિમા હતો—એમ તે નામદાર પોતેજ કહે છે. ટુંકમાં એ શોભા ને એ પ્રદર્શનની બનાવટ અપૂર્વ હતી, તેની તૂલના કો નહિ—નહિ શું હોય યુધિષ્ટિરની રાજસભા? તેવી તેવીજ—પ્રદર્શનની શોભા હતી.

રાણીપતિ રાણી સાથે હતો. સર્વે યથાસ્થિત ગોઠવાયા પછી, રાણી સમક્ષથી **આલબર્ટ** દૂર ગયો, ને પ્રદર્શનમંડળીએ પ્રદર્શનનો રીપોર્ટ વાંચ્યો. રાણીએ પ્રતિઉત્તર દીધો! કેન્ટરબરીના મહાચાર્યએ પ્રાર્થના કીધી, ને પછી હાલીલુજાની પ્રાર્થના વાજીત્રમાં ગવાઇ. એ સમે મ્હેલનો મધ્ય ભાગ ચિકાર હતો. તલમાત્ર પણ જવાની જગ્યા નહોતી. હર્ષગર્જનાથી કાને પડયું સંભળાતુ નહિ, ને રૂમાલો ઉરાડવામાં આવતા તે જાણે કુદરતી પતાકાજ ઉડતી હતી. સર્વના મ્હોપર હર્ષ ને આનંદ છવા રહ્યા હતો. રાણીનું રાજ સલામત રહો! એવો પોકાર વારંવાર થતો હતો. વાજીત્રો તો સંભલાયજ શાનાં, પણ સૈન્યના વાજીત્ર સર્વેને મારી હઠાડતાં હતાં. મધ્યનાં પુતળાં બહુ દિવ્ય હતાં. **આલબર્ટ**ની સૂચનાપરથી લોર્ડ **બ્રેડલબેને** જણાવ્યુ કે "મહારાણીની આજ્ઞાથી જણાવું છું કે પ્રદર્શન ખુલ્લું થયું છે;" જેની સાથે વાજીત્ર ને હર્ષગર્જના થઈ. જે કમીટીએ આ પ્રદર્શન માટે આટલો બધો શ્રમ લીધો હતો તે કૃતકૃત્ય માનતી હર્ષથી અશ્રુ પાડતી જણાઇ.

પ્રદર્શન ખુલ્લું થયા પછી રાણીશ્રી સંતોષ સાથે મ્હેલે આવ્યાં, પણ લોકોની ઠઠનો અવાજ તો બહુવાર સુધી સંભળાતો હતો. પૃશિયાના કુંવરકુંવરી તો આ શોભા નિરખતાં અચંબામાંજ ગરકાવ થઇ ગયાં

હોય તેવા જણાતાં હતાં. રાણીશ્રી પોતે કહેછે કે "આ પ્રદર્શનથી આલબર્ટનું નામ અમર થયું, ને જેઓ મિથ્યાનિંદક ને કુવાણી બોલતા હતા, તેઓ મુંગા થઇ ગયા." રાણીશ્રીને એ દિવસે ડયૂક ઑફ વેલિંગટનની મુલાકાત થઈ, તેનાથી પોતે બહુ પ્રસન્નથયાં. નાહના આર્થર માટે ડોસો કેટલાંક રમકડાં ખેલવા માટે લાવ્યો; ને એક સુવર્ણનું પ્યાલું ભેટ આપ્યું. આર્થરે ગુલાબગોટો આપ્યો. સાંઝના સાથે વાળુ કરીને સંગીતનાટ્ય જોવા ગયાં.

પાર્લામેંટનાં પ્રધાનમંડળ તરફથી લોર્ડ જોન રસલે પ્રદર્શનના વિજય માટે રાણીશ્રીને અભિવંદન દીધું. બિલોરી મહેલમાં એ ટાણે ૨૫૦૦૦ લોકો હતાં, ને બહાર તો લગભગ ૭૦૦૦૦૦ માણસ ભેગું થયું હતું; છતાં સ્વદેશખાતાના પ્રધાને જણાવ્યું કે કંઇપણ અકસ્માત કે પોલીસનો કેશ બન્યો નથી. રાણીશ્રી કહે છે કે "તા૦ ૧ લી મેનો દિવસ, તેની જીંદગીમાં ગર્વવંત ને આનંદી તરીકે ગણાશે."

## ૭—બે મોટાં નૃત્ય.

પ્લેન્ટજનેટ કાળના નૃત્ય પછી રાણીશ્રીએ પાઉડર નૃત્ય કરાવ્યું હતું. હમણા પ્રદર્શનના ઉમંગમાં ".રેસટોરેશન" કાળનું નૃત્ય કરાવ્યું. પોતાનાજ મ્હેલમાં નૃત્ય હોવાથી શોભા પુષ્કળ વધારી હતી. રાણીશ્રીનો પોષાક પાંડૂર રંગનો હતો; ને ઝબ્ભાને જે ઝાલર હતી તે સોનેરી રૂપેરી રંગની ભરેલી હતી; ને ગુલાબી રંગની પીત ટાંકી હતી. જેની કીંમત રૂ ૬૦૦૦૦૦થી વધારે હતી. થોડા હીરા પણ હતા. છાતી નજીકનો ભાગ ખુલ્લો હતો. એ સ્થળે મોટાં કીમતી રત્નની માળા હતી. શિરપર સાધારણ હિરાજડિત મુકુટ હતો. નારંગી સાટીનનો રાણીપતિનો પોશાક હતો; જેમાં પણ સુનેરી રૂપેરી રંગથી અચ્છો

શણગાર કીધો હતો. નૃત્યમાં ચાર જાતની "રેસટોરેશન" કાળની ગોઠવણ હતી–ઇંગ્લીશ, સ્કૉચ, ફ્રેંચ અને સ્પેનીશ વર્ગો ઠરાવ્યા હતા. દરેક વર્ગની રમણીઓએ એકજ સટનો પોશાક ધારણ કીધો હતો, દરેક પુરૂષ પણ પોતાને જોઇને ભુલી જાય તેવો બન્યો હતો. "રેસટોરેશન"ના કાળમાં જે જે મોટા પુરૂષો થઇ ગયા હતા તેઓનાં નામો ધારણ કરી, ઇતિહાસમાં વર્ણવેલો તેમનો પોષાક ધારણ કીધેલો હોવાથી, સમય પણ ફેરવાઈ ગયો હતો. અંગ્રેજ વર્ગની રમણીનો પોશાક ભુરો–સફેત, સ્પેન વર્ગની રમણીનો કાળો–પાંડુર, સ્કૉચ વર્ગની રમણીનો ફીકો–લીલો, અને ફ્રેંચ રમણીનો પોશાક સફેત આરસપહાણ જેવો હતો. વર્ગવાર ઉપરીઓ પણ ઠરાવી મુકયાં હતાં, અને તેમની આજ્ઞા પ્રમાણે નૃત્ય થતું હતું.

આ બધી જાત જાતની મંડલીના મિલાવડા પછી તેઓએ તે કાળને યોગ્ય સિંહાસન હજૂર જઈને નમન કીધું; ને પછી અતિ રમણીય નૃત્યારંભ થયો. રાણીશ્રીએ રાજપુત્ર **લીનીનજન** સાથે ને રાણીપતિ **આલબર્ટે નોરફોક**ની ઠકરાણી સાથે નૃત્ય કરવા માંડ્યું. આ નૃત્ય કરવામાં રાણીશ્રીની અતિ વખાણવા લાયક ચતુરાઇ જોવામાં આવી. જૂદા જૂદા અષ્ટ પ્રકારે નૃત્ય કીધું. ઝગઝગાટ થતા મેહેલમાં તેના નૃત્ય તરફ સર્વે વાંકા વળીને જોવાં લાગ્યાં. સર્વે તેનું નૃત્ય જોઇને આશ્ચર્ય પામ્યાં, અને વાજીત્રના વગાડનારાઓ પણ દંગ થઇ ગયા. જે ગોઠવણ કીધી હતી તે પ્રમાણે બીજા સર્વેએ પણ ઉપરાચાપરી પોતાનું ચાતુર્ય એવી તો સરસ રીતે દર્શાવ્યું કે કોણ કોને જોવાને વધારે આતૂર છે, ને કોના વખાણ કોનાથી વધારે કરવાં તે કહી શકાય તેમ નહોતું. લેડી **એસબરટન**નો ઠમકો ને નૃત્યકૌશલ્ય એ અતિ વખાણવા જોગ હતાં. લેડી **ચર્ચિલ**ના પોશાકનો કોઇ પણ જોટો હતો નહિ. તેની કાંતિ અને તેની ઢબછબ, તેની લઢણ ને વળણ, મંદમંદ હસવું અને ધીમે ધીમે નૃત્ય કરવું–એથી

પુતળીએ આખા નૃત્યગૃહને રૂં કરી દીધું હતું. લેડી **એસબરટનની** બલિહારી વળી ઓરજ હતી. લેડી **લંડનબરીના** ઝવાહીર ને મણિમય પોશાક જોવા જેવો હતો. સર્વ પ્રકારે "રેસટોરેશન" નૃત્ય એટલું બધું તો વખાણને પામ્યું કે કેટલાક દિવસ સુધી તો તેની તેજ વાત જ્યાં ને ત્યાં થતી હતી.

પણ એ નૃત્ય કરતાં ગિલ્ડહૉલનું નૃત્ય વધારે વખાણવા યોગ્ય ગણાય છે. પ્રદર્શનના આનંદમાં તે નૃત્ય કરાવવામાં આવ્યું હતું. ૯ મી જુલાઈએ આ નૃત્ય થયું. રાણીશ્રી તથા બીજા અનેક અમીર ઉમરાવો તેમાં સામેલ થયાં હતાં. આખો મ્હેલ એટલો તો સરસ શણગાર્યો હતો કે કાલીફની પ્રિયાંગનાના મ્હેલની પણ શોભા તેટલી ભાગ્યે હોય. પ્રદર્શનના આનંદમાં આ નૃત્ય હોવાથી નૃત્યગૃહની આસપાસ સેના ઊભી રહી હતી. તેઓના વાવટાથી એક જાતનો અજબ રંગ જામ્યો હતો. નગરજનનો ઉત્સાહ પણ અચ્છો હતો; ને રાણીશ્રીએ પ્રજા પ્રત્યે પ્રેમ દર્શાવ્યો તે માટે તેનાપર પુષ્પવૃષ્ટિ થઇ.

આ આનંદમાંથી પરવારી રાણીશ્રી બેલમોર્લના મ્હેલમાં તા૦ ૨૭ મીએ ગયાં. માર્ગમાં કેટલીક જગ્યાએ મુકામ કરતા છેલ્લે એડીનબરો ગયાં; જ્યાં જતાં, ત્યાંના લોર્ડ પ્રોવેસ્ટને નાઇટ બનાવ્યો. બેલમોર્લનો મ્હેલ હવે રાજપુરૂષોના તાબાનો હતો. આખા મ્હેલની જગ્યા સાત મૈલ લાંબી ને ચાર મૈલ પ્હોળી હતી. અત્રે આનંદ શિવાય બીજું કંઇ નવું હતું નહિ. પાછા ફરતાં બે ત્રણ ઠેકાણે અકસ્માતો નડયા હતા. લીંકાસ્ટરમાં મુકામ કરીને ક્રોસટીથ પાર્કમાં ગયાં, ત્યાંથી લીવરપુલ આવ્યાં. રાણીશ્રીના રાજમાનાર્થે અચ્છી સામગ્રી તૈયાર કરવામાં આવી હતી, પણ હવા ખરાબ હોવાથી સઘળું રદ થઇ પડયું. વરસાદે ગજબ કીધો, છતાં, રાણીપતિ ને રાણીશ્રી બન્નો ગામમાં અચ્છી રીતે ફર્યાં ને પ્રજાએ સારો આવકાર દીધો. પુશાલય, ગોદી, દેવલ જોઇ બીજે દિવસે મેન્ચેસ્ટર સિધાર્યાં. આ કાપડિયા નગરમાં જ્યાં ત્યાંથી જયજયકારના પો-

કારોનીજ ગર્જના સંભળાતી હતી. જૂદા જૂદા ધર્મપંથના, પીલપાર્કમાં ૮૦૦૦૦ બાળકોનો મિલાવડો કરવામાં આવ્યો હતો. આ મિલાવડો જોઇને રાણીશ્રીને બહુ આનંદ આવ્યો ને બાળકોના સુસ્વરના બહુ વખાણ કીધાં. ત્યાંથી પાછા વિંડસર આવ્યાં

અહે આવ્યા પછી તા૦ ૧૪મી અકટોબરે પ્રદર્શનની છેલ્લી મુલાકાત લીધી, ને તે પછી થોડા વખતમાં તે બંધ કરવામાં આવ્યું. પ્રદર્શનથી પચાસ લાખની આવક થઇ ને બાસેટ લાખ મનુષ્ય તે જોવા ગયું હતું

એ પછીનો મુખ્ય અગત્યનો બનાવ **લુઈ નેપોલિયને** પ્રજાના હકપર તરાપ મારીને, લોહી વેહેડાવીને જે મોટી સત્તા ફ્રાન્સમાં મેળવી તે. હતો. ઇંગ્લંડ ને ફ્રાન્સ વચ્ચે એથી સહજ કમન જેવું થયું, પણ તેટલામાં લોર્ડ **પાર્મેસ્ટને** રાજીનામું આપ્યું. ફ્રેંચો 'કુપ ડી ટેટ' રમનારા હોવાથી, ઇંગ્લંડના પ્રધાનોથી કંઈ થઇ શકયું નહિ. ૧૮૫૨ની શરૂઆતમાં બે ઑફ બિસ્કેમાં પેસતાંજ 'એમેઝોન' નામની સ્ટીમર બળી ભસ્મ થઇ ને ૧૬૧માંથી ૧૪૦ માણુસ મરણ પામ્યા. બ્લેકહેડ નામની સ્ટીમર કેપ ઑફ ગુડ હોપ આગળ નાશ પામી, તેમાં ૬૩૦ માણસમાંથી ૨૯૪ માણુસજ બચ્યાં. આ સઘળા સોલજરો હતા. વળી ત્રીજો ભયંકર બનાવ એ બન્યો કે બેલબરીનું બાંધેલું તળાવ ફાટયું ને ૧૦૦ માણસનો નાશ થયો ને કેટલાકો ઘરબાર વગરના થઇ પડયા. મહારાણીશ્રીએ બહુ ચપળતા આ વેળાએ બતાવી હતી. આમ ઉપરાચાપરી પ્રજાપર પડતી આફતમાંથી નિકળ્યા પછી થોડોક વખત ઓસબર્નના મ્હેલમાં ગમ્મતમાં ગાળ્યો; તેવામાં ૩૨૫૦૦૦૦૦ નો વારસો, લીનકન ઇનના એક બારિસ્ટર જોનીલ્ડનો, તેના વિલની રૂયે મળ્યો. મોટાનાં નસીબ બેશક મોટાં કહેવામાં આવે છે તે આ ઉપરથી સાફ માલમ પડે છે.

# પ્રકરણ ૧૧ મું.

## સુખવૈભવના છેલ્લા દિવસ.

સુખ—આનંદ—વૈભવના દિવસ સદા સર્વદા ટુંકા અને થોડા હોય છે. અનંત પ્રકારની લીલા સહિત રાજરાજેશ્વરી **વિક્ટોરિયા** સંસાર સુખ વૈભવ ભોગવે છે, તે દિવસો ક્ષણમાં નિકળી ગયા છે. લગ્નને બાર વર્ષ થયાં, પણ તે બાર દિવસ કરતાં વધારે જણાતાં નથી. સુખવૈભવનો આ પાછલો કાળ છે. કેમકે સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ એમ "ઉદયનો અસ્ત અને અસ્તનો ઉદય" થાય છે.

### ૧—વજ્રદેહી વેલિંગટનનું સ્વર્ગે સિધારવું.

પુષ્કળ શ્રમ કીધાથી થાકી ગયેલાં દંપતી, વિશ્રાંતિ લેવાને સ્કૉટલંડના બેલમોર્લના મ્હેલમાં તા. ૩૦ મી આગસ્ટે સિધાવ્યાં. ત્યાં થોડો કાળ વિશ્રાંતિમાં ગયો ન ગયો, તેટલામાં એક ભયંકર માનસુકન થયા. તા. ૧૬ મી સપટંબરના પ્રભાતમાં દંપતી સરોવરની સ્હેલધાએ નિકળ્યાં. માર્ગમાં ફરતાં રાણીશ્રીને એમ લાગ્યું કે ડયૂક ઑફ **વેલિંગટને** બક્ષીસ કરેલું ઘડિયાળ ગુમાવ્યું. આથી તેઓ શોકતપ્ત થયાં. એક સેવકને ઘડિયાળની શોધને માટે મોકલ્યો. તે ખબર લાવ્યો કે ઘડિયાળ સલામત છે, તદ્દપિ તે સાથેજ માનસુકને પોતાનો ભાવ ભજવી બતાવ્યો. સરોવરનું એ નામદાર ચિત્ર ચિતરતાં હતાં, તેટલામાં તેજ સેવકે ડયૂકરાજના મરણના સમાચાર કહ્યા. બહુ શોકાગ્રસ્ત દંપતી થયા. રાણીશ્રીએ કહ્યું કેઃ—" ઇંગ્લંડનો—ના, બ્રિટનનો—એ ગર્વ, કીર્ત્તિ, મહા સુભટ, મહાપુરૂષ હતો. એના જેવો થયો નથી ને થશે પણ નહિ."

રાણીશ્રીને ડ્યૂક સાથે જે જાતનો સંબંધ હતો તે જોતાં તેના પ્રત્યે બહુ માન ધરાવે તેમાં આશ્ચર્ય નથી. રાણીશ્રી તેને માટે ગર્વ ધરતા, એક પિતા તરીકે તથા વફાદાર પ્રજા તરીકે તેની સલાહ માન્ય કરતાં ને હરેક પ્રસંગે સલાહ લેતાં હતાં. બેલ જીયમનો રાજા ને ડ્યૂકજ રાણીશ્રીના પિતા જેવાં હતાં. ડ્યૂક માત્ર મહારથીજ નહોતો, પણ રાજનિપુણ હતો; કદીપણ રણમાંથી હઠતો નહિ, પ્રમાણિકપણે વર્તતો, નિડર રેહેતો, સત્યબોલો ને પ્રતિજ્ઞા પાળક હતો, અનુભવી હતો; ઈંગ્લંડની એ કીર્ત્તિ, ગૌરવ ને ભૂષણ હતો; યુરોપમાં પ્રતિષ્ઠાપાત્ર હતો. એ મહાપુરૂષમાં ગણાયો છે. રાણીશ્રી પોતાના તામ્રવર્ણીવાળવાળા યોદ્ધાના મરણથી રડયાં, તેની સલાહ નહિ મળે તે માટે શોક દર્શાવ્યો. માત્ર થોડા કલાકની માંદગીમાંજ તે મરણ પામ્યો હતો. રાણીશ્રી પોતે લખે છે કે "ચિરંજીવ યોધ્ધો ડ્યૂક તે સદા સ્મરણીયજ આ દેશને રેહેશે." પછી ડ્યૂકના પુત્રને શોક દર્શાવતાં લખ્યું કે, "અમે શોકમૂર્ત્તિરૂપે સ્થિર છિયે. **એબરદીન** જે અમારી પાસે હતો, તે અમને છોડી ગયો. **મેલબોર્ન**, **લીવરપુલ**, **પીલ** અને છેલ્લે ડ્યૂક ગયો! હાય!" ડ્યૂકના મૃત્યુથી આખા રાજ્યે શોકવસ્ત્ર સજ્યાં, રાણીશ્રી સત્ય કહે છે કે તેના મરણથી આખું દેશ શોકસદનમાં ગયું હતું. લંડન-ઇંગ્લંડ, યુનાઇટેડ કીંગદમ સઘળે શોક પ્રદર્શિત કરવામાં આવ્યો. નૌકાઓએ પોતાનો અર્ધ વાવટો ઉરાડયો. દેવાલયના ઘંટો ખોખરા બોલ્યા, તોપોએ રડતાં રડતાં અવાજો કીધા. રાણીશ્રી વિશેષમાં લખે છે કે, "એના પોતામાં ભૂમંડળના સર્વે માન સમાયલાં હતાં. પ્રજાગણમાં એ સર્વોત્તમ હતો. પક્ષોમાં શ્રેષ્ટ-સર્વે એની તરફ જોતાં-પ્રજાજન શ્રેષ્ટ માન આપતું-રાજ્યનો અતિ મોટો મિત્ર છતાં કેવી સાદાઈથી એ માન એણે ભોગવ્યું છે! અતિ ઘણી સાદાઇથી, નિડરતાથી, ધૈર્યથી સઘળાં કાર્યો એણે કીધાં છે. રાજ્યને કાળાંતરે પણ એના જેવો, મહાત્મા, મહાભક્ત રાજભક્ત, ભક્તિમાન્ નાગર,

અને રાજ્યનું શ્રેયવાંચ્છક મળશે નહિ. એ કોઈપણ ક્ષણે જોઇતી હોય તો સલાહની મદદ, કોઇપણ મુશ્કેલીમાં આપવાને તત્પર હતો, એ અપૂર્વ હતો, તે વિચારતાં અમને એના મૃત્યુનો ઘા અસાધ્ય છે. * * * એના મૃત્યુથી કોઇનાં નેત્ર લુખ્ખાં નહિ હોય." આવા મહાત્માના શોકથી રાણીને થોડું લાગ્યું નહિ હોય; કેમકે તેના શબ્દો કહીજ આપે છે કે ખરેખરા અંતરમાં એને લાગણી થઇ હતી. ડ્યૂક પોતે વિલ કીધા વગર મરણ પામ્યો હતો, એટલે એના શબની વ્યવસ્થા કેમ કરવી તે નક્કી કરવાને માટે પાર્લામેંટ મળે ત્યાંસુધી ખોટી રેહેવું પડ્યું. શબને સારી માવજતથી સાચવી રાખવામાં આવ્યું. પાર્લામેંટ મળી અને એ મહાપુરૂષને રાજઠાઠથી સેંટપાળના દેવાલયમાં દાટવાનો ઠરાવ થયો. એ વાતને એક મહિનો વીતિ ગયો હતો, તોપણ શબ સર્વ રીતે સારૂં હતું. વેલમરથી ડ્યૂકના શબને લંડન લાવવામાં આવ્યું. ચાર દિવસ સુધી શબને લોકોના આવકાર માટે ખુલ્લું મુકવામાં આવ્યું. રાણીશ્રી તથા સર્વે રાજકુટુંબ તેના માન માટે શોક-પ્રેમ-માનથી શબદર્શને જઇ આવ્યાં. ત્યાં ગયાં ત્યારે રાણીશ્રી ડ્યૂકનું મુખ નિરખતાંજ સજળ નેત્ર થયાં ને ડીમો ભરાઇ આવ્યો.

તા૦ ૧૮ મી નવંબરે પાયદસ્ત સ્વારી કાઢવામાં આવી. દેવલમાંથી ઘંટનાદ થયો, અને દર મીનીટે ગંભીર તોપો ફુટવા માંડી. આખું નગર ખળભળી રહ્યું ને એમ કેહેવાય છે કે કોઇપણ રાજારાણાની આવી શબસંસ્કાર સ્વારી નિકળી નહોતી. ઇંગ્લંડના એકેએક અમીરઉમરાવો અને મોટા માણસો એની શબસંસ્કાર સ્વારીમાં સામેલ થયાં હતાં. દાના દુશ્મન તરીકે ફ્રેન્ચ પ્રજાએ પણ એ ડ્યૂકના માન માટે પોતાનો પ્રતિનિધિ મોકલ્યો હતો. સૈન્યનો પણ પાર નહોતો. વાજીત્ર મંદમંદ વાગતાં હતાં. ઘણી ધીમેધીમે સ્વારી ચાલતી હતી, ને હજારો લોકો તેના છેલ્લા દર્શનમાટે હાજર થયાં હતાં. સેંટપાલના દેવાલયમાં સ્વારી આવી ત્યારે

૨૦૦૦૦ ઉમરાવો તેના માન માટે અંદર દાખલ થવા માટે ઇંતેજાર હતા. ધર્મક્રિયા થવા પછી નૌકાસૈન્યના મહારથી **નેલસનની** **સમાધિની** જોડેજ ભૂમિસૈન્યના મહારથી **વેલિંગ્ટનની** સમાધિ બાંધવામાં આવી હતી, તેમાં તેનાં ટોપ અને તરવાર મુકીને દાટયો. એની સમાધિ સંગેમરમરની છે, ને તેપર એક અતિ અમૂલ્ય લેખ છે કેઃ–

"મહાદેવળ મધે સુતો, પ્રભુતણો એ દાસ;
ખ્રિસ્ત કલ્યાણ કરો સદા," ચિરંજીવી છે આજ.

ડ્યૂક ઑફ **વેલિંગ્ટનના** મૃત્યુથી કેટલોક કાળ ઇંગ્લંડમાં શોકરહ્યો. ત્યારપછી પાર્લામેંટમાં ઝપાઝપી ચાલી ને **ડરબી–ડીઝરાયલીનું પ્રધાન"** વટું પડી ભાંગ્યું, ને **એબરડીન–ગ્લાડસ્ટન** પ્રધાનપદે આવ્યા. **ફ્રાન્સમાં** **લુઇ નેપોલિયન** ફ્રાન્સનો શાહનશાહ થયો.

## ૨–ન્હાના ન્હાના બનાવો.

નવા વર્ષની શરૂઆતમાં વિંડસરની પડોસમાં મોટી આગ લાગી હતી, ને **પ્રિન્સ ઑફ વેલ્સ**ગઢનું ભોજનગૃહ સળગી ઉઠયું હતુ; તેમજ બીજું પણ કેટલુંક નુકસાન થયું હતું. કોઈપણ જીવની હાની થઈ ન્હોતી. એજ વર્ષના અપ્રેલ મહિનાની ૭ મી તારીખે રાણીએ આઠમા બાળકનો, ને ચોથા પુત્રનો જન્મ આપ્યો. તેનું નામ **લિયોપોલ્ડ** **જયોર્જ** ડંકન **આલબર્ટ** રાખવામાં આવ્યું. રાજપુત્રનું નામ સર્વને ઘણુ વહાલું હતું; ને રાણીશ્રી પણ તેના પ્રત્યે અત્યંત પ્યાર રાખતાં હતાં. એનું નામ પાછળથી ડયૂક ઑફ **એલબની** રાખ્યું હતું. જુલાઇ માસમાં આખા કુટુંબમાં એક જાતની માંદગી પથરાઇ હતી, જે પિડાથી કોઇપણ બચ્યું ન્હોતું. આગષ્ટની ૧૧ મીએ રાણીશ્રીએ સ્પાઇટ્હેડમાં નૌકાસૈન્યની કવાયત કરાવી હતી. એ પ્રસંગે પરદેશી પરોણામાં પૃશિયાનો રાજ-

પુત્ર, વર્ટેમબર્ગનાં રાજારાણી, ને રૂશિયાની ત્રણ આર્ચ ડચેસ હાજર હતી. કવાયતમાં સામાન્ય રીતે માંહોમાંહેની મારામારી થઇ હતી, પણ દેખાવ ગમ્મત આપનારો હતો.

એજ માસની આખરે રાણી, પ્રાણનાથ આલબર્ટ તથા યુવરાજ સાથે દબલીન ગઇ, જ્યાં કલાકૌશલ્યનું પ્રદર્શન ઉઘાડવામાં આવ્યું હતું. હાઇડપાર્કમાં જે જાતનું પ્રદર્શન હતું, તેને મળતુંજ એ હતું. પૂર્વની પેઠેજ દબલીનમાં ચરણ ધરતાં લોકોની ઠઠે વધાવી લીધાં. ફિનિક્સ પાર્કમાં થઈને શેહેરમાં ફર્યાં હતાં, ને રાત્રીના દબલીનમાં રોશની થઈ હતી. બીજે દિવસે પ્રદર્શન ખુલ્લું મુકવામાં આવ્યું, જે સમે દબલીનના નાગરિકોએ માનપત્ર આપ્યું હતું. રાણીશ્રીએ તેના પ્રતિઉત્તરમાં જણાવ્યું કે 'અમારી તરફથી જોઇયે તેવી આ પ્રદર્શનને મદદ મળી નથી, પણ તેવી મદદ તો એક ઐરીશ સ્વદેશાભિમાનથી મળી છે.' મી. દારગન નામના એક નાગરિકે પ્રદર્શનનું મકાન પોતાને ખરચે બંધાવ્યું હતું; જેણે રાણીશ્રીના મુખકમલમાંથી શબ્દો બહાર પડયા કે તત્ક્ષણે સભા મંડળમાંથી બહાર પડીને રાણીશ્રીના હસ્તકમળને ચુંબન દીધું. રાણીશ્રી આસરે એક અઠવાડિયું દબલીનમાં રહ્યાં, ને ત્યાંની નગરચર્યા જોઇ. મી. દારંગનને તેના ઉદારપણા માટે બેરોનેટ બનાવવા રાણીશ્રીએ કહ્યું, પણ નમ્રપણાથી તે માન સ્વીકારવા તે નાગરે ના પાડી.

દબલીન, તા. ૩ જી સપટંબરે રાજવંશીઓએ છોડયું, ને હોલી હેડમાં મુકામ કીધો. ત્યાંથી કારનારવનના તટપર થઇને બેલમોરલ પાછાં ગયાં. અત્રે બેલમોરલના નવા મેહેલનો પાયો નાંખ્યો. પણ બેલમોરલમાં મઝા કરવામાં વખત ગુજારવામાં આવે તે પેહેલાં પશ્ચિમ યુરોપમાં સૂક્ષ્મ મામલો હોવાથી ઝટપટ વિંડસર પાછાં આવ્યાં. કંઈક ખટપટને યોગે તુરકીએ રૂશિયા સામા યુદ્ધનું જાહેરનામું કાઢયું, ને ઇંગ્લીશ તથા ફ્રેંચ સરકારે પ્રસિદ્ધ કીધું કે જો તુરકી સામા રૂશિયા કંઇ પણ પગલું ભર-

શે તો કાલા સમુદ્રમાં અમારી નૌકા પેસી પોર્ટનો કબજો લેશે. ઈંગ્લીશ કેબીનેટમાં વાંધો પડયો. પ્રજા યુદ્ધયુદ્ધ ઇચ્છતી હતી, ને તે પક્ષનો લોર્ડ **પામર્સ્ટન** હતો, પણ દરબારમાં રાજપુત્ર **આલબર્ટ**ની મરજી ન્હોતી, ને તેથી લોકોમાં તે અલખામણો થઇ પડયો; જે પ્રીતિ સંપાદન કરતાં બહુ વખત લાગ્યો. લીબરલ ને કોનઝરવેટીવ અન્યોઅન્ય વૈરમય દૃષ્ટિથી જોતા હતા, ને રાણીપતિ બેરન **સ્ટોકમર**ને લખે છે કે, જો લોકોનું ચાલે તો રાણીને કેદ કરે, ને મને હાંકી કાઢે, કેમકે તેઓના મતે મને દુર્જન અને રાજદ્રોહી સમજતા હતા. જ્યાં સુધી પાર્લામેંટમાં એ બાબતની તકરાર નહિ પૂરી થઈ ત્યાં સુધી રાણીપતિ ઘણો બે-ચેન રહ્યો. રાણીપતિ પ્રત્યે પાર્લામેંટમાં થતા હુમલાથી રાણીશ્રી પોતે ઘણાં ખીજ થયાં; ને લોર્ડ **એબરદીન**ને લખ્યું કે, યાદ રાખો કે મુજના પ્રાણવલ્લભ માટે જે કંઈ બોલવામાં આવે છે તે મારેજ માટે છે એમ સમજજો. જાનેવારી ૧૮૫૪ માં પાર્લામેંટ પાછી મળી ને રાણીપતિના માથાપરના સઘળા આ-રોપો દિવાને ખાસમાં લોર્ડ **એબરદીને** ને આમમાં લોર્ડ **જૉન રસલે** ધિ-ક્કારી કાઢયા. કેટલાકોએ રાણીપતિનો સારો પક્ષ લીધો હતો.

ઘેરાયલાં વાદળાં ઉતરી ગયા, ને રાણીશ્રીએ પોતાના લગ્નની ૧૪ મી વર્ષગાંઠને દિવસે બહુ આનંદઉત્સવ કીધો, ને બેરન **સ્ટોકમર***ને લખતાં લખ્યું કે હમે ખરેખરો આનંદ ભોગવિયે છિયે.

## ૩–ક્રિમિયાનું યુદ્ધ–સિબાસ્ટોપલનું પડવું.

શાંતિ સદાકાળ રેહેતી નથી. યુરોપમાં યુદ્ધનાદ તો સદાજ ચમક-તો રેહે છે. તુરકી રૂશિયા વચ્ચે ઝપાઝપી થતી તે માટે યુદ્ધ નક્કી થયું.

---

*બેરન **સ્ટોકમર** કોણ? રાણીશ્રીની માતુશ્રીનો દૂરનો સગો–ભાઇ, ને રાણીપતિનો સ્નેહી, જે રાણીશ્રીના હિતમાં બહુ કાળજી રાખતો હતો.

ઈંગ્લંડે તુરકી તરફથી ભાગ લીધો. હુર્રેના પોકારોથી સેના નગર ગજાવતી ચાલી ને રાણીએ પણ તે હુર્રેમાં ભાગ લીધો. ડ્યૂક ઓફ કેમબ્રીજ સેનાધિપતિ હતો, તે બડા ઉત્સાહથી નિકળ્યો. સર **ચાર્લ્સ નેપિયર**ના રક્ષણ નીચેની નૌકા બાલ્ટિક સમુદ્રમાં જવા રાણીની આજ્ઞાથી નિકળી.

લડાઇના રણકારામાં મહારાણીનો જન્મ દિવસ, ઓસબર્નમાં ગાળ્યો. ત્યાંનો દેખાવ હવે તદ્દન બદલાઇ ગયો હતો. જ્યાં ત્યાં લીલીછમ લીલોત્રી ઉગી નિકળી હતી. કુંવર કુંવરીએ પોતાને યોગ્ય રમતની ઘણી સરસ ગોઠવણ કીધી હતી. રાણીશ્રીએ બાળકોને યોગ્ય કેળવણી આપવા માટે પોતાના મેહેલમાં સર્વ પ્રકારની ગોઠવણ કરી હતી. ન્હાની લેબ્રેરી, સંગ્રહસ્થાન, કુદરતી પદાર્થોનો બગીચો વિગેરે સર્વની યથાયોગ્ય ગોઠવણ હતી.

એક બાજુએ લડાઇની તૈયારી થાય છે, ત્યાં બીજી બાજુએ ફ્રાન્સ સાથે મૈત્રી કરવા, સુદૃઢ બંધન કરવા, રાણીપતિ શાનશાહ **નેપોલિયન**ને મળવા ગયો; ત્યાંથી પાછા ફરીને બેલમોર્લ ગયા. જ્યાં પ્હોંચતાજ **એલમા** જીત્યાના સમાચાર મળ્યા. સ્કૉટલંડમાં રેવરંડ **નોરમન મેકલિયોદ** સાથે સમાગમ થયો. એ એક શ્રેષ્ટ ઉપદેશક હતો ને સાથે વિચારશીળ પુરૂષ હતો. એના ઉપદેશે રાણીપર ઘાડી અંસર કીધી હતી. દેશનું લક્ષ તો લડાઇમાંજ હતું. તા. ૫ મી નવંબરે **ઈનકરમેન**નો મોટો વિજય મેળવ્યો—જોકે તે મહાકથાવર્ટિયાનો હતો. પછી ક્રિમિયામાં મોટો સંહાર થયો. લશ્કરમાં ખરાબ હવાથી માંદગી ચાલી, ને તેથી રાજકુટુંબ બહુ ચિંતાતુર થઇ પડ્યું. લશ્કરે ઘણીવાર સુધી તો ઘણું ખમ્યું, પણ પછી તે ટકી શક્યું નહિ. સેનાની આરોગ્યતા યથાયોગ્ય સાચવવા માટે બહુ તાકીદ આપી. સેનાના નાયકોએ ઘણી બેદરકારી ને ગેરવ્યવસ્થા રાખવાથી સેનાની માઠી અવસ્થા થઈ પડી; પણ ધન્ય છે જેનું જીવન એવી મીસ **ફ્લોરન્સ નાઇટીગેલ** નામની સદ્ગુણસંપન્ન બાઇએ લશ્કરમાં જઇને હજારોના જીવ બચાવ્યા.

સિબેસ્ટોપલના ગઢપર ઘણો મજબુત ઘેરો ઘાલવામાં આવ્યો, પણ રૂશિયનોએ બહુ લાંબો વખત સુધી તે ઘેરો ટકાવી રાખ્યો તેઓ કંઇપણ મચક આપે નહિ. રાણીશ્રીની ચિંતા આ યુદ્ધ માટે કેટલી હતી, તેનું એક દૃષ્ટાંત બસ છે. સિબેસ્ટોપલથી લોર્ડ **કારદીગન** પાછે ફર્યો ને સર્વ વૃત્તાંત કહેવાને વિંડસર ગયો; ત્યાં વાતચિતમાં રાજબાળકોએ કહ્યું કે: "તમે તાત્કાળ પાછા સિબેસ્ટોપલ જાઓ, ને જય મેળવો, નહિતો એથીજ જીજીનું મરણ થશે." સિબેસ્ટોપલના ઘેરાના સંબંધમાં તપાસ કરવાની એક દરખાસ્ત એજવેળાએ પારલામેંટમાં આણવામાં આવી ને પ્રધાનમંડળ હાર્યું. પણ તેટલામાં ઝાર, બીજો **નિકોલસ**, મરણ પામ્યો; ને ક્રિમિયાના યુદ્ધના આખર દહાડા આવી પહોંચ્યા. લોર્ડ **પામર્સ્ટન** પ્રધાન થયો ને વધારે ઉત્સુકપણાથી યુદ્ધ આગળ મચાવ્યું.

ક્રિમિયાથી આવેલા ઘાયલ સિપાઈઓની ભેટ રાણીયે **ચેથામની** આરોગ્યશાળામાં લીધી. પ્રજા તરફથી ઘાયલોમાટે સારી રીતની મદદ થઇ.

એજ અરસામાં **લુઈ નેપોલિયન**, રાણી **યુજીની** સાથે ઇંગ્લંડ આવ્યો. જે મેહેલમાં ઝાર **નિકોલસ** તથા **લુઈ ફિલિપે** મુકામ કીધો હતો, ત્યાંજ તેણે પણ મુકામ કીધો. રાણીશ્રીને આ મુલાકાત વધારે માનવંતી લાગી. શાહનશાહને મળવા ઘણા પ્રેમથી એ ગઇ ને તેના હસ્તનું ચુંબન આપ્યા પછી, નાજુક, મનહર, લાવણ્યમય ને મમતાથી ભરેલી મૂર્ત્તિ **યુજીની**ની મુલાકાત લીધી. શાહનશાહે રાણીશ્રીના સઘળાં કુટુંબની અતિ ઘણા પ્રેમથી મુલાકાત લીધી; ને રાજકુંવરીને તો અતિ ઘણા વહાલથી ભેટ્યો. **નેપોલિયને** માન સાથે રાણીશ્રીના હોદ્દાનું પાન કીધું તેથી ફ્રેન્ચ રેપબલીક-વાળા અને તેના સાહ્યક અગ્રેજો ઘણા ખીજવાયા, ને **નેપોલિયનને** 'ચં-ડાળ ને રાજદ્રોહી કહી બહુ ગાળો ભાંડી. **યુજીનીથી** તો રાણીશ્રી બહુ આનંદ પામ્યાં. તેની લાવણ્યતા ને વિનય અવર્ણિનીય હતાં. પ્રજાએ તેને

બહુ આવકાર દીધો હતો. શાહનશાહને માનપત્ર આપવામાં આવ્યું, તથા અનેક પ્રકારે સન્માન આપ્યું. વોટરલુના મ્હેલમાં નૃત્યક્રીડા થઇ, તેમાં રાણીશ્રીયે **નેપોલિયન**સાથે નૃત્ય કીધું. **નેપોલિયને** આ વેળાએ નાચવામાં એવી તો અચ્છી ઉસ્તાદી બતાવી કે સર્વે ચકિત થઈ પડયા. રાણીશ્રી લખેછે કે 'હું, **જયોર્જ ત્રીજાની** પૌત્રી, શાહનશાહ **નેપોલિયન ૧લો**, જે ઇંગ્લંડનો અનિવાર શત્રુ, તેના ભત્રીજા સાથે વોટરલુના રાજમ્હેલમાં, જે સ્નેહી છ વરશપર વિદેશનિવાસી થઇ ઇંગ્લંડના આશરામાં પડયો હતો તેની સાથે નૃત્ય કરૂં એવું ધારવું, તે એક બલિહારી કુદરતનીજ જાણવી.'

શાહનશાહને નાઇટ ઓફ્ ધી ગારટર કીધો. લુઈ **નેપોલિયન** ઝીણી આંખનો, મૂછનો ફાંકડો, દીર્ઘદર્શી, મનમોહન અને શાણો હતો, છતાં-બહુ ખંધો હતો. તેની મુખમુદ્રા જોતાં પેહેલેતો કોઇપણ અત્યંત મોહી પડે તેવી ચિત્તાકર્ષક શકિત હતી. શાહનશાહ ને શાહનશાહબાનુને મોટી મીજબાનીઆપવામાં આવી, તથા સંગીત નાટયગૃહમાં સર્વે સાથે ગયાં. રાણીશ્રી શાહનશાહ સાથે ને શાહનશાહબાનું **આલબર્ટ** સાથે નાટયગૃહમાં પધાર્યાં કે નાટકશાળામાં ભેગા મળેલાં લોકોએ સર્વને માટે બહુ મોટો જયજયકાર કીધો. બિલોરી મ્હેલ જોવાને ગયાં ત્યારે બંનો એક બીજા સાથે હાથ આપીને ચાલતાં હતાં.

ક્રિમિયાના યુદ્ધની વ્યવસ્થા સંબંધી કેબિનેટ કાંઉસીલ મળી તેમાં રાણીયે જાતે ભાગ લીધો ને પોતાના સ્વતંત્ર વિચારથી ઘણી સહાય આપી. એમ કહેવામાં આવે છે કે આવી શકિત એ નામદારે પેહેલી ને છેલ્લીજ દર્શાવી હતી. તા૦ ૨૧મી અપ્રેલે ફ્રાન્સનો શાહનશાહ સ્વદેશ ગયો; ને તેજ દિવસે ક્રિમિયાના યુદ્ધમાં પરાક્રમ બતાવનારા યોદ્ધાઓને સત્કારના ચાંદો ભેટ આપ્યા. ઘણા શૂરવીર યોદ્ધાઓ, પોતાના સ્વદેશને ખાતર પ્રાણ આપતાં ઘવાયલા હતા-કેટલાક પંગા ને ખોડવાળા થયા હતા. ચાંદો લેતાં

તેઓના તે સઘળાં દુઃખનો વિચાર કરતાં બહુ લાગી આવ્યું. ઝળઝળિયાં ભરાઇ આવ્યાં. કેટલાક અશકત શૂરવીરોને ગાડીમાં બેસાડીને લાવવામાં આવ્યા હતા. રાણીયે તે સઘળાને બહુ માન આપ્યું. કોઈના બે પગ, કોઇના બે હાથ, કોઈનો એક પગ ને એક હાથ કપાઈ ગયેલા હતા. **થોમસ યંગબ્રીજ** નામનો શૂરવીર, જેના બે પગ કપાઇ ગયા હતા તેને પ્રેમથી ચાંદ આપી, રાણીયે પોતાનો એડીકાંપ બનાવ્યો.

આમ યુદ્ધની ગડબડ ચાલે છે, તેવામાં ફ્રાન્સના શાહનશાહને વળતી મુલાકાત આપવા દંપતી ફ્રાન્સ ગયાં. ૧૪૨૨માં **હેન્રી ચોથા** પછી કોઇપિણ ઇગ્લંડનો રાજા પેરિસ ગયો નહોતો, તે આ વખાએ ગયાં. બોલોનમાં શાહનશાહ સામો આવ્યો હતો. રાણીયે શાહનશાહના હાથ ને બંનો હોઠપર ચુંબન લીધું. પેરીસમાં જતાંજ પ્રજા તરફથી પુરતો સત્કાર મળ્યો, અને લોકોએ બહુ આનંદ જણાવ્યો. નાટકમાં તથા બીજા સ્થળોમાં જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં સર્વે સાથેના સાથેજ! પેરીસની મ્યુનિસીપાલીટીએ મોટો બૉલ. આપ્યો—કેહેવામાં આવે છે કે તે રંભાનૃત્ય હતું. મહા પ્રતાપી **નેપાલિયનની** પવિત્ર સમાધિ જોઈ, વરસેલીસનો મેહેલ જોયો, ને માર્ગમાં "પ્રભૂ રાણીનું રક્ષણ કરો" એ હર્ષગર્જના સાંભળતાં ઘણો આનંદ થયો. બીજા ત્રણ દિવસ વધારે રહ્યાં ને દંપતી પાછાં ઓસબર્ન આવ્યાં. બોલોન લગણ શાહનશાહ વળાવાને આવ્યો હતો. રાણીશ્રીયે પછી તુરતજ ફ્રાન્સની મુલાકાત સંબંધી પોતાના વિચાર બતાવ્યા છે, તેમાં ત્યાં મળેલાં માન માટે અપૂર્વ સંતોષ પ્રદર્શીત કીધો હતો; ને રાજકીય બાબતમાં ઘણો લાભ થયલો જણાવ્યો છે.*

---

*આ પ્રસંગને યોગ્ય બે ત્રણ વાતો જણાવવામાં આવે છે; ને જે માટે કેહેવામાં આવે છે કે તેથી શાહનશાહ ઘણો દિલગીર થયો હતો. રાણીશ્રીએ, એક વખતે એકલાં ફરવા જતાં શાહનશાહને કહ્યું કે તમારે ઓર્લિયન્સ રાજકુટુંબ પ્રત્યે ભાવ રાખવો, તે શાહનશાહને ગમ્યું નહિ.

ફ્રાન્સના મહારાજાની મુલાકાત થઈ તે વેળાએ **બલાકબેલાના** મહા- યુદ્ધમાં બ્રિટિશ સૈન્ય પોતાના સહાયકો સાથે બ્યુગલો ફુંકાવીને ઘુમતું હતું. રાણિશ્રી એ બાબતપર પૂર્ણ લક્ષ આપતાં હતાં,તેવામાં બેલમોર્લ ગયાં. ત્યાં સઘળુંજ નવું હતું. મેહેલ અતિશય રમણીય બંધાવા માંડયો હતો, અને તે જુના ગઢથી સહજ દૂર હતો. અત્રે ડચેસ ઓફ કેન્ટ પણ આવ્યાં હતાં. એજ અરસામાં મહારાણીશ્રીના ખાનગી કારભારી લોર્ડ ગ્રે**નવિલને** જનરલ **સીમ્પસન** તરફથી તાર મળ્યો કે સિબેસ્ટોપલનો અજીત્ય કિલ્લો જીતી લીધો છે. આ સમાચાર સાંભળતાંજ રાણીશ્રીએ જણાવ્યું કે "પ્રભૂની એ પૂર્ણ કૃપા છે." તુરતજ મેહેલમાં આનંદ વરતાઇ રહ્યો અને તોપોના ધડાકા થયા. હાઇલંડરોએ પણ આ આનંદમાં મોટા ઉમંગથી ભાગ લીધો હતો. સીબાસ્ટોપલનો અજીત્યગઢ, કાળાસમુદ્રના તટપર, રૂશિયાના ચોકીબાન તરીકે ઉભો હતો, તેનો નાશ કરવામાં આવ્યો; અને રૂશિયાનો ગર્વ તેજરહિત થઇ રહ્યો.

## ૪—યુવરાજકુંવરીના વિવાહ અને બેલમોર્લ.

બેલમોર્લના મેહેલમાં આવ્યા પછી જે મોટો આનંદદાઈ બનાવ બન્યો તે યુવરાજકુંવરીના વિવાહનો પ્રસંગ છે. જર્મનીનો તે વેળાનો રીજંટ **વિલ્યમ**, હાલનો શાહનશાહ આ વિવાહ માટે ઉત્કંઠિત હતો. જર્મનીનો યુવરાજ ૨૫ વર્ષનો

---

રાણીશ્રીએ કહ્યું કે તેઓને એક મિત્ર ને સગા તરીકે ગણવા જોઇયે; પણ રાજકીય બાબતને મળી મુકવી.

રાણીપતિનો જન્મદિવસ ફ્રાન્સમાં ઉજવવામાં આવ્યો ત્યારે નેપોલિયન તથા યુજીનીએ સરસ ભેટ આપી હતી. તેમજ બીજી પણ સારી સારી ભેટો યુવરાજકુંવરીને આપી હતી.

* જ્યારે બોલોન શાહનશાહ તેઓને મુકવા ગયા, ત્યારે અતિઘણા માનથી શાહનશાહે સર્વની સાથે સેકહેંડ કીધી. રાણીશ્રી નૌકાપર ચઢયાં ત્યારે શાહનશાહ તરફ માનથી કહ્યું "રાજન, રામ રામ!" ને જ્યારે નૌકા હંકારવામાં આવી, ને રાણીશ્રીયે પ્રેમથી તુતકપર આવીને મુખચંદ્ર બતાવ્યો, ત્યારે શાહનશાહે કહ્યું "દેવી ! રામ રામ!"

ને ઈંગ્લંડની યુવરાજકુંવરી ૧૫ વર્ષની હતી, તેથી રાણીશ્રી ને તેમના પતિનો વિચાર એવોજ થયો કે બંને જનની જો ઇચ્છા હોય તોજ વિવાહ કરવા, પણ આપણે વચે પડવું નહિ.

આ માંગળિક કાર્ય માટે જર્મનીનો યુવરાજ બેલમોર્લ આવ્યો; ને પોતાનો પ્યાર યુવરાજકુંવરીને જણાવ્યો. એ સંબંધમાં રાણીશ્રીના પોતાનાજ શબ્દો બહુ અગત્યના છે. તા૦ ૨૯ મી સપટંબરે બનો જણના વિવાહનું નક્કી થયું હતું. "અમારી વહાલી **વિક્ટોરિયા**નો વિવાહ સંબંધ આજે પ્રુશિયાના પાટવી **ફ્રેડ્રિક વિલ્યમ** સાથે થયો, કે જે તા. ૧૪ મીનો અત્રે આવેલો છે. તેણે પોતાની ઇચ્છા અમને તા૦ ૨૦ મી મેએ જાતો જાત જણાવી; પણ તેની તરૂણાવસ્થા તરફ જોતાં અને કુંવરીની નાની વય જોતાં અમે ધચુપચુ હતાં; તેથી એમ જણાવ્યું કે કાંતો તે પોતે જાતોજાત નક્કી કરે અથવા બીજી વેળાએ આવે ત્યાં સુધી થોભે. એણે પોતાની ઇચ્છા જાતેજ તેણીને જણાવવી એજ ઠીક. અમે ક્રેગના-બાન, આજ બપોરના ફરવા ગયાં ત્યારે કુંવરે સફેત મૂર્તિ (જે સુભાગ્યનું ચિન્હ છે તે) તેણીને આપી, ને તેણે પ્રેમથી તે લીધી, જે પરથી તેને આશા આવી. બંનો કુંવરકુંવરી ગ્લિનગરનાક તરફ ગયા, ને ત્યાં એ પ્રમાણે (વિવાહ) નક્કી થયો."

બેલમોર્લથી પાછાં ફર્યાં, ત્યારે સારડિનિયાનો રાજા ઇંગ્લંડ આવ્યો હતો, તેને નાઇટ ઓફ ધી ગારટર બનાવ્યો. ૧૮૫૬ ના જાનેવારીની ૩૧ મી એ રાણીએ જાતેજ પાર્લામેંટ ઉઘાડી. માર્ચ માસમાં ક્રિમિયાની લડાઇનો છેડો આવ્યો, જેથી લંડન અને બીજે સર્વસ્થળે બહુ આનંદ વર્તી રહ્યો, શાંતિ થઇ ને ચોમેરથી આવકાર મળ્યો, ને રાણીશ્રીએ લોર્ડ **પામર્સ્ટન**ને એ કાર્યના બદલામાં નાઇટ ઓફ ધી ગારટર બનાવ્યો. તા૦ ૧૮ મી અપ્રેલે રાણીએ એલ્ડરસૉટમાં કવાયત કરાવી હતી, ને ત્યાંથી ચેથામના આરોગ્યગૃહમાં ગયાં, જ્યાં ક્રિમિયાથી આવેલાં ઘાયલ માણસો પડેલાં

હતાં. કેટલાક બહુ પીડિત હતાં. એકના બંને પગ ગયા હતા, ને બાર ઘા વાગ્યા હતા. બીજાને ખોપરીપર ૧૩ ઘા લાગ્યા હતા; ત્રીજાને બલેક-બેલાના યુદ્ધમાં ૩૧ ઘા લાગ્યા હતા. એ પીડિતને કૃપાદૃષ્ટિથી રાણીશ્રીએ આશ્રય આપ્યો. આ લડાઇનો છેડો આવ્યો ને સુલેહ થઇ તે માટે પાર્લા-મેંટે રાણીશ્રીને ઘણું માન આપ્યું હતું; ને ભર પાર્લામેંટમાં મીસ ફ્લૉ-રન્સ નાઈટીંગેલનો આભાર માનવામાં આવ્યો. રાણીશ્રીને માનપત્ર આ-પવાને દીવાને આમ અને ખાસ બંનેના મેંબરો બકિંગહામના રાજમેહેલમાં ગયાં હતાં, જ્યાં અત્યંત પ્રેમથી તેઓનો સત્કાર કીધો હતો. રાણીશ્રીએ આ ઉત્સાહમાં નૃત્યક્રીડા કરાવી હતી.

યુવરાજકુંવરીના વિવાહ માર્ચમાં પ્રસિદ્ધ થયા ને બે માસ પછી વરરાજા ઇંગ્લંડ આવ્યો હતો, તેવામાં યુવરાજકુંવરીને અકસ્માત્ થયો. એક કાગળ-પર કુંવરી સીલ કરતી હતી તેટલામાં તેની નજર પડી કે તેના હાથના મોજાં સલગી ઉઠયાં છે. તુરતજ રાજકુંવરી એલીસ ને તેઓની ઉપરી મીસ હિલ્ડયાર્ડ પાસે હતી, તેઓએ ધૂલ નાંખી પાસે આવતું ભય અટકાવ્યું. પણ એથી કુંવરી ઘણી દાઝી ગઇ,છતાં ઘણી ધીરજથી કુંવરીએ તે દુ:ખ સહન કીધું, ને કહ્યું કે માજીને એ વાત કહેતાં નહિ, તેઓ ગભરાઇ જશે, પણ બાપાજીને આવવા દેજો.

ક્રિમિયાથી સઘળું સૈન્ય પાછું ફરી વળ્યું, તેની મુલાકાત લેવાને રાણીશ્રી એલડરશાટ પધાર્યાં. સેનાની કવાયત ઘણી સરસ થઇ હતી. કવાયત થયા પછી દરેક સૈન્યમાંથી મુખ્ય માણસ રાણિશ્રીને મજરો કરવા આ-વ્યું; ત્યારે રાણીશ્રીએ રથમાં ઉભાં થઇને કહ્યું કે, "સેન્યાધિપતિઓ, સરદારો ને વીર પુરૂષો! આજે અત્રે જે મોટું સૈન્ય ભેગું થયું છે, તેને હું તમારી મારફતે કેહેવડાવું છું કે તેઓ પૂર્ણ આરોગ્યતામાં અંત્રે પધાર્યા તે મને અભિવંદન કરવા યોગ્ય છે. તેઓને કહો કે, તેઓએ જે જે સંકટ ને વિપત્તિ

ઉદ્દારદિલથી રાહત કીધાં છે તે માટે હું બહુ આતુરતાથી જોતી હતી, અને જે વિરલાઓ પોતાના સ્વદેશને માટે મરણ પામ્યા છે તેને માટે અત્યંત શોકાતૂરછું; તેમજ જેઓ વિરપુરૂષ પેઠે,તેમના બહાદૂર વીર મિત્રો સાથે, રણમાં ઘૂમ્યા છે તે માટે હું ગર્વ ધરૂંછું. હું પ્રભૂનો ઉપકાર માનુંછું કે ભયનું વાદળું વિખરાઇ ગયું છે; ને તમારા કીર્ત્તિવંત કર્મની કીર્તિ યાવત-ચંદ્રોકાળ રહેશે;પણ હું જાણુંછું કે તમારી પાછી જરૂર પડશે,ત્યારે જેવા પ્રેમથી તમે ક્રિમિયામાં સ્વાત્માર્પણ કીધું છે તેમજ કરવા તત્પર થશો.' અને એ બોલ-વા સાથે આખી સેનામાંથી મોટો અવાજ થયો કે 'રાણીશ્રીનું પ્રભૂ સંર-ક્ષણ કરો.' બીજે દિવસે કેટલાક માણસોને રાણીશ્રીએ પોતાને મેહેલે આમં-ત્રણ કીધું હતું, તેટલામાં લોર્ડ હારડિંજ, તેઓનો જનરલ મરણ પામવાથી સઘળે શોક પથરાયો.

પાછાં સઘળાં બેલમોર્લ આગષ્ટની તા. ૩૦ મીએ ગયાં. નવો મેહેલ તદન તૈયાર હતો, ને જૂનો તોડી પાડયો હતો. બેલટરના કસબાથી આ રેહેઠાણ દૂર ન્હોતું; જ્યાં રેલવે આવેલી હતી. અત્રેથી મોટા બે રાજ-માર્ગ જતા હતા, અને એ બંનો રસ્તાઓ ત્રણ પહાડી ટેકરીઓની વચોવચ આવેલા હતા. બેલમોર્લનો મેહેલ રાણીપતિ આલબર્ટની મિલકત હતી, પણ પાછળથી ધણીના વારસામાં રાણીશ્રીને તે મળ્યો છે. તેમાં ત્રણ જુદી જુદી મૂર્ત્તિઓ—બાવલાં રાણીપતિના છે, જે ત્રણે જોવાજોગ છે. એક પૂતળું તો મેહેલના શિખરપર છે,જે દૂરના લોકોનું મન પોતા તરફ ખેંચે છે. મેહેલ આખો રાતા સંગેમરમરના પથરનો બનાવેલો છે. મુખ્ય દરવા-જાપર હાઇલાંડના પહાડી શિકારો તથા ગમ્મતોના દેખાવો ચિત્રેલા છે. અંદરનો ભાગ ઘણો રળિઆમણો અને કુદરતી રચનાથી ભરપૂર છે. આલબર્ટે મુખ્ય બગ્રિચો જર્મન ઢબપર બનાવ્યો છે. શિકાર તથા રમ-વાની નહાની, પણ ઘણી ફક્કડ જગ્યા રાખેલી છે, ને ડી નદીનો

ધોધવો ત્યાંથી જાય છે તે દેખાવ બહુ રળિયામણો થઇ પડ્યો છે. મેહેલના મથાળાપર એક મિનારો છે, તેના બુરજમાં એક ઘડિયાળ રાખ્યું છે, જે આખા ગામડાને વખત પૂરો પાડે છે, ને તેનો રણકો સાંભળવાને પેહેલાં તો ઘણા ગામડિયાઓ ભેગા થતાં હતાં; અને એ કંઇ અદ્‌ભૂતતાથી ભરેલું છે એમ માનતા હતા. કુંજમંડપમાં ફુવારાનો બહાર પણ ઘણો સરસ રીતે ગોઠવેલો છે, અને વચોવચ પશુપક્ષીઓને રેહેવાનાં રેહેઠાણો એવાં તો કુદરતી બનાવ્યાં છે કે મનુષ્યપ્રાણી ભુલાવામાં પડે. લતામંડપો ને જુદી જુદી કુંજો, ને કુંજમાર્ગો, કુંજબેઠકો, નિર્જન સ્થળના ઉદ્યાનો, પુષ્પમય વાટિકાઓ અને વૃક્ષ ઘુમટોનો બહાર રાજપુત્રે પોતાના શોખને અનુસરતો બનાવ્યો છે, જે બંનેને ગમ્મત સરખીજ રીતે આપે તેવા અદ્યાપિ પર્યંત છે. લોહશલાકાઓ કરતાં વેલાશલાકાઓથી એવી તો ગીચ ગુંથણી મેહેલની વાટિકાઓમાં કીધી હતી કે કેટલાક વખત સુધી તો ઘણાકો તકરાર ઉઠાવતા કે એ મનુષ્યકૃતજ નથી!

મેહેલના અંદરના ભાગની રચના જુદીજ હતી. સઘળો સરસામાન સ્કૉટીશ ઢબનો હતો; કંઇપણ ઇંગ્લિશ નહિ. જાણે ઇંગ્લિશ તરફ ધિક્કાર હોય તેમજ કોઇપણ અજાણ્યાને અત્રે આવતાં લાગતું હતું. દિવાનખાનું, ભોજનગૃહ, બિલિયર્ડગૃહ, પુસ્તકાલય, એ સર્વે રાજપુરૂષને ગમે તેવાં હતાં. ચંદ્રશાળામાં રાણીશ્રી તથા રાણીપતિની પોતાની ખાનગી શાળાઓ હતી. નૃત્યગૃહ એ સર્વથી વધારે સુંદર હતું. તેનો શણગાર સર્વોપરી હતો. તેમાં એવી તો સરસ ગોઠવણ કરવામાં આવી હતી કે ઝીણામાં ઝીણી આંખ પણ ખામી કાઢી શકે નહિ. નૃત્યગૃહની ઉંચાઈ, પહોળાઇ ને શણગાર સર્વેમાં તે એક એકજ હતું. સઘળુંજ હાઇલેંડને શોભે તેવું હતું. ક્રેથી ચર્ચની શોભા એવી તો સરસ હતી કે ડી નદીનો સુંદર દેખાવ ત્યાંથી બરાબર માલમ પડતો હતો. મુખ્ય ઝરૂખામાં

રાણી તથા પ્રિન્સ ઓફ વેલ્સના કાંસાનાં પૂતળાં બેસાડેલાં છે. અત્રે બે બારીઓ સ્મરણાર્થે ઉઘાડવામાં આવી છે. ડા. **નારમન મેકલિયડ અત્રે ઉ-પદેશ** કરતો હતો તેની એક બારી છે. રાણીશ્રીની સાવકી બેહેનની યાદગિરિની પણ એક છે. ગઢની પડોસમાં રાણીશ્રીની પોતાની પર્ણકુટી છે. મહારાણીશ્રી અને તેના કુટુંબના તાબાની તે છે. મહારાણીશ્રીને આ પોતાના પ્રિયનાથનું ગૃહ અતિશય ચિત્તાકર્ષક લાગે છે, અને તેમાં રેહેવાને તેઓ સદા તત્પર હતાં; છતાં પોતાના શોખને પૂરો પાડવા આ પર્ણકુટી નિરાળી બનાવી હતી. તેમાં કેટલીક ગામડાંને અનુસરીને રાજવંશી ગોઠવણ કીધી હતી. એ મનોહર પર્ણકુટીમાં વિરાજીને રાણીશ્રી પોતાના બંસીવાળા પાસે મહુયર વગડાવતા હતા અને ઉપરથી મેહુલો ઝરમર ઝરમર વરસતો હતો ત્યારે અમને નાસિકની પડોસમાં આવેલી પંચવટીની પર્ણકુટીમાં વસેલા રામસીતાના આશ્રમની ખૂબી આબાદ યાદ આવે છે. સંતપુરૂષો, દુનિયાની ખટપ-ટથી દૂર રેહેવા માટે આવા નિર્જન પ્રદેશમાં, નિર્જન સ્થળમાં, જ્યાં કંઈ પણ મોહમાયા નથી, ત્યાં જે એકાંતિક જીંદગી ભોગવતા હતા તેવીજ જીંદગી આ પર્ણકુટીમાં રાણીશ્રીની હતી. મહારાણીનું એકાંતભુવન ગ્લાસેટના સરોવર તટ નજીક છે. રાણીશ્રીને ગમે તે કારણથી પણ બેલમોલનો મેહેલ ઘણો પ્રિય છે. તે પોતાના પ્રાણનાથનો છે તેથી કે બીજા કારણથી, પણ તેના પ્રત્યે અત્યંત પ્રેમ રાખે છે. ત્રીસ વર્ષ સુધી તો રાણીશ્રીને એ મેહેલ એક વિશ્રાંતિસ્થળ ને એકાંતભુવન તરીકે કામ આવ્યો હતો. અત્રે જે જે નવનવા બનાવો બન્યાછે તેવા બીજા સ્થળે નથી બન્યા. એ ભુવન જોતાં રાણીશ્રી અદ્યાપિપર્યંત અશ્રુપાત કરેછે, કેમકે તેમાં જે સુખના દહાડા ગાળ્યા છે તે યાદ કરતાં એઓનું હૃદય બહુ શોકતપ્ત થાય છે. એમાં જે રમતગંમત અને વૈભવ ભોગવ્યા છે તેવા બીજે સ્થળે નથી ભોગવ્યા એમાં અતિશ્યોક્તિ નથીજ.

અત્રેજ નિવાસિન થયાં છે તેવામાં પોતાના સાવકા ભાઇ રાજપુત્ર **લીનીનજન**ના મૃત્યુ સમાચાર નવંબરમાં મળ્યા. તે ૫૩ વર્પનો વયે હતો, અને રાણીશ્રીને બહુ વહાલો હતો. ભાઇનું સુખ તો માત્ર એટલુંજ હતું. બંનો એક પિતાનાં હોય તેમજ વર્તતાં અને એકને સુખ થાય તો તે બીજું સુખ માનતું અને બીજાને દુઃખ થાય તો પેહેલાને તેટલુંજ લાગતું હતું. એક સાવકી બેહેન **ફિયોદોરી** પણ તેટલીજ વહાલી હતી. આ મરણથી બહુ દિવસ રાણીએ શોકમાં ગાળ્યા. શોકમાંથી મુકત થયા પેહેલાં રાણીશ્રી પાછાં લંડન આવ્યાં ને બકિંગહામમાં વાસ કીધો. અત્રે સૌથી છેલ્લી પુત્રીનો જન્મ આપ્યો. તા૦ ૧લી અપ્રેલ ૧૮૫૭ ને દિને રાણીએ રાજપુત્રી **બિયેટ્રીસ**નો જન્મ આપ્યો, ને તે નહાની બાળકીનું નામ **મેરી વિક્ટોરિયા ફિયોદોરી બિયેટ્રીસ** રાખ્યું. એજ અરસામાં રાજા ત્રીજા **જયોર્જ**ની છેલ્લી વારસ ડચેસ ઓફ **ગ્લોચેસ્ટર** ૮૩ વરસની ઉમરે મરણ પામી. એના પ્રત્યે સર્વે કોઇ વડીયાઇ તરીકે પ્રેમ રાખતાં હતાં.

યુવરાજ કુંવરીના લગ્નનો સમારંભ પાસે આવવાથી પાર્લામેંટે ૩૮ ૭૭૦૦નું વર્ષાશન તથા ચારલાખ પેહેરામણીમાં આપવાનું ઠરાવ્યું. એજ-વર્ષમાં **આલબર્ટે** મેન્ચેસ્ટરમાં કળાકૌશલ્યનું પ્રદર્શન ખુલ્લું મુકયું, ને રાણી-શ્રીએ પ્રાણનાથને, "**પ્રિંસ કોંસર્ટ**"—**રાજ્ઞીપતિ**ની પદવી આપી.જુન માસ માં ક્રિમિયાની લડાઈમાં ગયલા ૬૪ શૂરા સરદારો ને "યુદ્ધ નાયકો"ની પદવી આપી અને દરેકને દશ પૌંડનું પેન્સન કરી આપ્યું. જુલાઇ મહિનામાં લગ્ન-પ્રસંગ હોવાથી ચાર સંતાન સાથે દંપતી પોતાના જમાઇ સાથે મેન્ચેસ્ટર ગયાં; ત્યાં સારૂં સન્માન થયું; ને પછી **આલબર્ટ**, આસ્ત્રીયાના આર્ચ ડયુક **મેક્ષીમિલિયન્સ** તથા રાજકુંવરી **ચારલોટ**ના લગ્ન, જે જર્મનીમાં થયાં હતાં ત્યાં ગયો. રાણીશ્રી ને આ વિરહ ઘણો લાગ્યો. **પ્રિન્સ કોન્સર્ટ** પાછો

આવ્યા પછી પાછાં બેલમોર્લ ગયાં.* અત્રે ગરીબો ને અશક્ત મનુષ્યોના પ્રસંગમાં બહુ આનંદ થતો હતો. તેવામાં હિંદુસ્થાનમાં બળવો થવાના સમાચાર મળ્યા હતા. આ બનાવથી રાણીશ્રીને ઘણું લાગી આવ્યું, ને જેમ જેમ તેઓ ભયંકર કાપાકાપીની વાત જાણતાં તેમ તેમ વધારે કંપતાં હતાં. એ બળવો બેઠા પછી રાણીશ્રીના હાથમાં હિંદુસ્થાનનો કારભાર આવ્યો.†

## ૫ યુવરાજકુંવરીના લગ્ન.

યુવરાજ કુંવરી 'વિકિ'ના શુભ લગ્નનો મંગળમય પ્રસંગ ઇંગ્લંડમાં ઘણા પ્રેમ આનંદ સાથે જણાયો હતો. રાજકુટુંબમાં લગ્ન થનારાં છે એથી આખા નગરમાં દોડધામ થઇ રહી હતી. રાણીશ્રી પોતાની વહાલી દિકરીના થનારા વિજોગથી પેહેલેથીજ દિલગિર થયેલાં હતાં. લગ્નપ્રસંગ જેમ જેમ પાસે આવવા લાગ્યો, તેમ તેમ નગરમાં તથા દરબારગઢમાં

*આ નવા મ્હેલમાં એક બજાર ઉઘાડ્યું હતું. એક દિવસે રાણી, આલબર્ટ, તરૂણ રાજપુત્ર આલફ્રેડ, લેડી ચર્ચિલ અને બીજા બે બાળકાઓ સાથે ફરવા ગયાં. માર્ગમાં બજારમાંથી કેટલોક ઉપયોગી સામાન ગરીબોને આપવા માટે ખરિદ્યો. તે લઇને ત્યાંથી એક બાઇ સાથે ગરીબોના ઝુંપડામાં ગયાં; અને ત્યાં જઇને તે ગરીબોને રાણીશ્રીના આવવાનું જણાવ્યું. માર્ગમાં એક દીનહીન વૃદ્ધ ડોસી મળી, જેનું વય ૮૮ વરસનું હતું. રાણીશ્રીએ તેને ગરમ ઉનનો ઘાઘરો આપ્યો, જે લેતાં તેનું હૃદય ભરાઇ આવ્યુ, અને ગાલપર બાષ્પબિંદુ વહી ચાલ્યાં. તેણે રાણીશ્રીનો હાથ પકડી પ્રેમથી ચુંબન કીધું, ને પ્રભુની પ્રાર્થના કીધી.—જે દેખાવ બહુ હૃદયભેદક લાગ્યો. બીજી એક વૃદ્ધ ડોસી જે ૮૬ વરસની વયની હતી, ને કામ કરવે તદન અશક્ત હતી, તેણે સર્વ રાજમંડલીને પ્રેમભર્યો આવકાર દીધો. તે બેઠી ને પછી વણવા લાગી. રાણીએ તેને પણ ગરમ ઘાઘરો આપ્યો; ત્યારે તેણે કહ્યું કે "પ્રભૂ તમોને સદા કાળ અત્રે લાવે, અને પ્રભૂ તમારો નિઘેબાન થાઓ." ત્યાંથી મીસીસ ગ્રાંટને ઝુંપડે ગયાં, ને તેને એક સારો પોશાક તથા રૂમાલ ભેટ આપ્યો હતો. તે બાપડી બોલી કે "તમે બહુ મમતાળુ છો, તમે ઘણાં દયાળુ છો; પ્રત્યેક વરસે તમે મને ઘણું દાન કરોછો ને હું ઘણી વૃદ્ધ વયે પહોંચુછું." પછી નહાની વિકિના લગ્નનું સાંભળીને તે બાપડી ઘણી દિલગીર થઇ, કેમકે હવે પછી તે અત્રે પાછી આવશે નહિ. નહાની વિકિ અને તે બાઇને ઘણો પ્રેમ હતો.

†આ બાબત માટે અગાડી "ભરતખંડની રાણી ને મહારાણી"નું પ્રકરણ જોવું.

ધામધુમ થવા માંડી. જર્મનીનો હાલનો યુવરાજ વરરાજા ઘણા આનંદ સાથે લગ્નમાં આવ્યો હતો. નહાની "વિકિ"ને લઇને રાણીશ્રી વિંડસરગઢથી બકિંગહામના રાજમ્હેલમાં આવ્યાં અને લગ્ન પેહલાં બે દિવસ આગમજ રાણીશ્રીએ વ્હાલી **વિક્ટોરિયા** રાજકુંવરી સાથે પોતાનો ફોટો પડાવ્યો, પરંતુ પ્રેમગદગદિત થવાથી ધ્રુજયાં અને તેથી તે ફોટો સારો પડયો નહિ.

મંગળમય લગ્નનો દિવસ ૧૮૫૮ ના જાનેવારીની ૨૫ મીનો હતો આગલે દિવસે રાજપુત્રી **એલિસ** અને '**વિકિ**' સાથે એકજ શૈય્યાપર શયન કીધું, જેની નોંધ રાણીશ્રીએ લીધી હતી. ત્રીસ મોટા મોટા રાજવંશીઓ આ લગ્ન ટાંકણે આવ્યા હતા, જે બધાના સમાસ માટે બકિંગહામનો રાજમ્હેલ પૂરો ન્હોતો. લગ્નપૂર્વે, રાત્રીના ભોજન ટાંકણે ૮૦ થી ૯૦ ઉમરાવો હાજર હતા. તા૦ ૧૮ મીની રાત્રીના નૃત્ય થયું તે સમારંભ અતિ સુંદર હતો, ને તે ટાંકણે ન્હાની **વિકિ**નો કાકો ડયૂક ઓફ **અરનેસ્ટ** કહે છે કે, **વિકિ** સ્ત્રી તરીકે નૃત્યમાં ભાગ લે એ એક સ્વપ્નુંજ છે. પાંચ સાત દિવસ આગમજ રંગરાગ ને ગાનતાનના તાગડધિન્ના ચાલુ થઇ રહ્યા હતા. ઉજાણી મીજબાની ને નાટકોમાં સર્વે ગમ્મત ઉડાવતા હતા. યુવરાજકુંવરીપર આખા ઇંગ્લંડનો પ્રેમ હોવાથી પ્રજાએ બહુ મોટો ભાગ લીધો હતો.

વરરાજા તા૦ ૨૬ મીના પ્રભાતમાં ઇંગ્લંડ આવ્યો, ને મધ્યાન્હે લંડન આવ્યો, જ્યાં આવતાં તેનો ઘણો સારો સત્કાર થયો. જોકે તેનો ચેહેરો ઉતરી ગયલો ને નાજુક હતો, તોપણ તેની મુદ્રાપર આનંદ તગતગતો હતો. હૃદયમાં અતિ અનમોલ વસ્તુ પ્રાપ્ત થવાની હોવાથી મગ્ન મસ્ત જણાતો હતો; ને પોતાનું પાણીગ્રહણ કરવાવાળી તરફ પ્રેમથી જોતો હતો. બીજે દિવસે વરવધૂને આપવાની સઘળી બક્ષીસો મેહેલમા બતાવ-

વામાં આવી હતી.વરરાજા તરફની,પોતાની નવોઢા વાસ્તેની ભેટ એક અતિ અણમોલ મુક્તાવળી હતી,જેની કીંમત પચાસ હજાર રૂપિયા કરતાં વધારે હતી. કન્યાદાનમાં રાણીશ્રી તરફથી હીરાજડિત હાર, રાણીપતિની હીરા ને મણીની માળા,પ્રિન્સ ઓફ વેલ્સનું હિરાની જોડનું વિમળક,જે એક કાચની પેટીમાં મુકયું હતું; ને પલ્લામાં પ્રૃશિયાના રાજારાણી તરફથી એક હીરાની મૌલી, ને રાજા લિયોપોલ્ડ તરફથી સુવર્ણ ફીતનો ભરેલો પોશાક આપવામાં આવ્યો હતો. એજ દિવસે કુંવરીએ પોતાના માથાનો ચાક રાણીને આપીને કહ્યું કે તેની પુત્રી તેના નામને યોગ્ય નિવડશે—જે એક પુત્રીના શબ્દો સાંભળતા રાણીશ્રીને હર્ષે હૃદયકંપ થયો!

રાણીશ્રીએ પહેલાંથીજ જાહેર કીધું હતું કે આ લગ્ન ઘણા દબદબા ભરેલાં કરવાં, ને તેથી આખી લંડન નગરીની શોભા ઘણી અદ્ભૂત બનાવી દીધી હતી. લગ્નને દિવસે તો ભારે ભપકો હતો. બકિંગહામમાંથી વર વધૂની સ્વારી નિકળી ને વાજાં ને ઢોલ પડઘમના અવાજો થયા કે રાણીશ્રીનું હૃદય પ્રેમથી કંપાયમાન થયું. લગ્ન રૅાયલ-ચેપલમાં થવાનાં હતાં. રાણીશ્રીએ કીરમજીયા રંગનો ઝબ્બો પેહેર્યો હતો, અને તેપર જરીની શોભાયમાન ફીત ચોડેલી હતી; ગળામાં હિરાનો હાર હતો ને ગળાંપરજ કોહીનૂર લટકતો હતો. મસ્તકપર મોતી ને હીરાજ હતા. પ્રિન્સ કોન્સર્ટ ને રાજા લિયાપોલ્ડ ફિલ્ડ-માર્શલના પોશાકમાં હતા. યુવરાજ ને બીજા કુંવરો હાઇલેંડરના પોશાકમાં હતા; અને કુંવરી હેલિના, એલિસ અને લુસી—૧૫, ૧૨ અને ૧૦ વર્ષની બાલકીઓ—હાથમાં હાથ ઘાલીને પોતાની માતાની પછાડી ચાલતી હતી. તેણીઓએ સફેત ફીતવાળો ઘેરો જાંબુડી સાટીનનો પોશાક પેહેર્યો હતો. વરરાજાએ જર્મન સેનાધિપતિને યોગ્ય એવો ભૂરો પોશાક પેહેર્યો હતો ને ગરૂડનો ચાંદ લટકતો હતો. જેવો તે દેવાળયમાં આવ્યો કે રાણીશ્રી તથા ડચેસ ઓફ કેન્ટને નમન કીધું. વરરાણી

પોતાના પિતાજી અને ધર્મ પિતા રાજા લિયોપોલ્ડ સાથે દેવલમાં આવી; તેનો પોશાક બહુ કિમતી ને સાથે ફાંકડો પણ હતો. તેની આસપાસ આઠ ઉમરાવોની કુંવારીકાઓ વિંટલાઇ વળી હતી; જેમની સૌંદર્યતા અપૂર્વ હતી; તેમના પોશાકો તદ્દન નવિનજ પ્રકારના અને તેમની કાંતિ રંભાતૂલ્ય હતી. કોઈ પણ જોનારો યુવરાજકુંવરીની નિર્દોષ છબી જોઇને ચિત્રવત્ થઇ જતો હતો.

પ્રથમ કુંવરી ચોરી સમક્ષ ગઇ, ને પછી પોતાની માતા તરફ બહુ પ્રેમ ભરી દૃષ્ટિથી જોયું. પછી વરરાજાએ જઇને તેનો હાથ બહુ પ્રેમથી પકડયો; ને પછી તે ગુંઠણિયે, રાણીશ્રી સમક્ષ પડયો. રાણી તથા રાણીપતિએ પોતાની દીકરીને નિરખતાં પોતાના લગ્નના સમયનું સ્મરણ થયું. યુવરાજ કુંવરીની આસપાસ જે અષ્ટ કુંવારિકાઓ વિટલાઇ વળી હતી તેથી જાણે એમ લાગતું હતું કે પૂર્ણ કાંતિમાન્ ચંદ્રપર વાદળાંઓ છાયા કરતાં હોય. વરરાજાએ પોતાની વિંટિ પ્રેમથી પોતાની અર્ધાંગના–પત્નિના આંગળાંમાં પેહેરાવી, ને મોતે તેની પ્રેમથી પેહેરી, કે તુરત તોપોની ગર્જના થઇ ને બરલિનમાં તાર મુકવામાં આવ્યો, ને પૂર્ણ પ્રેમવંત પ્રાર્થનાથી પ્રભુનો પાડ માનીને મહાચાર્ય કેન્ટબરીએ લગ્નવિધિ પુર્ણ કીધી. તુરતજ ધન્યવાદ દેવામાં આવ્યા. રાણીશ્રીએ કુંવરીને પુષ્કળ પ્રેમથી છાતિસરસી દાબી, અને ચુંબન લીધાં. વરરાજાએ પેહેલે પિતા, ને તે પછી માતાના હસ્તકમળનું ચુંબન લીધું. પછી સસરાના હાથનું ચુંબન લીધું ને વરકન્યા પ્રેમથી હસ્ત સાથે હસ્ત મેળવીને વિદાય થયાં. પેહેલે બકિંગહામના રાજમ્હેલમાં સર્વે આવ્યાં, ત્યાં વરકન્યા પુઠળ રાણી ને રાણીપતિ; ને તેની પુઠળ પૃશિયાના રાજા રાણી હતા. વરવધૂ એક બીજાની સોડમાં ઉભેલાં જોઇને, અને લોકોની પૂર્ણપ્રીતિ અને ભક્તિ જોઇને રાણીશ્રીને ઘણું લાગી આવ્યું. વરવધૂ પછી વિંડસરમાં ગયા, જ્યાં તેઓ પોતાનો પેહેલો ક્રીડાવૈભવનો આનંદકાળ ગાળનાર હતાં.

આખા લંડન નગરમાં યુનાઇટેડ કીંગડમમાં એ દિવસ ઉજમાળો

હતો. આખા નગરમાં રોશની થઇ હતી. પછી રાણીશ્રીએ જમાઇરાજને ગારટરના નાઇટ કીધા. ૨૯ મીએ નવાં દંપતી બકિંગહામમાં આવ્યાં. એ અવસરમાં પુષ્કળ ધન્યવાદસૂચક પત્રકો નવાં જોડાંને મળ્યાં હતાં. જાનેવારી મહિનાના આખર દહાડા બહુ ગમગીનીના હતા, કેમકે હવે તાત્કાળમાંજ મોટી કુંવરીને સાસરે વળાવવાના હતા. ગદગદિત કંઠે રાણીશ્રી લખે છે કે, "જેમ તા. ૨૫ મીએ કીધું તેમ પ્રભૂ અમારી પાસથી તેને છૂટી પાડે છે, અને અમે તેને વધારે સુખી જોવાને અત્યંત આતુર છિયે." વિયોગ થવાના વિચારથી યુવરાજકુંવરીના હૃદયમાં તો ઉથલપાથલ થઇ રહી છે, ને તે પોતાની માતાને ભેટતાં કેહે છે કે, "માતુશ્રી, મને લાગે છે કે બાપાજીની રજા લેતા તો મને મરણુજ આવશે." તા. ૨૭ ફેબ્રુવારીને દિવસે કુંવરીને સાસરે વળાવી, તે વેળાએ આખા મ્હેલમાં કોઈ એવું ન્હોતુ કે જેના નેત્રમાંથી બાષ્પબિંદુનો ધોધ નહિ વેહેતો હોય. રાણીશ્રીએ કુંવરીને હૈયાસરસી ચાંપી, ને આશિર્વાદ દીધા. પણ શું કેહેવું તે સુજ્યું નહિ. પછી જમાઈને પણ ચુંબન લીધું ને ખુબ તરેહથી ભેટયાં. જમાઇરાજ પણ બોલવે અશક્ત હતો, કેમકે તે પણ ગદગદિત થઇ ગયો હતો. ગ્રેવસેન્ડ સુધી પ્રિન્સ કોન્સર્ટ, યુવરાજ ને આલફ્રેડ કુંવરીને વળાવા ગયા, અને આ હિમના દિવસમાં બાપ દિકરીને છુટા પડવું એ કેટલું ભારી થઇ પડયું તે શાકુન્તલાને સાસરે વિદાય કરતી વખતે મહાકવિ કાલીદાસે તેના ધર્મપિતા કણ્વઋષિનાં મુખમાં જે વચનો મુકયાં છે, તે ઉપરથી અનુમાન થઇ શકશે. બહુ દિવસ સુધી બંનો દંપતી-રાણીશ્રી ને રાણીપતિએ વિકિની વિરહવેદના વેઠી. ખરેખર "આખર કન્યા ધન પારકું છે" એ કહેવત આર્યાવર્તના કાલિદાસ કવિએ કહી છે, પણ તેનો ભાવ સર્વ સ્થળે સરખોજ છે.

## ૬—જર્મનીની ભેટ—પુત્રી જમાઇનો મિલાપ.

વિવાહ અવસર વિત્યા પછી પાર્લામેંટમાં લોર્ડ **પામર્સ્ટનનું** પ્રધાનમંડળ પડી ભાગ્યું, ને લોર્ડ **દરબી** પ્રધાન થયો. પછી રાણીપતિ જર્મનીમાં ટુંક વખતમાં જઈ આવ્યો, ને પાછાં બકિંગહામમાં આવીને ઈંગ્લંડના કેટલાંક નવિન સ્થળો જોવાને નિકળ્યાં. આગષ્ટ માસમાં ફ્રેંચ રાજા રાણીની મુલાકાત લીધી. ફ્રાન્સના કીનારાપર પગ મુકતાં તોપોએ આકાશ ને પાતાલ ગજાવી મુક્યું. જો કે ફ્રાન્સ અને ઈંગ્લંડને જોઇએ તેવો ઘાડો સંબંધ હતો નહિ, પણ બંનો રાજાઓએ અન્યોઅન્યનો સારો સત્કાર કીધો. ઓસબર્ન પાછાં આવીને કાલું કાલું મૃદુ ભાષણ કરતાં બાળકો સાથે આનંદમાં ભોજન લીધું, ને ઘરમાં નૃત્ય કીધું.

થોડા દિવસ વિત્યા એટલામાં પોતાની મોટી દીકરીને મળવાને સર્વે જર્મની ગયાં. મેગડેબર્ગ નજીકના વાઇલ્ડપાર્ક સ્ટેશનપર રાણી ને રાણીપતિ આવ્યાં; ત્યાં તેઓને લેવાને માટે તેમની વહાલી દીકરી હાથમાં કલગી લઇને ઉભેલી હતી. ઘણા આતુર પ્રેમથી બંનો ભેટયાં. રાણીશ્રીને, પ્રેમથી પુત્રીને છાતિએ દાબતાં, જાણે બહુ કાળ વિજોગમાં ગયા હોય તેમ લાગ્યું. નહાની વિકિ ઘણી આસુદી ને આરોગ્ય હતી, તેને જોઇ રાણીશ્રી બહુ રંજીત થયાં. ચૌદ દિવસ સુધી રાણીશ્રી બેબલબર્ગના મ્હેલમાં રહ્યાં. પણ તેટલામાં બરલીન વિગેરે સ્થળોમાં મુસાફરી કરી આવ્યાં. નહાની વિકિ પ્રત્યે અત્યંત પ્રેમ હતો, ને જ્યારે મળતાં ત્યારે મા દિકરી ધરાતાં નહિ, પણ આખરે કન્યા તે પાસે નહિજ રેહે, એમ જાણ્યા છતાં પણ પ્રેમથી રડતાં છુટાં પડવાનો વખત આવ્યો, ને ત્યારે પેહેલાં કરતાં વધારે દુઃખ ઉત્પન્ન થયું. રાણીશ્રીએ ધાર્યું કે આ છુટાં પડતી વેળાએ વહાલી વિકિને નહિ મળાય તો ઠીક, પણ પ્રેમ-સ્નેહ એ કંઈપણ જોય નહિ,

બન્નો મળ્યાં, ને અન્યોઅન્યની આંખમાંથી શ્રાવણ ભાદરવો વહ્યો ગયો. જર્મનીથી પાછાં ફરીને ઈંગ્લંડના લીડ્સ પરગણાનો ટાઉન હૉલ ખુલ્લો મુક્યો. આ પ્રમાણે કાલ વીતી જાય છે, તેટલામાં બરલીનથી તા. ૨૭મી જાનેવારી ૧૮૫૯ ને દિને ખબર આવી કે રાણીશ્રીને ત્યાં દોહિત્રનો જન્મ થયો છે. આ વખતે રાણીશ્રીનું વય ૪૦, અને યુવરાજ કુંવરીનું વય ૧૯ નું હતું. દોહિત્રનુ નામકર્ણું વિધિ કરતી વેળાએ ૪૨ ધર્મ માતાપિતા હાજર હતાં.

કુંવરી **એલીસ** વયે પહોંચી, તેને માટે રાણીશ્રી લખે છે કે, 'તે ઘણી ભલી, માયાળુ, ડાહી, સ્નેહાળ અને મને સુખ આપનારી છે.' એ વખતે યુવરાજ ઇટલીમાં ફરતો હતો, ને કુંવર આલફ્રેડ લીવેન્ટના અખાતમાં વહાણપર હતો. લડાઈની ભય ભરેલી ખબર આવતી હતી. તેવામાં લોર્ડ **દરબીએ** રાજીનામું આપ્યું ને લોર્ડ **પામર્સ્ટન** પ્રધાન થયો,

## ૭–દરબારી બનાવો.

રાજદરબારી ખટપટો ઘણી મોટી હોય છે, તથાપિ ઈંગ્લંડનું રાજ-કુટુંબ ઘણીક બાબતમાં સુખી ને આનંદી રેહે છે. ત્યાં સઘળો બોજો પ્રધાનમંડળને માથે છે, રાજા રાણી તો માત્ર પોતાનો મતજ આપી શકે છે. તેઓ ગમે ત્યાં બેઠાં બેઠાં પોતાની ઇચ્છા જણાવી શકે. પ્રધાનો પોતાનું કામ પ્રજામતથી ચલાવે, અને હારજીત થાય ત્યારેજ રાજા રાણીનું કામ પડે, બાકી તેઓને માથે ઘણો બોજો નથી. રાણીશ્રી તો પોતે પૂર્ણ પ્રેમથી રાજકાજમાં ભાગ લેતાં હતાં. પણ અવકાશ ઘણો હોવાથી ફરવા પણ ઘણું જતાં હતાં. થોડો વખત ઈંગ્લંડમાં કાઢવાથી કંટાળેલાં દંપતી યાટમાં બેસી ચેનલ-આઇલ ગયાં અને ત્યાંથી એબરદીન સિધાવ્યાં. એબરદીનમાં મળેલી કનફરન્સનનો રાણીપતિ **આલબર્ટ** પ્રમુખ થયો હતો. ત્યાંથી બેલમોર્લ ગયાં, જ્યાં ૨૦૦ ઉમરાવોને મિજબાનીએ

તેડયા હતા. આ વખતે ત્રણ મોટા ડુંગરો રાણીએ વટાવિને ઘણી ગમ્મત મેળવી હતી. બેલમોર્લના નવા મેહેલની રચના હું અગાડી જણાવી ગયો છું; પણ ત્યાં કીધેલી આ કૃત્રિમ બનાવટો કરતાં રાણીશ્રીને કુદરતીનો ઘણો શોખ હોવાથી વરસતા હીમમાં પોતે ફરવા જતાં હતાં. બેલમોર્લથી પાછાં ફરતાં દોઢ કરોડને ખરચે બંધાવેલું ગ્લાસગોનું પાણીનું બાંધકામ તેઓએ ખુલ્લું મુકયું હતું.

કુંવરી એલીસ ને હેલીના સાથે આ વેળાની પાર્લામેંટ રાણીશ્રીએ જાતે ઉઘાડી હતી. આ વેળાએ રાણીશ્રીના લગ્નઅવસરનું એક ચિત્ર ફિલિપ નામના એક ઉસ્તાદજીએ બનાવ્યું હતું તે રાણીએ ખરિદી, લોકને જોવા માટે ખુલ્લું મુકયું. આ ચિત્ર બહુ વખણાય છે, ને તેની સ્પર્ધા તે વખતમાં કોઈપણ કરી શકે તેમ ન્હોતું, છતાં આજે પણ તે બહુ વખણાય છે. રાજકવિ ટેનીસન, જે તે વેળાએ માત્ર કવિજ હતો તેની "આઈડલ્સ ઑવ ધી કીંગ" ની કવિતા જોઇ રાણીજી ઘણાં પ્રસન્ન થયાં. જયોર્જ ઇલિયટ નામની બાઇની એક નવિન કવિતા પણ એજ સમે જોવામાં આવી.

નવી વૉલનટિયર સેના સ્થાપી હતી તેની કવાયત તા૦ ૨૩મી જુને હાઇડપાર્કમાં કરાવવામાં આવી હતી. ખુલ્લી બગીમાં રાણીશ્રી પોતાની માતા તથા રાજપુત્રી એલીસ તથા કુંવર આર્થર સાથે કવાયતને સ્થળે ગયાં હતાં. યુવરાજ ને રાણીપતિ ઘોડેસ્વાર હતા. જેવાં મેદાનમાં આવ્યાં તેવાંજ સર્વેને પ્રજાસમસ્તે વધાવી લીધા. ૨૦૦૦૦ શૂરવીર સ્વેચ્છિક સુભટોનો એ મિલાવડો બહુ આનંદદાયી હતો. નેશનલ રાઈફલ એસોશીએશનમાં રાણીશ્રીએ ભાગ લઈને પેહેલવેહેલોજ બંદુકનો બાર કીધો હતો. આ નિશાનબાજીનો મિલાવડો બહુ અગત્યનો ગણાય છે, અને રાણીશ્રીએ આ રમતમાં, જે ધારેલી શરત, કે- એકીજ વેળાએ ત્રણ બાર કરવા તેનું ઇનામ બે હજાર રૂપિયાનું ઠરાવ્યું હતું.

ઘરસંસારને લગતા આજ વરસમાં કેટલાક બનાવો બન્યા હતા. યુવરાજ કુંવર કેનેડા ગયો હતો, તે યુનાઇટેડસ્ટેટ્સના પ્રમુખના નિમંત્રણથી વોસિંગટન ગયો. રાજકુંવર આલફ્રેડ કેપ ઓફ ગુડ હોપ ગયો હતો; જ્યાંની પ્રજાએ તેનો યોગ્ય સત્કાર કીધો હતો. ઇંગ્લંડ અને સ્વસ્થાનો વચ્ચે એથી પ્રીતિભાવમાં ઘણો વધારો થયો. જુલાઈ માસમાં રાજ કન્યા એલીસ અને રાજકુંવર લુઇસ આફ્ હેસીના વિવાહ સંબંધી વાતો ઘરમાં ને ગામમાં, સમાજમાં ને કુંટુંબમાં સઘળે સ્થળે બહુ પ્રેમથી થવા લાગી. રાણીશ્રી ને રાજ્ઞીપતિને આ જોડું માન્ય હતું, પણ બંનો કુંવર કુંવરીને પોતપોતાની મરજી પ્રમાણે વર્તવા દીધાં. એટલામાં જર્મનીથી ખબર આવી કે યુવરાજકુંવરીએ રાજકન્યાનો જન્મ આપ્યો છે. દક્ષિણ યૂરોપમાં ગ્યારિબાલ્ડી છૂટાપણાનો વાવટો લઇને મેદાન પડયો, તેથી સર્વેનું લક્ષ ત્યાં દોરાયું.

ઇંગ્લંડની શોભા ને ખટપટથી કંટાળતાં ત્યારે દંપતી પ્રેમથી ઉત્તરમાં જતાં હતાં. ઘણી ગડબડથી છિન્નભિન્ન મનના થઇ ગયાથી આગષ્ટમાં બેલમોર્લ ગયાં. પણ વચ્ચે એડિનબરોમાં બહુ વખત રહ્યાં. ત્યાં ક્વિન્સપાર્ક–રાજ્ઞીકુંજમાં વોલનટિયરની કવાયત કરાવી, ને તે હાઈડપાર્ક કરતાં વધારે વિજયી નિવડી. સૈન્યાનો દેખાવજ તસબીરવત્ હતો, ને, તેમાં જે ગંભીરતા ને મદ મહાલતો હતો, તે જાતે પિડિત છતાં પણ બહુ શોભા આપતો હતો. ૩૦૦૦૦ સ્કાટિશ ધનુર્ધરોએ નામ નોંધાવ્યાં હતાં તેમાંથી ૧૮૦૦૦ રાણીશ્રીના શબ્દને માન આપીને રંગભૂમિપર આવ્યા હતા. ગ્રીષ્મ ઋતુના દિવસ, વગર વાદલાના હતા; જમીનનો રંગ ચિત્રવિચિત્ર–બહુ રંગી હતો. હાઇલેંડ અને લોલેંડના ધનુર્ધરોના પોસાકની વિચિત્રતા વધારે હતી. સૈન્યાના ભાગો ને વિભાગો જોઇને રાણીશ્રી, જે ખુલ્લી બગીમાં પોતાના માતુશ્રી સાથે આવ્યાં હતાં તે ઘણા પ્રસન્ન થયાં. વૃદ્ધ

કેન્ટની ઠકરાણી ઘણો લાંબો સમય થયાં મિજલસ તમાસામાંથી દૂર થય હતા, તેઓ આ દેખાવ જોઇને ઘણાં રાજી થયાં, કેમકે એથી પૂર્વના વૈભવ દિવસ યાદ આવ્યા. તમાસગીરોને આ દેખાવથી બહુ આનંદ ઉત્પન્ન થયો, ને તેઓએ પણ સૈન્ય સમુદાયને વધાવી લીધો. હોલીરૂડનો રાજમ્હેલ, આરથરગઢ અને કેલટનગઢથી આ સેનાનો દેખાવ એવો તો લાગતો હતો કે કદી પણ ભુલાય તેવો નથી, અને જ્યારે રાણીશ્રીની પડોસમાં રાણીપતિ અશ્વારોહણ કરીને, સ્કૉટલંડના અમીરઉમરાવ સાથે ખડા રહ્યા હતા ત્યારે તો પછી શોભાતું પુછવુંજ શું? કવાયત પૂરી થયા પછી સર્વે યોદ્ધાઓએ શસ્ત્રથી રાણીશ્રીને નમન કીધું, ને ઘણી મોટી હર્ષગર્જનાથી સત્કાર કીધો, જેનો પ્રતિઉત્તર પ્રેમપૂર્વક રાણીશ્રીએ દીધો. એડિનબરોથી બેલમોરલના મ્હેલે આવ્યા, ત્યારે ત્યાં રાણીશ્રીને પોતાની માસી, રૂશિયાના ગ્રાંડ ડયૂક કોન્સ્ટનટાઇનની વિધવાના મરણના સમાચાર મળ્યાં.

બેલમોરલમાં હવા ઘણી મનમાનતી હતી, ને સર્વને અનુકૂળ પડે તેવી ઋતુ પણ હતી, એટલે રૉજકુટુંબ મ્હેલમાં મુકામ કરીને રહ્યું. ત્યાં આગળથી સમયે સમયે ફરવા જતાં અને રાત્રિના ગરીબ કુટુંબમાં ભેળાં થઇને આનંદ પણ લેતાં હતાં. એક વખતે ઘણે લાંબે રસ્તે ગયાથી એક ગામડાની સાધારણ ધર્મશાળા જેવા મકાનમાં પણ આનંદ સાથે મુકામ કરવો પડયો હતો.

બેલમોરલથી પાછા આવ્યા પછી સેક્ષકોબર્ગ ગોથની પુરાતન જગ્યા જોવાને સર્વે કુટુંબ ઉપડી ગયું. ૨૨ મી સ્પટંબરે એન્ટવર્પમાં મુકામ કીધો. બીજે દિવસે પ્રભાતમાં બેલજીયમનો રાજા આવ્યો, અને સર્વે મંડળીને પોતાની રાજધાનીમાં તેડી ગયો. પૃશિયાનો પ્રિન્સ રીજંટ તેઓને માર્ગમાં મળ્યો, ને જ્યારે ફ્રાંકફોર્ટ ગયાં ત્યારે પૃશિયાના રાજકુંવર અને બેડનના ગ્રાંડ ડયૂક અને ડચેસે અતિશય સન્માનપૂર્વક સત્કાર કીધો. તા. ૨૫ મીએ રાણી ને રાણીપતિ કોબર્ગ પહોચ્યાં, ત્યાં જેઠાણીએ સારો સત્કાર

કીધો. અહિંઆં આવતાંજ વૈધવ્યવતી, ગોથ અને કોબર્ગના ડ્યૂકની રાણી —જે રાણીપતિની સાવકી માતુશ્રી થતી હતી તે મરણ પામી. સર્વેએ શોક-સૂચક વસ્ત્ર સજ્યાં ને કાળા પોશાકમાં દેખાવ દીધો. પોતાની વડી કુંવરીને મળતાં રાણીશ્રીને એટલોબધો પ્રેમ છુટયો કે તેઓ પ્રેમ-હર્ષથી ધ્રુજ્યાં, ને કુંવરીને છાતિ સરસી ચાંપતાં કંપ્યાં.

અત્રે એક ઘણો ભયંકર બનાવ બન્યો હતો. રાણીપતિ એક દિવસે બગીમાં બેસીને ફરવા ગયો, તેવામાં અશ્વો ચમકયા તે પુરતા જોસ્સામાં ગાડીને લઇને નાઠા. ઘોડાઓ રેલવે ક્રોસીંગ આગળ આવ્યા, જ્યાં આવતાં એક ગાડા સાથે અઠડાયા, અને ગાડીના ચૂરેચૂરા થઇ ગયા. રાણીપતિ બહુજ સાવધતાથી ગાડીમાંથી કુદી પડયો,પણ સારથીને ઘોડાઓએ આચકા સાથે ઘણો દૂર ફેંકી દીધો, જેથી તે ઘણો ઘવાયો. રાણીશ્રીને આ ભયંકર સમાચાર જણાવવામાં આવ્યા, ને પ્રાણનાથ **આલબર્ટ** કેમ બચ્યો તે જાણતાંજ તેના નેત્રમાંથી બાષ્પબિંદુનો ધોધવો વહી ચાલ્યો; ને ઉંચા હાથ કરી પ્રભૂપ્રાર્થના કીધી, અને પછી પુષ્કલ ધર્મદાન કરાવામાં આવ્યું. જ્યારે **આલબર્ટ** તેને મળ્યો ત્યારે તે બહુ પ્રેમથી ભેટીને કહ્યું "અહા! હું કેવી ભાગ્યશાળી છું. વહાલા **આલબર્ટ** ! પ્રભૂની મારાપર થોડી કૃપા છે ?" સઘળા બાળકાનેરાણીપતિ પ્રેમથી ભેટયો, ને સર્વે સાથે મળીને પ્રાર્થના કીધી.

રાજવંશી પ્રવાસીએ ૧૦ મી અકટોબરે કોબર્ગ છોડયું, ને બ્રુસલ્સ જવા માટે મેયાન્સ અને કોબલેન્સમાં ગયાં, ને ત્યાંથી પછી બ્રુસલ્સ ગયા. પુષ્કળ થંડીને લીધે ગળું સુજી આવવાથી રાણીશ્રી ત્રણ દિવસસુધી પોતાના મામાને ત્યાં રહ્યાં. આ વખતે જેવો સલખમ થયો હતો તેવો કદી પણ થયો ન્હોતો; પણ ઘણો જલદીથી તે મટી ગયો. તા૦ ૧૬મીએ બ્રુસલ્સથી નિકળી બીજે દિવસે વિંડસરગઢ આવી પહોચ્યાં.

## ૮–રાજપુત્રી એલિસનો વિવાહપ્રસંગ.

રાજકુંવરી **એલિસ**ના વિવાહની વાતો ઇંગ્લંડમાં પુરતા જોસ સાથે ચરચાતી હતી. **હેસી ડારમેસ્ટેડ**નો રાજકુંવર **એલિસ**ના હાથનો ઉમેદવાર હતો. રાજકુંવર ફાંકડો હતો, ને વળી સાથે ડાહ્યો ને શાણો પણ હતો તે ડીસેંબરમાં ઇંગ્લંડ આવ્યો. આ વિવાહ કેમ થયો તે માટે રાણીશ્રી પોતેજ આ પ્રમાણે લખે છેઃ–દિવસના મોટું ભોજન લીધા પછી, જ્યારે રાણીશ્રી વાતોના તડાકા મારતાં હતાં, ત્યારે તેઓએ જોયું તો રાજકુંવરી **એલિસ**, અને રાજકુંવર **લુઇસ** દેવતા આગળ બેસીને ઘણી ગુપચુપ, પણ હસતાં રમતાં વાતો કરતાં હતાં, ને તેમાં ઘણાં આનંદી જણાતાં હતાં; અને જ્યારે રાણીશ્રી બીજા ઓરડામાં ગયાં, ત્યારે થોડા વખતમાં બંનો જન ત્યાં આવ્યાં; અને ઘણો ક્ષોભવંત હાલતમાં **એલિસે** કહ્યું કે, તે આ કુંવર સાથે વિવાહવિધિ કબૂલ કરે છે, ને તે માટે રાણીશ્રીના આશિર્વાદ માંગેછે. રાણીશ્રીએ તેના હાથ પ્રેમથી દાબીને કહ્યું "બેશક, એ સારૂં છે," અને કહ્યું કે હવે પછી તેમની સાથે વાતચીત કરીશું. સાંઝનું કામ અમે જલદીથી આટોપી લીધું. **એલિસ** અમારા ઓરડામાં ક્ષોભવત્, પણ શાંત એવી હાલતમાં આવી. **આલબર્ટ**, **લુઇસ** સાથે પોતાના ઓરડામાં હતો, ત્યાં અમે ને **એલિસ** ગયાં. **લુઇસ** ઉમરાવ દિલનો અને કુલીન હતો. અત્રે અમે **એલિસ**ને પ્રેમથી ભેટયાં, ને તેનાં ઘણાં વખાણ કીધાં. તેણે મારા હસ્તકમળનું ચુંબન કીધું ને ભેટી ને હું પણ ભેટી. પછી અમે જૂદાં પડયાં. એ પ્રસંગ ઘણો ચિત્તવેધક અને ઘણો પવિત્ર હતો.

• **૧૭૬૧** ના પ્રારંભમાં જર્મનીનો શાહનશાહ મરણ પામ્યો, અને હાલનો શાહનશાહ **વિલિયમ** પોતાના કાકાની ગાદીપર બિરાજ્યો; એટલે યુવરાજ કુંવરીનો પતિ રાજ સન્મુખ એક પગલું વધારે નજીક ગયો.

ઇંગ્લંડમાં એજ વર્ષે યુવરાજે મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કીધી; ને રાણીશ્રીએ પોતાની ૨૧ મો લગ્ન ઉત્સવ કીધો. પોતાના મામાને લખતાં રાણીશ્રી લખે છે કે 'આવો સુભાગ્યવંત દિવસ કે–સલાહ–સંપ ને શાંતિમાં પણિયતનો લાહાવો લઇએ એ ઓવર્ઈનો છે–ને બેશક લગ્ન એ તો સંપૂર્ણ સુખ આપનારો છે. જેવો પ્રેમ અમારા અન્યોઅન્ય વચે લગ્નના પેહેલા દિવસે હતો તેવોજ અદ્યાપિ પર્યંત જારી છે.'

## ૯–કેન્ટની ડકરાણીનું મરણ.

સદાકાળ કંઇ સુખજ હોતું નથી. સુખની પુઠળ દુઃખ સદાજ દેખા દે છે. દિવસ પછી રાત્રિ ને રાત્રિ પછી દિવસ એમ સુખ દુઃખ ચાલ્યું આવે છે. રાણીશ્રીનાં માતુશ્રી ડચેસ ઑફ કેન્ટની આરોગ્યતા દિનપ્રતિદિન લથડતી જતી હતી. માજી વયે ૭૫ વર્ષની ઝલકીએ પહોંચ્યાં હતાં. પણ માતા સુખ સર્વે બાળક માંગે છે. તે આ છેલ્લી વેળાએજ પોતાની પુત્રીની સાથે બકિંગહામના રાજમ્હેલમાં રહી હતી ને પોતાની દિકરીના દિકરાઓને રમાડી જમાડીને રાજમાતા બહુ આનંદ પામ્યાં હતાં. ૧૮૬૧ના પ્રારંભમાંથી માજીની આરોગ્યતામાં બગાડ પેઠો, અને માર્ચમાં હાથમાં કંઇ કળતર થવાથી ડાકટરો પાસ વહાડકાપ કરાવી. ૧૨ મી માર્ચે રાણીપતિએ ફ્રોગમોરના મ્હેલમાં તેની મુલાકાત લીધી, પણ તે વેળાએ હાલત ભય ભરેલી ન્હોતી. તથાપિ રાજમાતાએ લખવું, વાંચવું, ગાવું, રમવું સરવે તજ્યું હતું.

તા૦ ૧૫ મી માર્ચે રાણીશ્રી કેનિગ્ટનમાં હોરટીકલચર સોસૈટી જોવા ગયાં હતાં. ત્યાંથી પાછાં ફર્યાં પછી રાણી ને રાણીપતિ આવ્યાં ત્યારે ડચેસના ખાનગી કારભારીએ લખ્યું કે ડચેસની આરોગ્યતા વધારે બગડી છે, ઉપરાચાપરી ઝંપાઇ જાયછે ને ડચકિયાં ખાયછે. તુરતજ રાણીશ્રી ને રાણી-

પતિ ફ્રોગમોરને મ્હેલે ગયાં. ઘરમાં જતાં ખબર પુછી તો, 'જેવી હાલત છે તેવી ને તેવીજ છે' એમ ડચેસના હજુરીયા સ્ત્રી પુરૂષે કહ્યું. તુરતજ રાણીપતિ ડચેસના શયનગૃહમાં ગયો, ને ત્યાંથી તે પાછો ફર્યો ત્યારે તેની આંખો ભીંજાયલી હતી, તેપરથી રાણીશ્રી ચેતી ગયાં. બંને પાછાં શયનગૃહમાં સાથે ગયાં. છત્રપાટપર ડચેસ બેઠી હતી, ને આખા ઓરડામાં અંધારૂં કીધું હતું. કેન્ટની રાણીના અવયવો નિસ્તેજ થયાં હતાં, શ્વાસોશ્વાસ ધોકારાબંધ ચાલતો હતો. તેની ફેરવાયલી મુખમુદ્રા જોઇને રાણીશ્રીની છાતી ધપક ધપક ધડકીયાં લેવા લાગી, ને તેઓ માતાને મળતાં આંસુથી ભીંજાઈ ગયાં, ને બોલતાં બોલાયું નહિ. રાણીશ્રીએ માતાને કહ્યું કે અમારા આવવાથી તને કંઈ અડચણ તો નથી? અને જ્યારે રાજમાતાએ પ્રેમથી પોતાની પુત્રીના માથાપર હાથ ફેરવ્યો, ત્યારે રાણીશ્રીએ તેના પગ પાસે બેસીને તેના હસ્તનું ચુંબન લીધું, ને માતાની છેલ્લી બચી લેવાને ગાલ મોં આગળ ધર્યો. જો કે રાજમાતાએ તુરત આંખ ઉઘાડી, પણ ક્ષણમાં પોતાની વહાલી પુત્રીને વિસરી ગયા જેવા જણાયા. જે માતા પોતાની પ્રાણથી પણ અધિક વહાલી પુત્રીને સદાજ પ્રેમથી બોલાવી આશ્વાસન કરતી હતી, તે માતાના નેત્રોનો રંગ બદલાઈ ગયો, અને જે મોંને હોઠ સમક્ષ ધર્યાં હતા, તે દૂર કીધા. રાણીશ્રીએ ડસકાં ખાવા માંડયાં, ને રડતાં રડતાં ઓરડો છોડીને ડાકટરોને પુછયું. તેઓએ ગળગળતો જવાબ દીધો, અને કહ્યું કે મોંપર ઝેરી પાણી ભરાઇ ગયું છે, તેથી સારાં થવાની આશા થોડી સમજવી. આખી રાત્રિ રાજમાતાએ મહા વિટંબણામાં કહાડી, જે દેખાવ ઘણો દયામણો હતો.

થોડાજ મહિના ઉપર રાણીપતિએ પોતાની વહાલી પુત્રીને લખ્યું હતું કે તે નસિબવાળો છે કે કોઇનું પણ મોત તે જોવા પામ્યો નથી તેથી, તેમજ રાણીશ્રીપણ આવા હૃદયભેદક ને શોકજનક બનાવેથી તદન બેખબરાં

છે, તેઓના હૃદયપર આ એક ઘણો ભારી બોજો આવી પડયો. રાણી-
શ્રીની પરિણિત જીંદગી એટલીબધી તો આનંદી ગુજરી ગઇ છે,
કે તેણે કંઇપણ દુઃખ જેવું જોયું નથી. અદ્યાપિ પર્યંત પોતાની માતાની
સમીપ તેઓ એક બાળકજ હતાં, ને પુરતા લાડથી રેહેતાં હતાં.
પણ જ્યારે તે હમણા રાત્રિના માતાની શૈયા નજીક બેઠી છે, ત્યારે તેના
કાનને કુતરાનું ભસવું, ઘડિયાળનું વાગવું, તેના પડઘા પડવા ને પવનનો
સપાટો એ સર્વે વિકાળ–ભયંકર દુઃખદાઇ ને ભડકાવનારાં થઇ પડયાં
૨૩ વરસ થયાં તેણે દુઃખનું નામ સાંભળ્યું ન્હોતું. મા દિકરી ૨૩ વર્ષ
થયાં જૂદાં રેહેતાં હતાં, ને તે આજે છેલ્લા વેળાએજ મળવાને ભેગાં
થયાં છે, ને એકજ છત્ર નીચે બેઠા છે.

પ્રભાતમાં રાણીપતિ રાણીશ્રીને દિલાસો આપવાને ઓરડામાંથી તેડી
ગયો, પણ રાણીનું મન તો પોતાની માતા તરફજ હતું. રાણીશ્રી પાછી
ઓરડામાં ગઇ, ત્યારે બારીબારણાં ખુલ્લાં મુકયાં હતાં. રાણીશ્રીએ પાદ-
પાટપર બેસીને પોતાની માતાનો હાથ ઝાલ્યો, ત્યારે નાડીઓ ઘણી નરમ
ચાલતી હતી ને મુદ્રાપરથી લોહી ઉડી જઇ તે ફીકો રૂની પુણી જેવો
જણાયો. "હાય! માતા વગરનું જીંદગીમાં તે કંઇ જાતનું સુખ હશે વારૂ?"
ડચેસ પાસે માત્ર રાણીજ હતી, ને તે તેણીના મ્હો તરફ લક્ષપૂર્વક અવ-
લોકન કરતી, ને ઘડી ઘડીના રંગ નિહાળતી હતી. "મારૂં હૃદય ચૂર્ણ
થાય છે, મને કંઇપણ સુઝતું નથી, ને માતા વગર કેમ રહી શકીશ?"
એમ ક્ષણે ક્ષણે નિશ્વાસ મુકી બોલતાં હતાં. આ વેળાનો દેખાવ શાંત,
પવિત્ર આસ્થા ઉત્પન્ન કરતો, ને કદીપણ વિસ્મરણ થાય નહિ તેવો હતો.
ડચેસ ધીમે ધીમે અંગે શિથિલ થવા લાગી, ને યમના દૂતો પોતાની સત્તાની
અસર કરે તે પેહેલાં અડધા કલાક અગાડી નેત્ર બંધ કરીને તે પડી રહી.

"પ્રભાતના સાડાનવનો ટકોરો થયો," રાણીશ્રીના શબ્દોમાંજ હવે

એ ચિત્તવેધક ચિત્ર આપિશું; "હું ડચકિયાં ખાતી હતી ને બાષ્પબિંદુની ધારાઓ બંનો બાજુએથી વેહેતી હતી. મેં તેની છાતિપર પડીને છેલ્લું ચુંબન લીધું; ને પુષ્કળ રડી. **આલબર્ટ** મને દુઃખમાંથી મુક્ત કરવા બીજા ઓરડામાં તેડી ગયો, જોકે તેની આંખમાંથી શ્રાવણભાદરવો વહી જતો હતો, છતાં મને ધીરજ આપી, પોતાના હાથપર ઝીલી લીધી. મેં પુછયું સઘળું થઈ રહ્યું, ને તેણે કહ્યું "હા." હું એકવાર મારી માતાનું મુખકમળ છેલ્લું નિરખવા માટે પાછી તેના ઓરડામાં ગઈ. વહાલી માતા! પ્રાણ સમાન વહાલી માતુશ્રી! જેમ અસલ ઢબે બેસતી હતી તેમજ બેઠી હતી, પણ આરસ જેવી ઉજળી હતી. રે પ્રભુ! એ કેવો ભયાનક દેખાવ! કેવો ગુપ્ત બનાવ! કેવું સુખાનંદમય મૃત્યુ! એનો પ્રાણાત્મા નિવૃત્તિને પામ્યો કે સઘળી પિડાઓનો અંત આવ્યો! પણ મારી પ્રિય માતા હવે મારી નથી! હાય! તે ગઇ!"

રાજપુત્ર **આલબર્ટ**ના કેહેવાથી રાણીશ્રી ડચેસના એકાંતભોવનમાં ગયાં; ત્યાં જે સ્થિતિમાં ઓરડો હતો તે જોઇ શકવે તે નામદાર સમર્થ ન્હોતાં. સઘળું વ્યવસ્થિત, ને તેનું કેનરી પક્ષી ગાતું હતું, તેની ગુંઠવાની ટોપલી હજી અધુરી પડી હતી. રાણીશ્રી બહુ આક્રંદ કરતાં હતાં, તેટલામાં **એલિસે** આવીને કહ્યું, "માતુશ્રી ધીર ધરો, થોડા વખતમાં તમારી ગમગીની તો વિસરાશે." ડચેસના મૃત્યુથી તેની જયેષ્ટ પુત્રી રાજકુંવરી **હોઇનાલહે** તથા રાણીના મામા, બેલજીયમના રાજાને ઘણું લાગ્યું. તેમજ દોહિત્રી પૃશિયાના યુવરાજની પત્નિ પણ બહુ શોકને પામી. દાદી માના મરણના સમાચાર જેવા જાણ્યા તેવીજ તે ઇંગ્લંડ આવી. આખા ઇંગ્લંડમાં શોક વ્યાપી રહ્યો, ને પારલામેંટે પણ શોક પ્રદર્શિત કીધો. ડચેસે પોતાની સઘળી મીલકતની વાલી રાણીશ્રીને કીધી હતી.

ડચેસની મૃત્યુક્રિયા તા. ૨૫ મી માર્ચે કરવામાં આવી

હતી. રાણીપતિ મુખ્ય શોકવંત હતો. જેના સહાયક તરીકે યુવરાજ પ્રિન્સ ઓફ વેલ્સ ને રાજપુત્ર લિનિનજન, જે દોહિત્ર ને પૌત્ર થતા, તે હતા. ૭ અમિરજાદીઓએ ઠાઠડીની આગેવાની કીધી હતી. રાણીશ્રી કે તેની કોઇ કુંવરી એમાં સામેલ થયા ન્હોતાં. રાણીશ્રી અને તે સર્વે, જે પરલોકવાસિની થઇ તેના આત્માને શાંતિ મળે તે માટે ઘેર પ્રાર્થના કરવાને રહ્યાં હતાં.

રાત્રિના આલબર્ટ ને રાણી જૂદાં જમ્યાં, ને પછી ડચેસે પોતાના જર્મન મિત્રોને લખેલો પત્ર મોટેથી વાંચ્યો; જેમાં ડચેસ ઓફ કેન્ટની માંદગી ને મૃત્યુ ૪૦ વર્ષપર કેમ થયું હતું તે લખ્યું હતું. રાણીએ ડચેસને મળતું પેનસન પોતાની સાવકી બેહેન તથા તેના દિકરાઓને આપવું જારી રાખ્યું. તેના સઘળા નોકરોને પેનશન આપ્યું, તથા મુખ્ય સખીને પોતાની પાસે રાખી.

ઓસબર્નના મહેલે ડચેસ ઓફ કેન્ટના મરણથી શોકવસ્ત્ર સજ્યાં હતાં, ને રાણીશ્રી ઘણીવાર માતાનો પ્રેમ સંભારી રડતાં હતાં. રાજકુંવરી એલિસના લગ્ન કર્યાં. પાર્લામેંટે ત્રણ લાખની પેહેરામણી નકી કીધી, ને સાઠ હજારનું વાર્ષિક લવાજમ ઠરાવ્યું. રાજકુંવર લુઇસ આવ્યો, પણ તેની તબિયત સારી ન્હોતી, રાણીના દિકરી જમાઇ ને દોહિત્ર પણ ઈંગ્લંડ આવ્યાં હતાં, બીજા પણ કેટલાક રાજવંશી પરોણા, જેમાં સ્વિડનનો રાજા પણ હતો, તે સર્વે સાથે ડચેસ ઓફ કેન્ટના મેહેલમાં રાણીશ્રીનો શોક મુકાવ્યો હતો.

થોડો કાળ વીત્યા પછી રાણીશ્રી પાછાં આયર્લંડ ગયાં. સાથે હેલીના, એલિસ ને આલફ્રેડ–જે વેસ્ટ ઇન્ડીસમાંથી હમણાજ આવ્યો હતો તે હતાં. યુવરાજ તો આયર્લંડ હતોજ. આયર્લાંડમાં સારી ધામધુમ થઇ હતી. કિલરનેના સરોવર જોવા ગયાં, ત્યાં ઘણો અચ્છો આનંદ મળ્યો. વસંતઉદ્યાનનો

પ્રસંગ હોવાથી ત્યાંના દેખાવો ઘણા સારા લાગ્યા, ને રાજ્ઞીપતિએ તો કહ્યું કે "આ દેખાવો અત્યુત્તમ છે." ત્યાં રાજ્ઞીપતિએ મૃગયારમણમાં પણ ઘણી ગમ્મત મેળવી. તા૦ ૨૯ મી આગષ્ટે આયર્લંડથી નિકળ્યાં, તે ૩૧ મીએ બેલમોર્લ આવ્યાં. નિવૃત્તિમાન્ થઈને અત્રે જીવન ગાળતાં હોય તેમ રહ્યાં; ને અત્રે પૂર્વાપર થઇ ગયેલા બનાવોથી બહુ ચિંતાગ્રસ્ત થઇ પડયાં. દંપતી સહકુટુંબ કેરીનગ્લેસી ફરવા ગયાં, ત્યાં રાણીના મુખમાંથી આ વચન અકસ્માત્ નિકળી પડયું કે "અફસોસ ! રખેને આ અમારી છેલ્લી ભેટ હોય." તા૦ ૨૨ મી સપટંબરે બેલમોર્લથી નિકળી હોલીરૂડમાં મુકામ કીધો. એડિનબરોમાં, બીજે દિવસે રાજ્ઞીપતિએ નવી ટપાલઓફીસ અને પછી ઉદ્યોગવર્ધકસંગ્રહાલયના મકાનનો પાયો નાખ્યો. બીજે દિવસે વિંડસર આવી પહોંચ્યાં.

આ બધા સુખવૈભવના દિવસ, આનંદ, પ્રેમ અને સ્વૈચ્છિકપણાથી ગુજારતા હતા ત્યારે દંપતીને ખબર ન્હોતી કે સુખનો નાશ કરનારો ને દુઃખ આણનારો યમદૂત ડોળા ફાડીને ડોકિયાં કરે છે. જ્યારે અતિ આનંદ ને અત્યુત્કર્ષ ભૂમિ, બેલમોર્લનો મ્હેલ ને સ્કૉટલંડની લીલીછમ લીલોત્રીપર નજર નાખતાં દંપતી જતાં હતાં ત્યારે તેઓ હવે પાછાં સાથે આવશે નહિ એમ કહેવાને સમર્થ કોણ થતું હતું ? ઇશ્વરની લીલા ને તેની 'ગહનગતિ'ની બલિહારી છે ! તે રંકને રાય ને રાયને રંક સહજમાં કરે છે.

# પ્રકરણ ૧૨ મું.

## વૈધવ્ય દશા.

"સુખને છેડે દુઃખ દેખાશે, દુઃખ છે સુખને છેડે; દિવસ પછિ રજની દેખાશે, દિન છે રજની કેડે," એ સૃષ્ટિ ને સૃષ્ટા સર્વેએ સ્થાપેલો અચલ અને સુદૃઢ નિયમ છે. તેમાં મનુષ્ય જંતુ કિંચિત પણ ફેરફાર કરવાને સમર્થ નથી; છતાં તે ગર્વિષ્ટ થઇને "હુ" ને "મારૂં" એમાંજ લુબ્ધ થઇ જાય છે. પણ તેની પૂઠ પાછળ શું સંચાર થાય છે તેની તેને જરાપણ ખબર નથી. અતિમહાન્ અને રાજ્યભારને બુદ્ધિબળવડે દંપતી ઉપાડી લે છે, અને અંતઃપુરનો વૈભવ–યૌવનનું સુખ યથોચિત ભોગવ્યાં જાય છે, તે સુખ જાણે કાળથી જોવાઇ શકાયું નહિ તેથી તેમાં વિક્ષેપ નાખવાને દુષ્ટ કરાળમુખો કાળ રાજ્ઞીપતિને ઝડપવાને ત્વરાથી દોડયો આવ્યો, તે શોકવૃત્તાન્ત, અનુકંપાસહિત અત્રે નિવેદન કરિયે છિયે. રાજ્ઞીપતિના પરલોકનિવાસિન થવાનું શોકવૃત્તાન્ત સર **થિયોદોર માર્ટિન** કે. સી. બી.એ, પૂર્ણ વિસ્તારથી લખ્યું છે તેના આધારે આ વૃત્તાન્ત અત્રે ઉતારિયે છિયે.

### ૧–ચિન્તા અને આરોગ્યતા.

યૌવન–સુખના દિવસો ઘણા ટુંકા હોય છે, ને તેમાં જે ચિન્તા ને રાજ્યભાર રાજ્ઞીપતિ **આલબર્ટે** પોતાના શિરપર ઉપાડયો હતો તે તેની શક્તિ કરતાં વધારે હોવાથી ૧૮૬૧ના પાછલા વખતમાં આરોગ્યતા શિથિલ થવા માંડી, પણ પોતે કંઇ ગણકાર્યું નહિ. મૃત્યુ કોઇને પણ પ્રિય હોતું નથી, જો કે સર્વજનની આ વાણી તો સહુજમાં નિકળે છે

કે તે કોઇને છોડતું નથી. રાજ્ઞીપતિ જાતે સ્વધર્મનિષ્ટ ને આસ્થિક હોવાથી તેને મૃત્યુનો ડર ન્હોતો, અને તેણે એક પ્રસંગે રાણીશ્રીને કહ્યું હતું કે "મને જીંદગીની જરાપણ તમા નથી. તને છે, મને તો તેની લેશમાત્ર પણ તમા નથી. જો હું એમ માનું કે જે મારી વાંછિત ને પ્રેમી વસ્તુ છે, તેની યોગ્ય માવજત થશે, તો હું આવતી કાલે મૃત્યુવશ થવાને તત્પર છું." પણ જ્યારે રાજ્ઞીપતિએ આ શબ્દો રાજ્ઞીને કહ્યા હતા ત્યારે તેના મનમાં જરાપણ એવો ભય ન્હોતો કે મારૂં મૃત્યુ સમીપમાં છે. સેન્ડહર્ષની સૈનીકશાળામાં રાજ્ઞીપતિ તા. ૨૨મી નવંબરે જઈ આવ્યો, ને ત્યાંથી પાછા ફરતાં, થાક અને વરસાદથી તેની આરોગ્યતા બગડી આવી. તેવામાં બીજે દિવસે પોર્ટુગાલથી એવા માઠા સમાચાર મળ્યા કે ત્યાંના રાજવંશના એકેએક માણસ ઝેરી તાવથી મરણ પાંમ્યા ને એ સમાચાર જાણીને, તે શોકાગ્નિથી બળતો સકંપ થયો. બીજે દિવસે રાજ્ઞીપતિના સાંધાઓમાં કળતર થવા માંડયું; ને એણે પોતાની રોજનીશિમાં લખ્યું છે કે આખી રાતના આંખ પલકારા માર્યા વગર ભાગ્યેજ રહી હશે. બીજે દિવસે જો કે હવા સારી ન્હોતી, તોપણ યુવરાજને મળવાને તે કેમબ્રિજ ગયો.

શરીરની આવી અશક્તિ હતી તેવામાં તા. ૨૮ મીએ સમાચાર મળ્યા કે બ્રિટિશોની એક સ્ટીમર "ટ્રીરેંટ," અમેરિકામાં જે માંહોમાંહેની લડાઇ શરૂ થઈ હતી તેમાં પકડાઈ છે, એટલે વધારે તબિયત બગડી. "ટ્રીરેંટ" હેવાનાથી ટપાલ લઇને ઇંગ્લંડ આવતી હતી, જેમાં બે ગૃહસ્થો સીડન અને એસન નામના હતા, જેઓ ચાર્લ્સ-ટાઉનથી કયુબા થઇને યુરોપ નાશી જતાંહતાં, તેની માંગણી બીજા પક્ષે કીધી ને તેને શરણું નહિ કરવાથી "સેંટજેસિન્ટોનટો" નામની સ્ટીમરે એ "ટ્રીરેંટ" સ્ટિમરને પકડી લીધી. ઇંગ્લંડમાં આ વર્તમાન જણાતા બહુ ભય પથરાયો. વોશિંગ્ટનના અંગ્રેજ એલચી સાથે પત્રવ્યવહાર ચાલ્યો, જેમાં

રાજ્ઞીપતિએ બહુ મોટો ભાગ લીધો હતો. પત્રવ્યવહારથી સારી રીતે છેડો આવ્યો ને લડાઈના વાદળાં વિખરાઇ ગયાં, છતાં આરોગ્યતા વધારે બગડી, ને જલદીથી હાડમાનો તાવ લાગુ પડયો. રાણીશ્રીએ તથા વડા પ્રધાને તપાસ કરવાથી રાજ્ઞીપતિએ કહ્યું કે "એતો સહજ માંદગી છે, કંઇ ફિકર કરવા જોગ નથી." પણ લોર્ડ **પામર્સ્ટન**ને એ માંદગીથી ઘણો મોટો ભય ઉત્પન્ન થયો, ને દુર્ભાગ્યે તેજ ખરૂં પડયું.

## ૨—રાજ્ઞીપતિની માંદગી.

રાજ્ઞીપતિની આરોગ્યતા વધારે બગડવા માંડી એટલે રાજવૈદ ડા. **જેનર** તથા સર **જેમ્સ કલાર્ક**ને બોલાવ્યા. તેઓએ કહ્યું કે તાવ જલદીથી સારો થશે. સર્વ કોઇ આરોગ્યતાની આશા આપતું હતું, પણ રાણીપતિ ધીમે ધીમે શરીરે અશક્ત થતો ગયો; ને ચેહેરામાં ફેરફાર થવા લાગ્યો. રાણીશ્રી મીઠી **બિયેટ્રીસ**ને લઇને તેની પાસે ગયાં ત્યારે તેને સારી રીતે રમાડી. પણ **આલબર્ટ**ની બરદાસ્તમાં રાજકુંવરી **એલીસ**જ હતી. તેના પોશાક વિગેરેમાં ફેરફાર કરવા, તથા નવસ્ત્રાં શૈય્યાપર સુવાને ડાકટરોએ કહ્યું, પણ તે માન્યું નહિ ને જ્યારે માન્યું ત્યારે છેક મોડું થયું હતું. તાવે ધીમે ધીમે ઘર કરવા માંડયું, ને રાણીશ્રીને વધારેને વધારે ફિકર થવા માંડી. રાણીશ્રી તા૦ ૭ મીને દિને લખે છે કે 'રાત્રીના તેને' ઘણાં ભુંડાં સ્વપ્નાં આવ્યાં હતાં, જેમાં બે દેવદૂતો તેની આસપાસ વિંટલાઇ વળ્યા હતા ને તેથી તે બહુ ભયભીત થઇ છે.' રાજ્ઞીપતિને તા૦ ૮ મીને દિને બીજા વશાળ ઓરડામાં લઈ જવામાં આવ્યો; ને કર્મસંજોગે એવો બનાવ બન્યો કે તેજ ઓરડામાં ચોથો **જયોર્જ** ને ચોથો **વિલિયમ** બંનો મૃત્યુ પામ્યા હતા. **આલબર્ટ**ની આજ્ઞાથી એક સરસ પ્યાનો તેના ઓરડામ લાવવામાં આવ્યો, ને રાજકુંવરી **એલિસે** ભજન કીધું કે "પ્રભૂ એ

**સમર્થ સહાયક** છે. ” તે સાંભળતાં તેના પિતાને મીઠી નિદ્રા આવે તે પેહેલાં સજળનેત્રનો થયો, ને પ્રભૂની પ્રાર્થના પ્રેમપૂર્વક કીધી ને પાપ માટે જો કંઇ હોય તો-પ્રશ્ચાતાપ કીધો.

તા૦ ૮ મીને રવિવાર હતો. રાજ્ઞીપતિના મૃત્યુ પછી રાણીએ એક મિત્રને પત્ર લખતાં લખ્યું હતું કે 'ગયા રવિવારે પ્રાણનાથ **આલબર્ટ** આ ભૂમિપર હતો, અને તે દિવસે રાજકુંવરી **એલીસ** સાથે ગમ્મત કરતો હતો. એ ઘણો માંદો ને ઘણો અશક્ત હતો, જ્યારે **એલિસે** બપોર પોતાના પિતાની સાથે ગાળી હતી ને બીજાંઓ દેવલમાં હતાં. ત્યારે પોતાની વહાલી દિકરીના માથાપર હાથ ફેરવીને બહુ પ્રેમથી ચુંબન કીધું હતું. તેણે કહ્યું કે મારો કોચ બારી નજીક લાવ, જેથી આકાશ અને વાંદળાંઓની શોભા નિરખું. તેણે કંઇ ગાવાનું કેહેવાથી કેટલાંક ભજનકીર્ત્તન તેણીએ ગાયાં હતાં. જ્યારે તે ગાઇ વગાડી રહીને બાજુએ જોયું ત્યારે **આલબર્ટ** જાણે પ્રાર્થના કરતો હોય તેમ તેના હાથ ઉંચા હતા, અને આંખો બંધ હતી. તે એટલી બધી વાર સુધી સસલ્યાવસલ્યા વગર પડિ રહ્યો કે તેણીએ જાણ્યું કે પોઢી ગયા હશે. ક્ષણમાં તેણે નેત્ર ઉઘાડી હાસ્ય કીધું. **એલીસે** કહ્યું “અહો ! પિતાજી તમે નિદ્રાવશ થયા હતા !” માંદગીમાં તેના હાથ વારંવાર પ્રાર્થના કરતા જણાતા હતા. જ્યારે એ બોલતા નહિ, ત્યારે મુખની પવિત્રતાજ કહી આપતી કે તેના હૃદયમાં “સ્વર્ગીય વિચારે” વાસ કીધો છે !'

રાજકુંવરી **એલિસ** સદાકાળ પાસેને પાસે બેસી રેહેતી હતી, ને તેના મનમાં બહુ લાગતું હતું, તોપણ તે પિતાજી દેખતાં કદી પણ અશ્રુપાત કરતી નહિ. વારંવાર પાસે બેસીને કીર્ત્તન કરતી ને જ્યારે **આલબર્ટની** અવસ્થાથી ગભરાતી ત્યારે તે ધીમેસથી ઉઠીને વિચારમાંને વિચારમાં ગુમ થઇ જતી હતી. તે પોતાના ઓરડામાં જઇને આક્રોશ કરતી, પણ જયારે પાછી ફરતી ત્યારે ફીકા ચેહેરા વગર કંઇ પણ જણાતું નહિ. રાજકુંવરી **એલિસે**

જે પિતાભક્તિ ને પિતૃસેવા બજાવી છે તેના વખાણતો ખુદ રાણીશ્રી પણ કરી શકતાં નથી. રાણીશ્રીને પણ આવા સંકટ સમયે બહુ મદદ કીધી છે, ને બહુ ગંભીરતાથી કામ લીધું છે.

માંદગી કેવા પ્રકારની છે તે હવે ડાકટરોએ સ્પષ્ટપણાથી જણાવ્યું. ડા. કલાર્કે કંઇક આશા આપી, પણ તે ફોકટ હતી. તા૦ ૮ મીને ડાકટરોએ વધારે સારી હાલત જણાવી; તોપણ રાજ્ઞીપતિ શૈયામાં કેટલીક રીતની શરીરપીડાથી પિડાતો હોય તેમ અછાડ પછાડ વલખાં મારતો હતો, પણ શુદ્ધિમાં હતો. ધર્મગુરૂએ ઇશ્વરાજ્ઞા ને દૂતવચનો વાંચી સંભલાવ્યાં. પણ તેપર બહુ થોડું લક્ષ દેવાયું હતું. અશ્રાંતિ ને શીઘ્રકોપની પ્રકૃતિ એ બેજ મુખ્ય દોષ માંદગીમાં જણાતા હતા. રાણીશ્રી રાત્રીના વાળું કરીને આવ્યાં ત્યારે પ્રાણનાથ આલ્બર્ટ બહુ આનંદી જણાયો, રાણીના ગાલપર એક પ્રેમભરેલો હાથ માર્યો, સ્મિતહાસ્ય કીધું; "-હૃદયરમણી પ્રાણવલ્લભે" એમ બોલી પૂર્ણપ્રેમ બતાવ્યો, ને મમતા ને મયાલુપણું એ સમે પ્રાણનાથ આલબર્ટે બતાવ્યાં તેથી મહારાણીશ્રી બહુ આનંદી જણાયાં.

સોમવારનો પ્રભાત સોનેરી રંગના સૂર્યથી પ્રકાશ્યો હતો. પણ આલબર્ટના અંગમાં તાવની પિડા વધતી જણાઇ. લોર્ડ પામર્સ્ટને ડાક્તર બદલવાની ઇચ્છા જણાવી, ને સર ચાર્લ્સ ફિપ્સને મોકલવા કહ્યું. પણ ડા. કલાર્ક ને જેનર પોતાની જોખમદારી સારી રીતે સમજતા હતા તેથી તેઓએ વચ્ચે પડવાને ના પાડી. તેઓએ પોતાની સહાયતામાં સર હેન્રી હોલંડને તેડાવ્યો. આ ડાક્તરોએ શરીર સંભાળ્યા પછી આલબર્ટે ઘણી સારી રીતે વાતચીત કીધી, જોકે ડાકતરોએ કહ્યું કે વધારે શ્રમ આપવાની કંઇ જરૂર નથી, તોપણ આલબર્ટે, "કૃશાંગી પ્રિયપત્નિ !" રાણીશ્રીપ્રત્યેકહીને પ્રેમ દર્શાવ્યો. પણ હવે સર્વ સ્થળે વધારે ને વધારે ભય બતાવવામાં આવ્યું; કે રાણીપતિની આશા નથી. સર ફિપ્સને મોકલવાની મરજી વડા પ્રધાન-

ની ઘણી હતી, તોપણ તેણે પોતાના માથાપર સર્વ જોખમ લીધો નહિ. તા૦ ૧૦મીએ આરોગ્યતા કંઇક આશાવંત જણાઇ. રાત્રીના આસુદગી ભરેલી નિદ્રા લીધી હતી; ને નાડ પણ સારી હતી. મનની હાલત ઠીક ન્હોતી, તથાપિ સારી થવાની બહુ આશા હતી. રાણીશ્રી સાથે બહુ સારી રીતે વાતચિત કરવામાં આવી. ઘણા પ્રેમથી તેની પાસે એક ચરિત્ર વંચાવ્યું. ડા. વૉટસનને આ પ્રમાણે અચાનક બહુ મોટો ફેરશાર થવાથી બહુ અજાયબી બતાવી ને કહ્યું કે બીજા ૨૪ કલાક સુખરૂપ જાય તો તબિયત ઘણી દુરસ્ત થાય. રાણી લખે છે કે 'પ્રિય આલબર્ટ હમણા નિંદ્રાવસ્થામાં હતો, તે શિવાય સઘળું યોગ્ય હતું. જયારે રાણીએ રાત્રિના સુવા જવા ચાહયું ત્યારે તે ઘણો મયાળુ ને પ્રેમભરેલો દીસતો હતો, તેને રાણીશ્રીના ઓષ્ટનું પાન બહુ પ્રેમથી કીધું."

બુધવારને દિવસે પ્રભાતમાં રાણીશ્રી પ્રાણનાથ પાસે ગયાં, ત્યારે સર્વ રીતે આરોગ્યતા ઠીક જોઇને કહ્યું કે 'પ્રભૂકૃપાથી રાત્રિ બહુ રૂડી ગુજરી. જયારે હું આઠ વાગતા તેના ઓરડામાં ગઇ ત્યારે તે ચાહ પીતો હતો, જે વેળાએ તે હંમેશા બહુ શોક કરતો હતો. હું તેની પાસે ગઇ, અને પછી પોતાનું વહાલું માથું (અતિ સૌદંર્યથી ભરપૂર મુખાર્વિંદ, કોઇપણ દિવસ કરતાં અતિ સૌદંર્યવાન્, જે બહુ પતલું થયું હતું તે) મારા ખભાપર પ્રેમથી મુકયું, અને કહ્યું કે "વ્હાલી, એથી મને ઘણો આરામ થાય છે." એથી મને બહુ હર્ષ થયો.' પછી શૈયાપર તે સુતો, ત્યારે રાણીશ્રીનું મુખકમળ જોઇને કહ્યું "હાસ, મારો અડધો શ્રમ નાશ પામ્યો." એ આખો દિવસ ઠીક ગયો. ડાકટરોએ પણ આ ચિન્હ ખોટાં જોયાં નહિ. પ્રજા, જે આટલી બધી આતુર હતી તેને જણાવવામાં આવ્યું કે માંદગી ઘણી ભારે છે, પણ ભય સહજ ઓછો છે. પણ સંઝયાકાળે શ્વાસ જૂદાજ પ્રકારે ચાલવા માંડયો, જેથી પાછી ચિન્તા ઉત્પન્ન થઇ.

ગુરૂવારે પ્રભાતના તાવ પુષ્કળ જોરમાં આવ્યો; ને શ્વાસવૃત્તિ બદલાઇ ગઇ. અશ્રાંતિ ને અધીરતા **આલ્બર્ટ**માં વધુ જોવામાં આવી. પણ વખતે તે બહુ સાવધ જણાતો હતો. રાણીશ્રી મળવા ગયાં ત્યારે **આલ્બર્ટે** કહ્યું કે "ન્યુમોર સંબંધી વાત તું વિસરી ગઇ નહિ હોય." એ બાબત એ હતી કે બે ફ્રેન્ચ રાજકુંવર અમેરીકન લશ્કરમાં હતા, તેઓ લડાઇ ચાલે ત્યારે તે પક્ષ છોડી આવે તે સંબંધી સૂચના હતી. પણ આરોગ્યતા સંબંધી આજે ફિકર વધી પડી હતી.

શુકરવારે કંઇપણ સારો ફેરફાર જોવામાં આવ્યો નહિ; અને ડા. **જેનરે** રાણીશ્રીને જણાવ્યું કે હવે જે ચિન્હ જણાયછે તે ઘણા ભયંકર છે. તેના ઓરડામાં જે બે સુંદર—કુદરતની લીલાથી ભરપૂર ચિત્રો હતાં અને રાણીશ્રીને અતિ પ્રેમથી **આલ્બર્ટે** ભેટ કીધા હતા, ને જે તે સદા જોતો હતો, તેનાપર આજે જરાપણ નજર કીધી નહી એમ જોવામાં આવ્યું. રાણીશ્રી જ્યારે પાસે ગયા ત્યારે તેણે કંઇપણ સારી રીતનાં ચિન્હ બતાવ્યાં નહિ, તોપણ વળી રાત્રિના વધારે સારી રીતે આરોગ્યતા છે એમ જણાયું, પણ તે કંઇ નહિ, માંદગીમાંથી તે દીપ્યો.

## ૩—અંતકાળ અને મૃત્યુ.

શનિવાર તા. ૧૪ મી ડીસેંબર—૧૮૬૨નું અતિ શોકવન્હિ વરસાવતું પ્રભાત! રાજકુટુંબનો રોજનો વૈદ મી૦ **બ્રાઉન** દોડયો આવ્યો. રાણીશ્રીને જગાડી કહ્યું કે **આલ્બર્ટની** શરીરપ્રકૃતિ એટલીબધી તો આજે સુધરી ગઇ છે કે તે હવે જલદીથી આરોગ્ય થશે. આ આનંદના સમાચાર સાંભલી હર્ષઘેલી ગજગામની રાણીશ્રી પોતાના પ્રિય વલ્લભના ઓરડામાં ગઇ. સૂર્ય પણ ચકચકાટ કરતો પ્રકાશતો હતો, અને હવા પણ આરોગ્યવર્ધક હતી. મીણબત્તી ઝાંખી બળતી હતી ને ડાક્તરો

આતૂર ચેહેરે બેઠા હતા. જેવી રાણી ઓરડામાં ગઇ તેવોજ પોતાના પ્રાણવલ્લભનો લોચનનાનંદદાયક ચેહેરો જોઇને બહુ આનંદ પામ્યાં, ને આવું આનંદી મુખાવલોકન પુનરપિ નહિજ થાય એમ ધાર્યું. યુવરાજને મેડીગ્લીથી તેડાવ્યો હતો, તે તુરતજ આવી પહોંચ્યો. ડા. **હાલંડે** તેને તેના પિતાની તબિયતના સમાચાર નિવેદન કીધા. રાણીશ્રી ને યુવરાજ આશા અને ભય શંકા વચે ડોલ્લાં ખાતાં **આલબર્ટ**ની શૈયા પાસે બેઠાં હતાં.

રાણીશ્રી જરાક અગાસીપર હવા ખાવા ગયાં, ત્યાં ડાક્તર **વોટસન** આવી પહોંચ્યો હતો. હવા મીઠી હતી, ને દૂર લશ્કરી વાજીત્રનો નાદ થતો હતો. પવન પોતાની મીઠી નજરથી જોતો હતો, ને દિવસ રળિયામણો હતો, ત્યારે રાણીએ ડાક્તરને પુછ્યું, કે **આલબર્ટ**ની અવસ્થા કેવી છે? ડાક્તરે કંઈ પણ દરકાર વગર જવાબ દીધો, કે ઠીક છે, પણ આશા ગઇ નથી, તેમ ભય ઘણો છે. હજી નાડી સારી હાલતમાં છે. દરેક ક્ષણ ને મીનીટે આતુરતા ભરી નજરથી સર્વે જોતાં હતાં. રાણીશ્રી પોતાના પ્રાણનાથને માટે છેકજ નિરાશ થયા હતાં, રૂદન જારી થયું હતું! હૃદય કંપાયમાન થઇ દ્રવતું હતું, આંખો ભીજાયલી જણાતી હતી, પગ લડઠડતા ડોળતા હતા, શરીર શક્તિ ભંગ થઇ હતી, પણ સર **જેમ્સ કલાર્ક** આશા દેતો હતો, છતાં **આલબર્ટ**ના મુખની મુદ્રા બદલાઈ ગઈ હતી. કંઇક સનેપાતની અસર ડાકતરના જોવામાં આવી હતી, ને તે ચિન્હ સારાં ન્હોતાં.

આ સમાચાર જાણતાં રાણીશ્રી નિરાશ અને દુઃખમુદ્રાવાળા થઇને નખાઇ ગયાં. તેમના મનને સખ્ત ધ્રાસકો પડયો. તે નિરાશ થઇને પ્રાણપતિના દિવાનખાનામાંથી નિકળી ગયાં, જો કે ડાકતરોએ તો હજુ આશાથી ઉપાય ચાલુજ રાખ્યા; છતાં તેઓ જે ચિન્હ બદલાતાં તેથી કંઇ પણ અજાણ્યાં ન્હોતા. રાણીશ્રી લખે છે કે "સાંઝના સાડાપાંચે હું દિવાનખાનામાં ગઈ, અને તેની શૈયાની પડોસમાં બેઠી; જે હમણા ઓરડાના મધ્યમાં આણી

હતી. 'દિલોજાન મેહેબૂબ' આલબર્ટે કહ્યું, ને બચી પણ કીધી; ને પછી એક ઘણી ગમગીનતાથી ભરપૂર દીર્ઘ નિશ્વાસ મુકયો; કહો કે ડસ્કું ખાધું. એ કંઈ દુઃખથી નહિ, પણ મને મુકીને જવું પડશે, તે ભયથી; અને પછી તેણે પોતાનું શિર મારા ખભાપર મુક્યું, ને મેં તેના ખભાપર મારો હાથ મુકયો. પણ ક્ષણમાં તે લાગણી ભુલી ગયો, અને પાછો સાવધ થયો. થોડો વખત તો હું સમજી શકી નહિ કે તે શું કહે છે. કદી ફ્રેંચમાં ને કદી જર્મનમાં તે વાતચીત કરતો હતો. કદી એલિસને ચુંબન કરીને તેનો હાથ પકડતો. બરટી, હેલિના, લુસી અને અર્થર એકેક પછી એકેક ઓરડામાં આવ્યાં ને અર્થરે (પિતાને) ચુંબન લીધું. પણ એને ઝું પણ લાગી હતી તેથી કંઇપણ લક્ષ દીધું નહિ. પછી પોતાની આંખ ઉઘાડી, ને સર ચાર્લ્સ ફિપ્સને મળવા ચાહ્યું. તે આવ્યો, તેના હાથને ચુંબન લીધું એટલે પાછી પોતાની આંખ બંધ કીધી. જનરલ ગ્રે, સર બિડાલ્ફ પણ આવ્યા ને હસ્તને ચુંબન કીધું, પણ સર્વે ઘણા ભયાકૂળ થયા. ક્ષણો ઘણી ભયંકર જતી હતી, પણ પ્રભૂકૃપાથી હું દૃઢ રહીને પ્રાણનાથની પડોસમાં બેસી રહી."

'આમ સ્થિતિ ચાલતી હતી, ખરાબ તો નહિ, પણ સારીએ નહિ. એમ ધાર્યું કે એની શૈયાની બીજી ગોઠવણ કરિયે, તેથી રાણી અને આલબર્ટ બિછાનું છોડી, બહાર આવ્યાં ને બેઠાં. તેણે બિછાનામાંથી બહાર નિકળવાને માટેજ પ્રયત્ન કીધો, પણ તેમ થઇ શકયું નહિ, ત્યારે લોહિલીન* અને એક બીજા ચાકરે બીજા બીછાનામાં સુવાડવાને મદદ કીધી. પાચન શક્તિ ઠીક હતી, પણ જ્યારે મેં ડા. જેનરને કહ્યું કે આ સારાં ચિન્હ છે, ત્યારે તેણે કહ્યું, "અફસોસ! આ પ્રમાણેનો શ્વાસોશ્વાસ સારો નહિ."

* રાણી પતિનો મુખ્ય દાસ, ૨૦ વર્ષનો નોકર, પરમ ભક્ત, ઉદાર ને શાંત હુકમનો જર્મન સેવક.

રાણીશ્રી જરાક બીજા ઓરડામાં ગયાં, પણ તેટલામાં તો શ્વાસ વધારે ઘુંટાવા લાગ્યો; એટલે તે તુરત પાછાં આવ્યાં. **આલબર્ટને** ઝાબા ને પસીનો છુટતો હતો, જે તાવ ઉતરવાની નિશાની હતી. રાણી માંદાં માણસની પાસે ગઇને જર્મન ભાષામાં કહ્યું "પ્રાણેશ! હું તમારી વહાલી પત્નિ!" અને પછી પ્રાણનાથને માથે હાથ ફેરવી ચુંબન લીધું. એ સમે તે ઝુંપણમાં, શાંત મનનો, ને એમ ઇચ્છતો હતો કે હવે તેને કોઈપણ શ્રમ ન આપે તો સારૂં, તેવો હતો. અત્યંત કલ્પાંત કરતાં, નવધાર અશ્રુ રાણીશ્રીના નેત્રમાંથી પડવા લાગ્યાં. 'રે હું હતભાગ્યની! મારો પ્રાણાત્મા મને મુકીને જાય છે. એ કેમ ખમીશ ? રે દુષ્ટ દૈવ તેં મને છેતરી! પ્રાણપ્રિય **આલબર્ટ** મને ત્યજીને જશે ? હાય! હાય! એ દુ:ખ હું કેમ ખમીશ.' આમ રાણીશ્રી આક્રોશ કરતાં હતાં તેવામાં રાણીશ્રીને પાછું તેડું આવ્યું એટલે નેત્ર લુછતાં પાછાં માંદા માણસની પાસે આવ્યાં. રાણીએ આવતાંવારને પ્રાણેશનો હાથ પકડયો જે હિમવત્ લાગ્યો, ને શ્વાસોશ્વાસ બહુ નરમ ચાલતો હતો. તે બાજુએ બેઠી. બીજી બાજુએ કુંવરી **એલિસ** પોતાના પિતાનું મુખ જોતી હતી. પગ આગળ યુવરાજ ને કુંવરી **હેલિના** બેઠાં હતાં. પગથી સહજ દૂર રાજકુંવર **અરનેસ્ટ, લિનીનજન**, વૈદ અને **આલબર્ટનો** ચાકર **લોહિલીન** બેઠાં હતાં. જનરલ હોન **બ્રુસ**, રાણીની સમીપમાં, વિંડસરનો પાદરી, સર **ચાર્લ્સ ફિપ્સ** અને જનરલ **ગ્રે** દૂર બેઠા હતા.

સઘળું શાંત હતું. ગંભીર દેખાવ ચોમેર છવાઈ રહ્યો હતો. કોઇપણ બોલતું હતું નહિ, પણ સર્વની આંખમાંથી પાણી નિકળતાં હતાં. **એલિસ** મોંપર રૂમાલ ઢાંકીને રડતી હતી, ને રાણીશ્રીનું મ્હોં દેખાતુંજ ન્હોતું. જે જ્યોતિ, આ દુનિયાને તેજવંત કરતી હતી, ને આગલે દિવસે, આજે શોકમાં પડેલાને દિલાસો દેતી હતી, તે આ દુનિયામાંથી જવાને તૈયાર થઈ છે. એક પ્રાણનાથ, એક પિતા, એક મિત્ર, એક સ્વામી, એક નાગરીક, એવે

મહાત્મા, જેનાથી સર્વકોઈ આનંદી હતા, જેનાથી કોઈનું પણ મન દુખાતું ન્હોતું તે આ પ્રપંચી દુનિયા ત્યજીને તે વિશ્રાંતિ સ્થળ, કે જ્યાં દુઃખનું નામજ નથી, તે સ્થળે ઉડી જવા લાગ્યો; ને તેની મમતાળુ ને માયાળુ પ્રેમદૃષ્ટિ, રૂડી સલાહ, ને જેના અનુભવસિદ્ધ વિચારોથી આસપાસ બેઠેલાઓ હવે કમનસીબ રેહેવાના છે, તે **આલબર્ટનો** પવિત્ર પ્રાણાત્મા તે પવિત્ર પિતા સમક્ષ ઉડી જવાને તત્પર થઇ રહ્યો !

ગઢના કલાકે ૧૦ અને ઉપર ૪૫ મિનિટનો ટકોરો કીધો. તે ચિત્તવેધક પ્રતિમા શાંત અને નિરાંતે સુતી હતી, તે આકૃતિ એટલી તો પવિત્ર ને દિવ્ય દેખાતી હતી કે સૌની દૃષ્ટિ ઠરી જતી. એક, બે, ત્રણ, એમ શ્વાસ ધીમેધીમે લેવામાં આવ્યો; તે મંદ પડયો, શાંત થયો, સદાની વિશ્રાંતિને પામતો જણાયો ! અને પવિત્ર આત્મા, વિશેષ પવિત્ર સ્થળે વિરાજવાને તેના સાથીનો ત્યાગ કરીને નાઠો, તેની આંખોએ એકજ છેલ્લું બેમાલુમ મટકું માર્યું ને તે સદાની બંધ થઈ પડી !

આ જોતાંજ રાણીશ્રી ને **એલિસ** મૂર્છાગત થઇ પડયાં. આખા મ્હેલમાં રડારોળ થઇ રહી.

## ૪—સંસ્કાર સ્વારી.

મધ્ય રાત્રિ, કાળ રાત્રી ! જ્યારે સર્વ સ્થળે શાંતિ હતી, ને સર્વ નિરાંતે આરામ લેતા હતા, ત્યારે પેલો ભયંકર ઘંટ, સેંટપાલના દેવાલયનો પેલો ઘોરંબો ઘાલેલો ભયંકર ઘંટ, શોકાગ્નિ વરસાવતો ભયભિત કરનારો ઘંટ, ટંગ, ટંગ, ટ્રાંગ, ટ્રાંગ, વાગવા લાગ્યો ને આખા દેશમાં આ માઠા સમાચાર પથરાઈ ગયા. પ્રભાતમાં સર્વ સ્થળે આ વર્તમાન ફરી વળ્યાં. ઘેરઘેર શોક વ્યાપી રહ્યો. સર્વ ઘરોમાં રડારોળ થઈ રહી. ચાલિસપર હજી તો બે થયાં છે તેવી ભુવન **સુંદરી વિક્ટોરિયા** વિધવા થઇ બેઠી. દરેક સ્થળેથી એમ કેહેવામાં

આવતું કે આ એક ઘણો પવિત્ર પુરૂષ મરી ગયો છે. દરેક કુટુંબમાંથી, દેવાલય અને બજારમાંથી સરખોજ શોક બતાવવામાં આવ્યો. ૨૧ વર્ષ પર્યંત ઘણી ઉમદા સલાહ અને પોતાના કિમતી વિચારોથી આખા મહારાજ્યને જેમહાપુરૂષે મદદ કીધી હતી તે પુરૂષના મરણથી ઇંગ્લંડ દિલગિર થાય તેમાં આશ્ચર્ય જેવું શું છે? ઘણી બાબતમાં કિમતી વિચારોથી મદદ કીધી છે. લોકો સારી પેઠે જાણતા હતા કે આવા રૂડા ભરથારને પ્રાપ્ત થવાથી રાણીશ્રી સારી રીતે પ્રજાપાલન કરવામાં શક્તિમાન થયાં છે.

યુવરાજ કુંવરીને આ સમાચાર બરલીનમાં મળતાં, તે તુરતજ નિકળી પડી. પ્રિન્સ લિયોપોલ્ડ, કેન્સમાં શરીરે આરોગ્ય નહોતો; કેમકે તેના શિક્ષક જનરલ બોલટરના મરણથી તે બહુ દિલગિર થયો હતો; તેમાં પોતાના બાપના મરણની હકીકત મળી ત્યારે તો તે અકળાઇ ગભરાઇ ગયો. આ સમાચાર જાણ્યા કે તે ગાંડા માફક બૂમ પાડવા મંડયોઃ" રે મા, રે માતા, હું મારી વહાલી માતા પાસે હમણાજ જઇશ." જ્યારે તે રડતો ત્યારે તેનું કલ્પાંત કોઈથી જોવાતું નહિ, તે કહેતો કે "મારી મા! બાપાજીને પાછા લાવશે! મને મારી મા પાસ તેડી જાઓ! કયાં છે મારી મા!"

વિંડસરના રાજમ્હેલમાં જે શોકકારક રૂદન થવા માંડયું તેનું વર્ણન કરવું બહુજ અશકય છે. છાતિ વિંધી નાંખે તેવા શબ્દોથી રાણીશ્રી ને કુંવરકુંવરી રૂદન કરતાં હતાં. રાણીશ્રી કોઇ સાથે બરાબર વાતચીતપણ કરતાં નહિ, માત્ર કુંવરી એલિસની સાથેજ વાતચીત કરતાં હતાં. ત્રણ દિવસ સુધીતો એવી સજ્જડ લાગણી લાગી હતી કે રાજકુંવર પ્રિન્સ ઑફ વેલ્સે એક સંબંધે કહ્યું કે 'પિતાજીના મરણ પૂર્વે અમે શામાટે ગયા નહિ.' પ્રજામાંથી જ્યાંત્યાંથી રાજ શોકમાં, બહુ મોટા શોક સાથે ભાગ લીધો. પેહેલા ત્રણ દિવસ જે લાગણી મહારાણીને લાગી આવી

તેથી તેઓથી કંઇપણ કામ થાય નહિ એટલુંજ નહિ, પણ શરીરે નિર્ગત બન્યા ને નાડ પણ ઘણી ધીમે ચાલતી હતી. રાજકુંવરી એલિસે કહ્યું કે આવા સુક્ષ્મ પ્રસંગમાં અમે હૈયાત રહ્યા એજ વિચિત્ર બનાવ છે. રાણીશ્રી તો વારંવાર બોલતાં હતાં કે અમારા હૃદયમાં શું થાય છે તે તો પ્રભૂ જાણે, પણ અંતર તો ચૂર્ણ થઇ ગયું છે. ઘણીકવાર શોક રૂદન કરવાથી, હૃદય ને આંખનો ભાર ઓછો થયાથી, લાંબે સાદે આક્રોશ કરવાથી ઘણાં થાકી જવાય છે, ને તે પછી ઝટપટ, દુઃખનું નિવારણ કરવા માટે નિદ્રાદેવી પોતાના દૂતોને મોકલી તે દુઃખી મનુષ્યના દુઃખના નિવારણ માટે શ્રમ લે છે, ત્યારે જે દુઃખનું વિસ્મરણ થાય છે તે નિદ્રા બહુ આશિર્વાદ પાત્ર ને ઉપકાર કરનારી સખી તરીકે કામ કરે છે. રાણીશ્રીને ઘણાં રૂદન પછી નિદ્રા આવી ને ત્યારેજ દુઃખ નરમ પડયું. પ્રજાને જે દુઃખ પ્રાપ્ત થયું તે માટે તેઓએ ઇશ્વરવંદના કીધી ને મૈયત રાણીપતિને માટે યાચના કીધી કે તેનો સ્વર્ગવાસ થાય. બીજે દિવસે વિશ્રાંતિવાર હોવાથી આખા રાજયમાં પ્રાર્થના કરવામાં આવી હતી. સ્કૉટલૅંડના ધર્મગુરૂ નોર્મન મેકલિયાડે રાણીશ્રી માટે જે શોક પ્રદર્શિત કીધો હતો તેથી સર્વના હૃદય ચૂર્ણ થયાં હતાં.

પ્રજા તરફથી ઘણીક રીતે સમજાવવામાં આવ્યું કે આવે ટાંકણે તે નામદારે પોતાની આરોગ્યતા સંભાળવી, ને તેથી વિંડસર છોડીને કંઇ દૂર જવું; પણ જે કારી ઘા હૃદયમાં વાગ્યો હતો તેનું દુઃખ પૂરૂં થાય નહિ ત્યાં સુધી કૌવતિ કેમ આવે ? પણ જ્યારે તેનાં બાળકોને તાવ લાગુ પડયો ત્યારે પછી મહાકથાવટિયે રાણીશ્રી ઓસબર્ન ગયાં. વૈધવ્યવતીના પોશાકમાં, તદનજ ખાનગી રીતે તે જવાને નિકળ્યાં હતાં. રાણીશ્રીને રાજ્ઞીપતિના મરણને ટાંકણે દિલાસો દેવાને ડચેસ ઓફ સધરલાંડ ગઇ હતી, જે તેની ઘણા વખતની સખી હતી. ઓસબર્ન જવામાં બીજું કંઇજ કારણ ન્હોતું પણ નહાનાં બાળકો, કે જેની પરવસીતું મુ-

ખ્ય સાધન તે નામદારજ હતી, એવી માતૃધર્મ પાળતી રાણીશ્રી તનુજોના સુખ માટે વિંડસરગઢ છોડીને નિકળી પડી. દ્વારપરથી પગલું ઉપાડતા તે ઉપડે નહિ, ને આલબર્ટના મુખદર્શન માટે તે ત્રણવાર પાછા ફર્યા હતાં. તેની આંખમાં અશ્રુનો ધોધવો વેહેતો હતો, મ્હોંપર રૂમાલ ઢાંકયો હતો, કે જે બાષ્પબિંદુના ધોધવામાં ભીંજાઇ ગયેલો હતો. બાળકો તેની આસપાસ ફરી વળ્યાં હતાં. એનું હૃદય ચૂર્ણ થયેલું જોઈને દયામણાં બાળકોના મ્હોંપરની લાલી ઉડી ગઇ હતી. કુંવરી એલિસનું રડવું તો એટલુંબધું હૃદયભેદક હતું કે એક પ્રત્યક્ષ જોનાર કહે છે કે, "તે આખો દિવસ ને રાત્રિ હું રડયા કર્યો છું. મને ભોજન ભાવ્યું નથી, અને એલિસની છબી મારા મ્હોં સમક્ષ કેટલો લાંબો સમય થયા છતાં પણ ખસી ન્હોતી."

તે નિર્જન-એકાંતિક ઓસબર્નનું ભુવન, જે આઇલ ઓફ વાઇટના ટાપુમાં છે,ત્યાં જતાં માર્ગમાં ડચેસ ઓફ કેન્ટની સમાધિ,જે ફ્રોગમોરમાં હતી ત્યાં, રાણીપતિની સમાધિ ચણાવવા માટેની જગ્યા નક્કી કીધી. અત્રે યુવરાજ, કુંવર હેસી અને એલિસ સાથે હતાં. એક અતિશય લિલિકુંજાર એવી વાટિકાની જગ્યા પસંદ કરતી વેળાએ રાણીશ્રી બહુ વખત કુંવરી એલિસના હાથમાં હાથ મુકી, ખભાપર ખભું ટેકવીને ફર્યાં હતાં. પછી ઓસબર્ન ગયાં. ત્યાં પણ શોક થોડો કરવામાં આવ્યો ન્હોતો.

રાણીપતિની મૃત્યુશોકસ્વારી તા૦ ૨૩ મી ડીસેંબરે કાઢવામાં આવી હતી. મધ્યાન્હના બાર કલાકે વિંડસરગઢમાં સર્વ સ્મસાનિયા મળ્યા હતા. સઘળા રાજસત્તાવાળા હતા, ને લોકની ઠઠ તો પુષ્કળ ભેગી થઇ હતી. ચાર અશ્વની નવ ચારટો હતી; જેમાં રાણીપતિના ચાકર નફરો, ડાકટર તથા સેવકો હતા; તેમજ બીજા પણ અનુચરો બીજા રથમાં બેઠા હતા. મહારાણીશ્રીના છ અશ્વના રથમાં અર્લ સ્પેન્સર રાણીપતિનો મુકટ લઇને બેઠો હતો; અને તેનો દંડ, તરવાર અને ટોપી લઇને લોર્ડ જયોર્જ લીનોક્ષ બેઠો

હતો. શબ છ અશ્વરથમાં હતું, ને તેની આસપાસ, અશ્વારૂઢ થયેલા અંગરક્ષકો હતા. શબની પાછળ રાણીશ્રી, યુવરાજ, ડચેસ ને ડયૂક ઓફ કેમબ્રિજના ખાલી રથો હતા. દાધુઓમાં પારકા રાજ્યના પ્રતિનિધિઓ, કેબિનેટના પ્રધાનો ગૃહઅનુચરો, અમિર ને ઉમરાવો, ધર્મગુરૂઓ વિગેરે પુષ્કળ લોક હતું. સઘળાંમાં મુખ્ય શોક કરનાર યુવરાજ કુંવર હતો, ને તેની સાથે રાજકુંવર આર્થર ડયૂક આફ કોનાટ,–જે ૧૧ વર્ષની વયનો હતો તે અને ડયૂક ઓફ સેક્ષકોબર્ગ, જેના, નેત્રના ધોધવાએ શ્રાવણ ને ભાદરવો ભુલાવ્યા હતા તે ચાલતો હતો. પાછળ પ્રૂશિયાનો યુવરાજ, બેલજીયમના રાજાનો કુંવર, ડયૂક ડી નીમોર, લુઈસ ઓફ હેસી, રાજ કુંવર એડવર્ડ સેક્ષ વિમર, જે રાણીશ્રીનો ભાણેજ થતો હતો તે, કાંઉટ ગ્લિચન ને મહારાજા દિલીપસીંગ હતા. શબ સ્વારી સેંટ જયાર્જ ચેપલમાં આવી ને ત્યાં વચોવચમાં સર્વે બેઠાં. નાઇટ ઓફધી ગારટર પોતાની બેઠકપર બેઠા હતા. રાજકુટુંબના માણસો, પરદેશી પરોણાઓ ખાનગી રીતે આવ્યા હતા.

દેવલમાં શબ આવ્યા પછી ત્યાં ડંડ, મુકુટ, તરવાર ને ટોપી આગળ મુકવામાં આવ્યાં. શબના સંબંધમાં પ્રાર્થનાદિક ક્રિયા થતી હતી તેવામાં રાણીશ્રી તરફથી એક હેરક પુષ્પહાર ને પુષ્પગુચ્છ લઇ ધસ્યો આવ્યો, તેણે તે છેલ્લી ભેટ, જયાં રાણીપતિના ખાતાઓ હતા, ત્યાં ક્રિયાકાળે શિર પર ધરી. શબ નજીક યુવરાજ, તેનો લઘુ બંધુ,ને કાકો ઉભા હતા,એક બાજુએ ડયુક ઓફ કેમબ્રિજ ને બીજા મુખ્ય સ્મસાનિયા આસપાસ ઉભા હતા. માર્ગમાં શબસ્વારી ચાલતી હતી ત્યારે પ્રત્યેક મિનિટે રાણીપતિના માનાર્થે તોપો ફુટતી હતી. દેવલ નજીક રાણીપતિનું શબ આવ્યું કે તુરતજ, જે સેનાનો રાણીપતિ કર્નલ હતો તે સેનાએ શસ્ત્ર નિચા નમાવીને નમન કીધું; તે જ્યાં સુધી ભૂમિમાં શબને પધરાવ્યું નહિ ત્યાં સુધીજ નમન કરતાં રાખ્યાં. પ્રભૂપ્રાર્થના થતી ને ઇશ્વરભજન ગવાતાં હતાં, ત્યારે ખુલ્લી આંખે યુવ-

રાજ રડતો હતો, ને **અર્થરનું** કરૂણાજનક મંદ મંદ રૂદનતો નહિજ ખમી શકાય તેવું હતું. જ્યારે શબને ભૂમિમાં મુકવામાં આવ્યું ત્યારે યુવરાજ બોલ્યો કે:–

To fall asleep in slumber deep,
Slumber that knows no waking.

ભૂમિદાહ કરતી વેળાએ સર્વે સ્મશાનિયાના ચેહેરાપર શોક વ્યાપી રહ્યો હતો. શબ સંપૂર્ણ દેખાતું બંધ થયું ત્યાં સુધી સર્વત્ર શાંતિ વ્યાપી રહી હતી. ગારટર કીંગ્સ એટ આર્મ્સ સમાધિસ્થળથી બહાર આવ્યો અને મરહૂમ રાણીપતિનું નામ, કીતાબ ને ગુણનું વર્ણન કરી સ્તુતિપાઠક પેરે વચનો બોલ્યો. હરરોજ, વડો પાદરી રાણીશ્રીમાટે પ્રાર્થના કરતાં કેહેતો હતો કે "તે નામદારપર પ્રભૂ કૃપા કરે અને તેનું આયુષ્ય, આરોગ્યતા ને સુખ પૂર્ણ કરે," તેને બદલે પેહેલવેહેલુંજ અત્રે, સુખને બદલે કીર્તિ શબ્દ વાપર્યો. **આલબર્ટના** નામની વેળાએ સર્વે નમન કીધું. પછી દાધુઓ–એકવાર છેલ્લી-ઘોરની તરફ નજર કરતા ધીમે ધીમે ચાલવા માંડયા–આ જાણે ઘટોસ્ફોટ્ કીધો હોય તેવું હતું. યુવરાજે પેહેલાં આવતાં તે શબનાપર નજર કીધી, પાછી ભૂમિ ભણી નજર કીધી અને ડુસકાં ખાધાં, ધ્રુજ્યો, મોં ઢાકયું, ને આંખમાંથી એટલી તો જબરી બિંદુની ધાર વહી કે રખેને પડી જશે એવો ભય ઉત્પન્ન થવાથી, ડયૂક ઑફ કેમબ્રિજે તેને દૂર ખસેડી લીધો. પણ રાજકુંવર **અર્થર,** તેની અવસ્થા ઘણીજ હૃદયભેદક હતી. તેનો શોક અશ્રાંત અને અમાપ હતો, તેના ડુસ્કાં ને આક્રોશ એટલો તો સબળ હતો કે ઘણાકોનાં હૃદયને તે બહુ કાળ યાદગીર રહ્યું. સર્વ. સ્મશાનિયાના મ્હોં ઉતરી ગયેલાં ને સર્વનાં હૃદય દ્રાવ થતાં હતાં. આખા દેશમાં એકે સ્વરે શોકમય શબ્દધ્વનિ થઇ રહ્યો કે એ 'સદ્દગુણવંતો કુંવર' હતો.

આ શોકકાળ ને શોકવૃતાન્ત હવે વધારે વર્ણવવાની જરૂર ખરી? લોચનાનંદદાયી, સદ્ગુણસંપન્ન, નીતિનિપુણ અને મધુર ભાષણ કરતા, **વિક્ટોરિયા** પ્રાણાત્મ, ડયૂક ઑફ **સેક્ષકોબર્ગ અને ગોથ**ના લઘુતનુજના ગુણ અવગુણ વર્ણવવાનો આ સમય નથી.

હે કમળ લોચની, મધુર ભાષણી **વિક્ટોરિયા** મહારાણીએ થોડાક કાળના શોકવ્રતની તપશ્ચર્યા માંડી. એનું મુખ કમળ, નેત્રમાંથી ઉષ્ણ બિંદુઓ પડવાથી મલિન થયું હતું, પ્રાણેશના વગર દર્શનથી કાંતિ તેજહીન પિળી પડી ગઈ હતી, મગજ શૂન્ય થવાથી કાર્યમાં અવ્યવસ્થિતપણું દેખાઇ આવતું હતું, વિલાપ વિષાદથી શરીર શક્તિહીન થયું હતું; જેનું મુખાવલોકન પુનરપિ, આ ચર્મચક્ષુએ થવાનો સંભવ ન રહ્યો તેટલું છતાં તેના પછાડી પોતાનો કાળ શોકમાંજ ગાળવો એવો ઠરાવ કીધેલો જણાતો હતો, પતિપ્રીતિથી અનુચિત થયેલી દેવીએ લોક લજ્જાનો જાણે ત્યાગ કીધેલો હોય તેમ જણાતું હતું; દુષ્ટ વિધિએ પ્રાણપ્રિયના સુખમાંથી પાછી વાળી તે માટે પોતાને મંદભાગિની લેખતી હતી, અને પોતાના આત્મવત્ સુતો તરફ પણ કેટલોક કાળ બહુ બેદરકારી બતાવી હતી, પ્રજાએ એ માટે બહુ કાળજી ધરી. રાણીપતિના મૃત્યુથી તેઓએ લાંબો વખત શોકવસ્ત્ર સજ્યાં, ને પોતાના દુઃખમાં પ્રજાનો ભાગ છે એમ જાણીને થોડે દિવસે આ દુઃખમાંથી મુક્ત થવાને રાણીશ્રીયે પ્રયાસ કીધો, પણ હૃદયનો કારી ઘા કદીપણ રૂઝ આણેજ નહિ, તેમ અદ્યાપિ પર્યંત "મારો વહાલો **આલબર્ટ**" તો હૃદયમાંથી ખસતોજ નથી.

**આલબર્ટ** માટે આટલુંજ કહીશું કે તે ડાહ્યો, દીર્ઘદર્શી, સ્વતંત્રતાને સ્નેહી, પત્નિનો પ્રિય નાથ, રાજ્યનો શ્રેયસ્કર, પુત્રનો યોગ્ય પિતા, પ્રજાનો યોગ્ય નાગરીક, પિતાનો પ્યારો પુત્ર અને બંધુનો વહાલો બંધુ હતો. એની કીર્ત્તિ યશવંતી છે.



H. R. H. THE PRINCE OF WALES.

પાટવી કુમાર પ્રિન્સ ઑફ વેલ્સ.

# ૫—વૈધવ્યપણું.

સ્વપ્નપેરે વહિ ગયેલા સુખવૈભવના દિવસ પછી મહારાણીને કંઇ પણ સુખ જેવું થયું નથી. મહારાણીશ્રીનાં ચરિત્રનિરૂપકોમાંના ઘણા-કોએ તો રાણીશ્રીનું જન્મવૃત્તાન્ત લખ્યું છે તેમાં અહિંયાં સુધીનોજ ચરિત્રભાગ બહુ રસમય કીધો છે, પણ એ પછીનો ભાગ ઘણોખરો રસ રહિત લખ્યો છે, એટલે આ ચરિત્ર લખનારને કંઈ વધારે સારા સાધનો હાથ લાગે તેમ છેજ નહિ. એકલાનું સુખજ નથી. સ્ત્રી, પુરૂષ વગર ને પુરૂષ, સ્ત્રી વગર સહરાના જંગલમાં ઉભેલું દિવેલીનું વૃક્ષ, જેને કશાની ઓથ કે આશ્રય નથી તેના જેવો છે. આવી સ્થિતિ રાજરાજેશ્વરી દેવીની થઈ છે. જો કે પોતાની આસપાસ ખમાં ખમાં કરનારા હજારો દાસ દાસીઓ છે, બહોળું કુટુંબ છે, લક્ષ્મી ને ઐશ્વર્યની પૂર્ણ મેહેર છે, કોઇ પણ પ્રકારના સુખમાં ઉણપ નથી, પણ "મારી વહાલી **વિક્ટોરિયા**" એ કેહેનાર નાવલા વિના સર્વે ખોટું હતું. જો કે રાણીશ્રી દુ:ખમાં કેમ ધૈર્યવાન્ થવુ તે સારી રીતે જાણતાં હતાં, વિપત્તિવિષાદને મારી હઠાડવે સમર્થ હતાં, તોપણ સુખ છતાં વૈરાગ્યવાન્ વૃત્તિ હતી. આલબર્ટ વારંવાર યાદ આવ્યાં કરતો, ને એકવાર તે યાદ આવ્યો કે પછી એક નેત્રમાંથી શ્રાવણ ને બીજામાંથી ભાદરવો વેહેવો શરૂ થતો હતો.

શબસંસ્કારસ્વારિવિધિ લંડનમાં થઇ, તોપણ રાણીશ્રી તો ઓસબર્નના સમુદ્રતટના મેહેલમાં, સાગરના ઘૂ ઘૂ થતાં વૈરાગ્યવૃત્તિ ઉત્પન્નકરતાં ધ્વનિમાં આક્રોશ કરતાં કાળ નિર્ગમન કરતાં હતાં. રાણીપતિના મરણથી દિલાસો દેવાને બેલજીયમના રાજા **લિયોપોલ્ડ** તથા જર્મનીનો કુંવર **હોલીનલોહી** ઓસબર્ને આવ્યા, રાણીશ્રીને બહુ દીલાસો દીધો. રડતાં રડતાં રાણીએ કહ્યું 'મારી પાસે હવે એવું કોઇ નથી કે જે મને હવે **વિક્ટોરિયા**

કહેશે!' એકાંતમાં વખત ગાળવાથી દુઃખ દૂર થાય છે, તોપણ રાણીશ્રીને એકાંતની કશીએ અસર થઇ નહિ, પણ ખરી રીતે વધારે ને વધારે એકાંતવાસ પીડવા લાગ્યો. એમનું હૃદય ઘણું કોમળ હતું, ને તેથી જો કે પોતે દુઃખસાગરમાં પડેલાં હતાં, તદ્‌પિ બીજાના દુઃખમાં ભાગ લેતાં હતાં. હાર્ટલે કોલેરીમાં ખાણખોદનારાઓમાં ખાણના ધસી જવાથી મોટો અકસ્માત્ થયો, જેમાં ૨૦૪ મનુષ્યનો ઘાત થયો. આ સમાચાર જાણતાંજ રાણીશ્રીએ તાર કીધો કે, "મારૂં પોતાનું દુઃખ તો આ અતિદુઃખદાઇ બનાવમાં વીસરી જાઉંછું. જે બાળક ને માતા ને સ્ત્રીઓ નિરાશ્રિત થઇ પડયાં છે તેમને માટે મને અત્યંત લાગણી થઇ આવી છે.' આ તેની પ્રજા પ્રત્યેનો પ્રેમ કંઇ જેવો તેવો નથી.

મહારાણીશ્રી વૈધવ્યપણામાં છે તેજ અરસામાં ફેબ્રુવારીમાં યુવરાજ પૂર્વ તરફના પ્રવાસે, રાણીશ્રીની આજ્ઞા લઇને નિકળ્યો. તેની સાથે દીન **સ્ટેનલી** ને જનરલ **બ્રુસ** હતા. રાજ્ય સંબંધી સઘલો પત્ર વ્યવહાર મહારાણીશ્રી તરફથી કુંવરી **એલીસ** ચલાવતી હતી. રાણીશ્રી પોતે જાતે કોઇ પણ કામમાં ભાગ લેતાં ન્હોતાં. આ અરસામાં ૧૮૬૧ ના મેની તા૦ ૧ લી એ ઈનટરનેશનલ એકઝીબિશન, ઘણા ભભકા સાથે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. આ વખતે રાજકવિ ટેનીસને એક લાવણી બનાવી; તેમાં સ્વર્ગવાસી **આલબર્ટ**ને માટે બહુ મોટો શોક પ્રદર્શિત કીધો હતો, ને તેમાં જે માર્મિક શબ્દો ગોઠવ્યા છે તે હૃદયને અશ્રુપાત કરાવે તેવા છે. રાણીશ્રી પોતાના વૈધવ્યપણામાં જે જાતની જીંદગી ભોગવતાં હતાં તેના સંબંધમાં એક સ્નેહી લખે છે કે એ નામદાર 'સદાજ શાંત રેહેતાં, **એલિસ** તથા બીજા કુંવરકુંવરી પાસે આવતાં તો તેઓ તરફ બહુજ ઠંડાદિલથી મન બતાવતાં હતા. જ્યારે ન્હાની **બિયેટ્રીસ** આક્રંદ કરતી ને પોતાની માતાને રડતી જોતી ત્યારે તે માતાના

મ્હો સામું ટગરટગર જોઇને તેનાં આસું લુછતી, ને તેને પુછતી કેમ મા કેમ રડે છે ?' ને એ ત્રણ વાર પુછ્યાં છતાં પણ ઉત્તર નહિ દે, કે રડયાંજ કરતાં હતાં ત્યારે પછી કુંવરી થાકી જતી ને એકદમ રડી પડતી હતી, ત્યારેજ રાણીશ્રી તેને પોતા પાસે લેતાં હતાં. કુંવરીજ રાણીને આનંદ આપનાર માત્ર હતી, બીજું કંઇપણું દુઃખમાં દિલાસો આપનાર નહોતું. રાણી પાસે **એલિસ** અને **બિયેટ્રીસ** હોત નહિ તો તેની સહચરી ને સ્નેહી બાઇઓ કહે છે કે તેનું શું થાત તે કેહેવાતું નથી.' ડચેસ ઓફ કેન્ટના મરણ પછી રાણીશ્રી સુખમાં હતાં, ને એમ માનતાં કે મારી માતા મારા સુખવૈભવ જોઇને દેવલોક સિધાવી એ ઠીકજ થયું. તે વખતે ઘણું લાગ્યું હતું, પણ આ વેળાની લાગણી તો હદબહારની હતી. રાણીશ્રી કહે છે કે 'પ્રભૂએજ મને દુઃખ ખમતાં શીખવી છે.' ૧૮૬૨ ના મે માસની ૨૪ મીની વર્ષગાંઠ રાણીશ્રીએ કંઇપણ ધામધુમ વગર ઓસબર્નના મ્હેલમાં ગાળી હતી. ડા. **નોરમન મેક્લિયાડ** એ સ્થળે ઘણો આશાવંત ને ધૈર્યથી ભરપૂર બોધ દેતો હતો. તેના વચનોમાં ઘણો ઉંડો બોધ હતો, અને રાજયના ધર્મ તથા ગૃહસ્થોના ધર્મ સારી પેઠે સમજાવતો હતો. તેના બોધ તથા શિક્ષણથી રાણીશ્રીએ તેને પોતાના એકાંતભુવનમાં બોલાવ્યો. જ્યારે ડાકટર તેના ઓરડામાં ગયો ત્યારે તે નામદાર એકલીજ હતી. તે બહુજ શોકમાં ગીરફતાર થયેલી હતી, ને તેનાં નેત્રો સજળ હતાં. ડાક્તરને જોતાંજ પ્રાણવલ્લભ માટે વાત કાઢી. **આલબર્ટ**ના ઉંચા સદ્‌ગુણ, પ્રેમ, મોજીલાપણું, તે કેવી સારી રીતે ઉપયોગમાં આણતો હતો તે માટે રાણીશ્રીએ ગદગદિત કંઠે બહુ બહુ કહ્યું. નામદાર મહારાણીએ કહ્યું કે તેણે કદીપણ એ મનમોહનમૂર્તિને નેત્ર સમક્ષથી દૂર જોઈ નથી, પણ પાસેની પાસેજ જોય છે. **આલબર્ટ** પોતાનો ધર્મ યથાર્થ બજાવતો હતો, અને એવી તો સારી રીતે કામ કરતો હતો કે-

હવે તે નિયમિત રીતે ચાલ્યું જાય છે. ધર્મપર તેની આસ્થા બહુ લાગણીવાળી હતી ને તેણે ઇશ્વરને કદી પણ નારાજ કીધો નથી.

કુંવરી **એલિસ**ના વિવાહ તો નક્કી થઇ ચુકયા હતા, પણ **આલબર્ટ**ના મૃત્યુથી લગ્ન અટકયાં હતાં, તે તા૰ ૧ લી જુલાઇએ, કંઈ પણ ધામધુમ વગર, એક સાધારણ લગ્ન પ્રમાણે, ખાનગી રીતે ઓસબર્નમાં થયાં હતાં. યોર્કનો મહાચાર્ય ત્યાં આવ્યો હતો, કેન્ટરબરીના મહાચાર્યના શરીરની આરોગ્યતા સારી ન્હોતી, તેથી તે આ લગ્ન સમારંભમાં ભાગ લઈ શકયો નહિ. લગ્ન ક્રિયામાં રાણીએ કંઈપણ ધામધુમ વગર શોક-વસ્ત્ર સજીને ભાગ લીધો હતો. યુવરાજ, કુવંરો **આલફ્રેડ, આર્થર** ને **લિયોપોલ્ડ** તેમાં સામેલ થયા હતા; ને કુંવરીની રાજજન્યાઓ તરીકે કુંવરી **હેલીના, લ્યુસી, બિયેટ્રીસ** અને **આના** ઓફ **હેસી** હાજર હતી. વર રાજાની સાથે કુંવરીનો કાકો ડયૂક ઓફ **સેક્ષકોબર્ગ ગોથ** હતો, જેણે પોતાના પિતાનો પસંદ કરેલો પોશાક પેહેર્યો હતો. સામાન્ય રીતનાં લગ્ન થયા પછી કુંવરી પોતાના પ્રાણનાથ સાથે આનંદમાસ ભોગવવા ગઇ, ત્યારે અંગ્રેજ પ્રજાના ઘણા મોટા ભાગે દિલગિરી બતાવી હતી. રાજકુંવરી **એલિસ**, પોતાના પ્રાણનાથ સાથે વિલાસ ભોગવવાને ગયા પછી આગષ્ટમાં રાણીશ્રી સહકુટુંબ બેલમોર્લને મ્હેલે ગયાં, ને ત્યાં દરેક કુંવર કુંવરીએ પોતાના પિતાને માટે એક સ્મરણસ્થંભ પડાકૃતિનો બાંધવાનો પાયો નાખતી વેળાએ એકેક પથર, ગળગળતા ચેહેરે ગોઠવ્યો. એ દિવસ, સ્વર્ગવાસીની જન્મ-તિથિનો હતો. ત્યાંથી પાછાં ફરી સપટંબરની ૧લીએ રાણીશ્રી જર્મની ગયાં. માર્ગમાં લેકન આગળ મામા **લિયોપોલ્ડ**ની મુલાકાત લીધી. **અત્રેજ યુવરાજ** પ્રિન્સ ઓફ વેલ્સને પોતાની થનારી પત્નિ સાથે મિલાપ થયો. બંનેના નેત્ર એકેમેકને જોતાંજ દંગ થઇ ગયાં. રાજકુંવરી **એલેકઝાંડ્રા**, જે ડેન્માર્કના રાજાની કુંવરી હતી તે તે કાળને યોગ્ય સર્વોપરી સુંદરી–હુરી હતી. ત્યાંજ

વાતચિતમાં વિવાહનું નક્કી થયું. જર્મની રાણીશ્રી ગયા, માર્ગમાં ધેરિંગ્આમાં ગયા, જ્યાં દીકરી જમાઇ આવી મલ્યાં. દોહિત્ર પણ સાથેજ હતો, તેમ **એલિસ** અને તેનો ધણી પણ સાથે હતાં. જર્મનીથી પાછા ફરતાં રાણીશ્રીએ, પોતાના સ્નેહી બેરન **સ્ટોકમર**ની કોબર્ગમાં મુલાકાત લીધી; ને તેના મુખથી સ્વર્ગ-વાસી—રાણીપતિની ઘણીક વાતો સાંભળી, પોતાના દુઃખમાં દિલાસો લીધો. ઈંગ્લંડમાં આવ્યાં પછી રાજકુંવરી **એલિસ** પોતાના પતિ સાથે ને યુવરાજ-કુંવરની મુકરર થયેલી વધૂ રાજકુંવરી **એલેકઝાંદ્રા** ઇંગ્લંડ આવ્યાં હતાં.

સ્વર્ગવાસી **આલબર્ટ**નો અસ્થ્યાદિક શેષ ભાગ સેંટ જ્યોર્જના દેવલ-માં હતો, તે ત્યાંથી ખસેડીને નવી બંધાવેલી સમાધિમાં આણ્યો. ફ્રોગ-મોરના મેદાનમાં આ સમાધિ સ્થળ છે, ને તેને એટલું તો સુશોભિત બનાવ્યું છે કે તે એક જોવાજોગ થઇ પડેલું છે. લીલીકુંજોમાં આ સમાધિ છે ને તેની વ્યવસ્થા મુસલમાન લોકોની દરગાહને ઘણેક દરજ્જે મળતી આવે છે. આસપાસ મોટો બગીચો બનાવ્યો છે, ને જેમ આગ્રાના તાજમેહેલમાં શાહજહાન બાદશાહની બેગમની કબર છેક ભૂમિમાં છે, તેમજ આ સમાધિ ભૂમિમાં બંધાવીછે. ભૂમિગૃહમાં અર્ધ વર્તુળ ત્રણ બારીઓ છે, ને સમાધિનો અંદરનો ભાગ એબરદિનના સંગેમરમરનો બનાવ્યો છે, જેને ઘણીક રીતે સાફ કરવામાં આવ્યો છે. સમાધનું છાપરૂં ત્રાંબાનું છે, ને તે ઉપર ચોરસ મીનારો છે, ને તેનાપર સુવર્ણથી રંગેલું ક્રુસ છે. અંદર ને બહાર સઘળે સંગેમરમર જડેલો છે, ને જૂદી જૂદી જાતના પથરો વાપરીને તેની શોભામાં વધારો કીધો છે. સમાધપર મૈયત રાજપુત્રની મૂર્ત્તિ, જે સફેત આરસની બનાવેલી છે તે જડી છે. થોડી ક્ષણ જો આ સમાધિના રંગ-મંડપમાં ઉભા રહીને પૂર્વ તરફ દૃષ્ટિ ઠેરવિયે તો ત્યાંથી ઘણો સરસ પ-વન આવે છે, ને અત્રે થોભતાં આપણે વિચારમાં તલ્લિન થઇ રહીએ છૈએ. સ્મશાનજ્ઞાન વૈરાગ્ય વૃતિથી કોઈ પણ દર્શનિક તટસ્થ ત્યાં થઇ જાય છે.

રાજકુંવરના અસ્થિને ખસેડવાને લગતી ક્રિયા ખાનગી થઈ હતી. પ્રિન્સ ઑફ વેલ્સ ને રાજકુંવર **લિયોપોલ્ડ** મુખ્ય શોકમાં હતા. ધર્મને લગતી ક્રિયા થયા પછી, **આલબર્ટ** સુશીલ ને સદ્ગુણીના અસ્થિ મુખ્ય સમાધમાં મુકયાં, અને તેમ કરતી વેળાએ કુંવર કુંવરીએ, પોતાના સ્વર્ગવાસી અતિ કુલીન ને સદ્ગુણસંપન્ન પિતાની શૈયામાં, સ્વહસ્તે તૈયાર કરેલી પુષ્પમાળા ને પુષ્પગુચ્છ મુકયાં, ને તે મુકતાં હૃદયભંગ થયેલાં કુંવર કુંવરીએ બહુ શોક કીધો.

**આલબર્ટ**ના વરસીની લગોલગ ડચેસ ઑફ **સધરલેંડે**, 'રાજભક્તિમાન્ અંગ્રેજ વૈધવ્યવતિ' તરફથી એક ઘણી સુંદર બૈબલ ભેટ મોકલી. રાણીશ્રીએ આ ભેટ સ્વીકારતાં લખ્યું કે:-"મારી વહાલી ડચેસ! ઘણી વૈધવ્યવતિ તરફથી મોકલેલી બૈબલ ને સાથે સંપૂર્ણ દિલાસાયુક્ત પ્રેમ ભરેલા માનપત્રથી મને અત્યંત પ્રેમની લાગણી ઉત્પન્ન થઇ છે. બેહેની! કૃપાની રાહે આ જે રાણીશ્રીની તરફ, તેની રાજભક્તિમાન્ પ્રજાએ જે મમતાભાવ બતાવ્યો છે ને હજી બતાવી જાય છે, તે સર્વ મારી ભગની વિધવાઓને તેઓની વિધવા રાણી તરફથી, તેના (રાણીના) અંતરમાં જે માયા ને મમતાએ વાસ કીધો છે તે કહેજે ને કેહેજે કે મારા સ્વર્ગવાસી પ્રાણનાથના સદ્ગુણોની જે યોગ્યતા પિછાનવામાં આવે છે તે બહુ કીમતી છે. જે પ્રાણનાથનાં દર્શન દુર્લભ છે અને હવે પછીની જે ભેટ થવાની છે, તે વિચારતાં, હાલના દિલાસાથી ખરેખર મને સંતોષ પ્રાપ્ત થાય છે. આપણા પ્રભૂએ ઘણીકોને વિધવા કીધી છે, તેઓને મારી તરફથી તેમની ચૂર્ણ હૃદયની રાણી તરફથી માન સાથે કહેજે કે તેઓને માટે તે ઉપકૃત છે. અને મને માનજે સદાજ તારી પ્રેમાધિન-**વિકટોરીયા.**"

## ૬—યુવરાજકુંવરના લગ્ન.

૧૮૬૨ના માર્ચના પ્રારંભમાંજ ઈંગ્લંડ હલમલી રહ્યું હતું. લોકમાં પુષ્કળ આનંદ હતો,અને જગે જગે યુવરાજ કુંવરના લગ્નની વાતો થવા માંડી હતી. તા૦ ૭મીના યુવરાજની નિર્માણ થયેલી વધૂ સમુદ્રમાર્ગે આવી ત્યારે કેહેવામાં આવ્યું કે 'અસલના વારાના ડેન્સના કુળની આ પુત્રી અભિવંદન દેવા યોગ્ય છે.' ડેનમાર્કની રાજકુંવરી સાથે તેનો પિતા, માતા, બેહેન ને બંધૂ હતાં. ગ્રેવસેન્ડમાં યુવરાજ તેઓને મળ્યો, ને માર્ગમાંથી રાજરથ જતો હતો ત્યારે પ્રજાએ હર્ષથી નવિ વહુને જયજયકારથી વધાવી લીધી. સઘળા સ્લોગ સિધાવ્યા જ્યાં રાણીની પુત્રીઓ તથા પુત્રોએ તેનો સારો સત્કાર કીધો. સાંઝના ૭ કલાકે ઇટન પાંહોચ્યો, ને જોકે વરસાદજીતો પડતા હતા, તોપણ ઇટનપાઠશાળાના વિદ્યાર્થિઓએ હર્ષથી ભરપૂર, એવી નવ અર્જના, ડેન્સની રાજકુંવરી માટે કીધી. ત્યાંથી સર્વે વિંડસરગઢમાં ગયાં. ગઢના એક ઓરડામાં રાણી તથા તેની બીજી કુંવરીઓ નવિ વહુની આતૂરતાથી રાહ જોતાં હતાં. રાણીશ્રી, પોતાની પુત્રવધૂને બહુ હર્ષથી માતા પેઠે ભેટયાં. યુવરાજનું લગ્ન તા૦ ૧૦મીએ હતું, તેથી બે દિવસ સુધી સમુદ્રની પુત્રીએ ઘણેક ઠેકાણે મોજમાં ભાગ લીધો, ને જ્યાં જ્યાં તે જતી ત્યાં ત્યાં તેને અત્યંત સન્માન મળતું હતું. લગ્નને દિવસે સેંટ જ્યોર્જ ચેપળમાં સારી ગોઠવણ કરવામાં આવી હતી. રાણીશ્રી પોતાના પુત્રના લગ્ન નિરખવાને વિધવા પોશાકમાં આવ્યાં હતાં, ને મંડપમાં ઘણે દૂર બેઠાં હતાં. રાજકુટુંબી સગાંસ્નેહી હાજર હતાં, તેમ ઘણાક અમીર ઉમરાવો પણ હાજર હતાં. યુવરાજ પોતાના સેનાની પોષાકમાં ગારટર ને સ્ટારના ચાંદો લટકાવીને મંડપમાં આવ્યો હતો, ને અતિ સરસ ઉંચો પોશાક પેહેર્યો હતો. વધૂએ સફેત આરસ જેવી સાટાનનો પોશાક પેહેર્યો હતો, જે

તેના સૌંદર્યમાં ઘણો વધારો કરતો હતો, ને તેથી સર્વે છક થઇ ગયાં હતાં. ગળામાં હિરાનો હાર, કાનમાં એરીંગ, ને પલ્લામાં મળેલું કંઠભૂષણ, જે મોતી ને હીરા જડીત હતું તે પેહેર્યું હતું. લગ્નની ભેટમાં કારેપોરેસને એક લાખનો હીરાનો દાગીનો ભેટ આપ્યો હતો. રાણીશ્રીએ પણ હીરાનો દાગીનો આપ્યો હતો; અને લીડસની તેમજ મેન્ચેસ્ટરની સ્ત્રીયે જડાવ હાર આપ્યો હતો. વધૂએ પોતાના સાસુજીને મંડપમાં પગ ધરતાંજ માનપૂર્વક નમન કીધું. એ ટાંણે સ્વર્ગવાસી આલબર્ટને યાદ કરતાં બહુ શોક થયો હતો, ને તેથી મુખાર્વિંદ પણ ખીન્ન થયું હતું. સર્વ પ્રકારની ક્રિયા થઇ રહીને મંગળ ફેરા ફર્યા પછી વરકન્યા મેહેલમાં આવ્યાં, જ્યાં રાણીએ વધાવી લીધાં. લગ્નભોજન રાત્રિના સારા ઠાઠથી થયું હતું; ને ત્યાં ઘણીક ગમત પડી હતી. થોડી વેળ વિત્યા પછી પ્રિન્સ ઓફ વેલ્સ અને સમુદ્રની સુંદરી ઓસબર્નમાં ક્રીડાવૈભવ ભોગવવા નિકલી ગયાં. લગ્નદિન્ને સઘલે રોશની થઇ હતી ને કેટલાક દિવસ લંડન અને પરગણામાં આનંદ આનંદ થઇ રહ્યો હતો. એ રાત્રીન રોશની જોવાને એટલીતો મેદની મળી હતી કે છ માણસ છુંદાઈ મુંવાં હતાં; એથી ખિન્ન થઇ યુવરાજે લોર્ડ મેયરપર એક ઘણો અચ્છો કાગળ લખી દિલગિરી દર્શાવિ હતી. નવાં દંપતીને રેહેવાને માટે નગરમાં માર્લબરોનો મ્હેલ ને સેન્ડ્રીગહામનો મેહેલ મોજને માટે રાખ્યો હતો.

આ વખતે રાજકુંવરી એલિસે વિંડસરમાં કુંવરીનો જન્મ આપ્યો. રાણીશ્રીએ પોતાની દિકરીની આ વેળાએ બહુ સંભાળ ને કાળજી રાખી હતી. ૯ મી મેએ રાણીએ નિટલેની આરોગ્યશાળાની મુલાકાત લીધી. જ્યારે એ આરોગ્યશાળાનો પાયો સાત વર્ષપર રાણીએ નાંખ્યો હતો ત્યારે રાજ્ઞીપતિ સાથે હતો. આ આરોગ્યશાળાપર તેની ઘણી કાળજી હતી. આરોગ્યશાળામાં દાખલ થતાં પેહેલે પાયો નાંખ્યો હતો તે પથર જોયો; જે જોતાં પોતાના પ્રાણનાથ સાંભરી આવ્યા. પછી આરોગ્યશાળામાં ઘણે સ્થળે ફરીને તપાસ લીધી. એક

માંદો માણસ, જેણે હિંદુસ્થાનમાં ચાકરી કીધી હતી, ને જે મરણને કાંઠે આવ્યો હતો, તેની મુલાકાત લેતાં તે બોલ્યો કે "પ્રભૂકૃપા થઈ કે મરતી વેળાએ ઘણા દિનની ઇચ્છા રાખેલાં તમારા દર્શન થયાં." રાણી ને રાજકુંવરી **એલિસને** આ પ્રેમશબ્દ બહુ લાગ્યા. ઘણાકોએ નામદાર રાણીશ્રીના વિદાય થતી વેળાએ, થયેલા દર્શન માટે ઉપકાર માન્યો ને ઘણીક સ્રીઓએ બહુ પ્રેમ દાખવ્યો. જ્યાં જ્યાં એ નામદાર ગઇ ત્યાં ત્યાં દયાનો ગુણ ભુલી ગઇ ન્હોતી.

## ૬–રાણીશ્રી શોક મુકવાનો પ્રયત્ન કરે છે.

નિર્જન વાસ કરવાથી રાણીશ્રીને શોક ઘણો થયો, તેથી સહવાસમાં આવવાને તેઓએ વિચાર કીધો. શોક મુકત થવા બેલજીયમ તથા જર્મનીના પ્રવાસે તે નામદાર નિકળ્યાં. બે આખા માસ આ પ્રવાસમાં ગાળ્યા. સાથે કુંવરી **બિયેટ્રીસ, હેલિના,** અને કુંવરો **આલફ્રેડ** અને **લિયોપોલ્ડ** હતાં. આન્ટવર્પ થઇ બેલજીયમના રાજા સાથે લીંકન ગયાં. ત્યાંથી સર્વે સ્વર્ગવાસી **આલબર્ટ**ના જન્મનગર રોસેન્યુમાં ગયાં; અને જે ઓરડામાં **આલબર્ટ**નો જન્મ થયો હતો, તે ઓરડામાં તેની વિધવા રાણી તથા બાળકોએ તેનો જન્મદિવસ ગાળ્યો. અત્રે રાણીને મળવાને તેનાં દિકરી જમાઈ આવ્યાં હતાં. પ્રાણનાથનું જન્મસ્થળ જોવાથી રાણીએ પુષ્કળ અશ્રુપાત કીધો. ત્યાંથી નિકળી પૃશિયાના રાજા અને આસ્રીયાના મહારાજાની મુલાકાત લીધી-જોકે આરોગ્યતા સારી ન્હોતી. તા. ૭મી સપટંબરે સર્વે પાછાં ઇંગ્લંડ આવવાને નિકળ્યાં. અહિંયાંથી તેઓ થોડોજ વખત રહીને બેલમોર્લના મ્હેલમાં ગયાં. ત્યાં જઇને રાણીએ પોતાનાજ ખરચમાંથી પડાકૃતિનો સ્મરણસ્થંભ કરાવ્યો હતો તે ખુલ્લો મુકવાની ક્રિયા કીધી. આ સ્થંભ ત્રિશંકુ આકારનો છે, ને તેની આકૃતિ પીરામિડ જેવી છે. ઉંચાઇમાં ૩૦ ફીટ છે, ને તેપર આ પ્રમાણેનો લેખ કોતરેલો છે:-

महाशय अने पुण्यशाळी

# आलबर्ट

અતિ વલ્લભ રાજ્ઞીપતિના સ્મરણાર્થ

(આ સ્થંભ)

તેની ચૂર્ણ-હૃદયની વૈધવ્યવતિ રાણીએ

બંધાવ્યો છે.

આગષ્ટ ૨૧—૧૮૬૨.

"એ ટુંક કાળમાં સંપૂર્ણ બન્યો હતો,
જે (વસ્તુ) બહુ કાળે પ્રાપ્ત થાય તેવી છે;
એના પ્રાણાત્માએ પ્રભુને પ્રસન્ન કીધા,
તેટલા માટે આ પાપમય જગતમાંથી,
ત્વરાથી (પોતા) પાસે (પ્રભુએ) તેડી લીધો છે."

સોલોમનનું નીતિવચન.

આ સોલોમનનું વાકય યુવરાજ કુંવરીનું પસંદ કરેલું હતું. તા. ૧૫ મી સપટંબરે રાણીશ્રી ડયૂક અને ડચેસ ઑફ એથોલીને મળવા વ્હલેર ગયાં. ડયૂક અસાધ્ય રોગથી પિડિત હતો, પણ કઠાવટિએ પણ રાણીશ્રીનો સત્કાર કીધો તથા સફેત ગુલાબની ભેટ આપી, જે આપવાનો રવૈયો કદીમથી એથોલીના કુટુંબમાં ચાલ્યો આવતો હતો. રાણીશ્રી ડયૂકના ન્હાના ઓરડામાં ગયાં, જ્યાં મૃગયાનાં સઘળાં સાહિત્યો તૈયાર પડેલાં હતાં. જ્યારે એથોલિના ડયૂકને રામરામ કરવાને રાણીશ્રી તૈયાર થયાં ત્યારે રાણીશ્રી પોતે લખે છે કે "ઘણા આગ્રહથી નિર્બળ ડયૂક અને ડચેસ મારી સાથે સ્ટેશનપર આવ્યાં. સ્ટેશનપર તે ગાડીમાંથી ઉતર્યો, ચાલ્યો ને વાતો કીધી. હું ડચેસને પ્રેમથી ભેટી, ને ડયૂકને હાથ આપતાં કહ્યું કે "વ્હાલા ડયૂક! પ્રભૂ તમને સાનુકૂળ થાઓ." તેણે મારી રજા માંગી કે એ વરસપર જે માણસો અમારી સાથે હતા તેઓ જય

જય પોકારે. જે પછી સર્વેએ હર્ષગર્જના કીધી તે પછી ડયૂક વિદાય થયો." ડયૂક ઓફ **એથોલી** પાદના દરદથી બીજે વરસે મરણ પામ્યો હતો.

અકટોબરની તા. ૭ મીએ રાણીશ્રીને અકસ્માત્ થયો હતો. કુંવરી **હેલીના** તથા **એલીસ** સાથે રાણીશ્રી સ્કૉટલાંડના એલથનાગ્યુથેરકમાં ફ-રવા ગયાં. ગાડીવાન સ્મીથ હતો. એ મૈલ સુધી ગાડી અંધારામાં હાંકી ગયા પછી એક બાજુએ ફરતાં ગાડી ઉંધી વળી ગઇ ને બેસનારા-ઓને ગાડીમાંથી નાંખી દીધાં. રાણીશ્રીના હાથ તથા મોઢાંપર ઘણું વા-ગ્યું હતું. બંનો ઘોડા પણ ભૂમિપર પડી ગયા હતા, ને અતિ ઘણો ભયંકર બનાવ બનવાનો સંભવ હતો. **જોન બ્રાઉન** નામના ચાકરે નિરા-શામાં બુમ મારી કે "પ્રભૂએજ આપણાપર કૃપા કીધી ! આવી રીતે કોણ રક્ષણ કરી શકે? હું ધારતો હતો કે તમે સર્વે મરી ગયાં !" કુંવરી ગભરા-ટમાં હતી, પણ કંઇપણ ઇજા વગર બચી ગઇઓ. ઘોડાના તુરતજ બંધન કાપી નાંખ્યાં કે તુરત ઘોડા તટાર થયા. સર્વે પાછાં ગાડીમાં બેઠાં, પણ રાણી-શ્રીના મોંઢાપર ઈજા થઇ. અડધો કલાક અંધારામાંજ ચાલ્યા પછી પાછાં ઘેર આવ્યાં. બેલમોર્લમાં આ વાતની કોઇને પણ ખબર પડી નહિ. પૃ-શિયાના યુવરાજ તથા રાજકુંવર **લુઇસ ઓફ હેસીને** જ્યારે રાણીએજ એ વૃત્તાન્ત કહ્યું ત્યારે તેઓએ જાણ્યું.

થોડા દિવસ વિત્યાબાદ એબરદિનમાં પ્રાણનાથનું પુતળું ખુલ્લું મુ-કવા માટે રાણીશ્રી જાતેજ ગયાં; જો કે શરીરે તો તદન અશક્ત હતાં, પણ પોતાના પ્રાણનાથપર પ્રીતિ માટેજ જઈ શકયાં. પૃશિયાનો યુવરાજ-રાજકુંવર **હેસી**, કુંવરીઓ **લ્યુસી**, **હેલીના** ને કુંવરો **અર્થર**, **લિયાપોલ્ડ** પણં સાથે હતાં. એબરદીનના રાજમાર્ગમાં લોકોની સ્વારી મૌન્યવૃત્તિવાળી, શોકથી ભરપૂર હોય તેવી નિકળી હતી. રાણીશ્રીએ પોતાના પ્રાણનાથન મરણ પછી જાહેર કામમાં આ પેહેલવેહેલોજ ભાગ લીધો હતો, તેથી

ઘણા ઠંડા થઈ ગયા. જનસમાજ વચ્ચે મૂર્ત્તિ ખુલ્લી મુકવા પછી રાણીશ્રી ઘણાં નિરાશ ને હૃદયભંગ થઇ ગયાં હતાં.

સમચરીને દિવસે રાણીશ્રી સહકુટુંબ **આલબર્ટની** સમાધિમાં ગયાં હતાં, ને ત્યાં બહુ શાંત મનથી પ્રાર્થના કરી. એ પ્રમાણે હવે હંમેશાજ થાય છે. ચાકરનફરો પણ તેમાં ભાગ લે છે. મુખ્ય સમાધિ ઘણા મોટા દબદબાથી શણગારવામાં આવી છે, તેમાં જે જાતની ખૂબીઓ સમાવી છે તે બહુ મનપસંદ છે. જડાવ કામ પણ સારૂં છે ને નકસી ને ચિત્ર કામ તો સર્વોપરી છે. આ સમાધિ સ્થળ ચણાવવા માટે રાણીએ પોતાના ખાનગી ખરચમાંથી રૂ ૨૦૦૦૦૦૦નો ખરચ કીધો છે. તેમાં જે ચિત્ર કામ કરવામાં આવ્યું છે તેના નમુના મહારાણીએ પોતેજ ઉતરાવ્યા હતા. ત્યાં **આલબર્ટની** આબેહૂબ પ્રતિમા જોઇને પેહેલેજ મહારાણીશ્રી ઘણાં શાંત થઇ ગયાં હતાં.

યુવરાજ કુંવરને ત્યાં તા. ૮ મી જાનેવારી ૧૮૬૪ને દિને પુત્રજન્મ થયો ને રાજ્યનો સીધો વારસ જન્મ્યાથી રાણીશ્રીએ બહુ ઉત્તમ બતાવ્યો. આ જન્મ એવો તો અકસ્માત થયો હતો કે તેઓ ચકિતજ થયાં. કોઈપણ દાસી કે આયા પાસે ન્હોતી. પૌત્રનું નામ યુવરાજના લગ્નની સાલગિરીને દિવસેજ બકિંગહામના મ્હેલમાં **આલબર્ટ વિક્ટર** પાડયુ હતું. આ ટાંકણે પુષ્કળ અભિવંદન આવ્યાં હતાં. રાણીશ્રીની જન્મતિથિ પૂર્ણ પ્રેમ સાથે ૧૮૬૪માં પાળવામાં આવી હતી. અત્યાર સુધી સર્વ ધામ ધુમ બંધ હતી, તે આ વર્ષથી ખુલ્લી થઇ. તોપોની સલામતી, ને લશ્કરની કવાયત, રમ્મત ને ગમ્મત આજ વેળાએ ત્રણ વર્ષે થયાં હતાં. આગષ્ટમાં રાણીશ્રી બેલમોર્લ જવાને નિકળ્યાં, ત્યાં માર્ગમાં રાણીપતિની મૂર્ત્તિ પર્થનગરમાં ખુલ્લી મુકી. એ ટાંકણે ડયૂક અને ડચેસ ઓફ સેક્ષકોબર્ગ ને ગોથ સાથે હતાં. ૧૮૬૫ માં પ્રિન્સ આલફ્રેડ વયે આવ્યો ને ડયૂક ઓફ કોબર્ગે તેને પોતાના વારસ તરીકે ગણ્યો.

પ્રજાની કાળજી રાણીશ્રીના હૃદયમાં થોડી ન્હોતી! રેલવેમાં ઘણા અકસ્માતો બનવા માંડયા તેથી રેલવે કંપનીના ડાયરેકટરોને લખ્યું કે આ બાબતમાં તેઓએ ખુબ સાવચેતી રાખવી જોઇએ. આ ઉપર તાત્કાળમાં ધ્યાન આપવામાં આવ્યું ને રાણીશ્રીની કાળજીનાં વર્તમાનપત્રોએ વખાણ કીધાં.* આજ અરસામાં યુનાઇટેડસ્ટેટ્સના પ્રમુખ **ઇબ્રાહીમ લીનકનને** મારી નાંખવાના સમાચાર ઇંગ્લંડમાં મળ્યા ને રાણીશ્રી, આ ભયંકર બનાવથી ઘણાં શોકાગ્રસ્ત થયાં. રાણીશ્રીએ સ્વર્ગવાસી પ્રમુખની ભાર્યાનો દિલાસપત્ર લખ્યો. પાર્લામેંટે પણ એ બાબતમાં દિલગિરિ બતાવી ને રાણીની આખી પ્રજાએ તેમાં સારો ભાગ લીધો હતો.

આગષ્ટ માસના પ્રારંભમાં (તા. ૮ મીએ) રાણીશ્રી પાછા જર્મનીને પ્રવાસે નિકળ્યા, ને **લિયોપોલ્ડ** કુંવર તથા કુંવરી **હેલિના, બિયેટ્રીસ** તથા **લુસી** સાથે વુલવીચથી "આલબર્ટ," નામની યાટમાં ચઢયાં. ૧૧ મીએ કોબર્ગ પહોંચ્યાં ને ત્યાંથી સિધાં રોસેન્યુમાં ગયાં. અત્રે સ્વર્ગવાસી રાજ્ઞીપતિનો જન્મદિવસ પાળ્યો, ને મૈયતના સ્મરણાર્થે કાંસાનું પુતળું તૈયાર કરવામાં આવ્યું હતું તે ખુલ્લું મુકયું. તે ૧૦ ફીટ ઉંચાઇમાં છે, ને તેનો ખરચ બંધુપ્રીતિ દર્શાવવા **અરનેસ્ટે** આપ્યો છે. ક્રિયા થઇ રેહેવા પછી તે મૂર્त्तिની પ્રદક્ષિણા કરીને રાણીએ જેઠજીના હાથમાં પુષ્પગુચ્છ આપ્યાં; જે મૂર્त्तिના પગ પાસે મુકયાં. સઘળાં બાળકોએ પણ તેમજ કીધું. રાણીશ્રીની **આલબર્ટના** મરણ પછીની સ્થિતિ ભય ભરેલી હતી, પણ આવા મોટા મિલાવડામાં, પોતાની આસપાસ પુત્ર, પુત્રી ને પૌત્ર દોહિત્ર સર્વેને ફરી વળેલાં જોયાં ત્યારે તેઓનું દુઃખ ઓછું થયેલું જણાતું હતું. કુટુંબસુખમાં રાણીશ્રી સર્વોપરી હતાં. રોસેન્યુથી પાછાં ફરતા માર્ગમાં ઓસ્ટેન્ડમાં રાજા **લીયોપોલ્ડને** મળ્યાં.

---

* ભરતખંડની સરકારે આ દાખલો લેવો જોઇયે.

ઇંગ્લંડ આવીને સ્કૉટલંડ ગયાં. ત્યાંથી દુવાગીર ડચેસ **એથોલિને** મળવા ગયા. બંનો દુ:ખીએ દુ:ખીયાં મળ્યાં; ને તેથી સાથેજ શોક કીધો. તોપણ બેલમોલ કરતા અત્રે વધારે નિરાંત હતી. ડચેસ સાથે સાદું સૂક્ષ્મ ભોજન લેતાં ને સુખદુ:ખની વાર્ત્તા કરતાં હતાં, તેટલામાં થોડો ઘણો પણ અશ્રુપાત થતો હતો. વખતે ફરવા જતાં તો સરોવર, કુદરતી રચનાઓ વરસાદ તથા બરફનું પડવું જોઇનેજ આનંદ લેતાં હતાં. ચાહ પીતાં પક્ષીઓને નિરખતાં ને વાતો કરતાં તેમાંજ દુ:ખ નિર્ગમન થતું હતું. અત્રે રાણીશ્રી હતાં ત્યારેજ એમની પ્હેલી નોંધનું પુસ્તક છપાયું હતું. તેમજ રાજકુંવરી **હેલિના**ના વિવાહ કુંવર **ક્રિશ્ચન**, જે સોન્ડરબર્ગનો કુંવર હતો, તે સાથે થયાં. રાણીશ્રી અદ્યાપિ પર્યંત શોકમાં હતાં. આ ટાંણે અમેરિકાના દક્ષિણ ભાગ સાથની લડાઈ બંધ પડવાનો વખત પાસે આવ્યો હતો, તેથી સંતોષ પ્રાપ્ત થવાની વકી હતી, પણ તેટલામાં, જનપ્રિય લોર્ડ **પામ્સ્ટર્ન** મરણ પામ્યે ને તેના કરતાં મોટો ધા તો મામા રાજા **લિયોપોલ્ડ**નું મરણ, ૯ મી ડીસેંબરે થયું તે હતો. રાજા **લિયોપોલ્ડ** કંઇ માત્ર સગોજ નહોતો, પણ ઇષ્ટ મત્ર ને સાચો સલાહકાર હતો; ને તે સદાજ રાણીશ્રીના શ્રેયમાં તત્પર હતો. તેના મરણથી કેટલું લાગવું જોઇએ તે કેહેવાની કંઇજરૂર છેખરી?

વૈધવ્યવતી રાણી પોતે અદ્યાપિ પર્યંત ખુણો પાળતી હતી, પણ પ્રજાની કાળજી કંઇ કમી થઇ ન્હોતી. તેને માટે અહોનિશ ચિંતન કરતી હતી અને પોતાના કુટુંબસુખમાં અનિવાર દુ:સહ વિષાદ વિસરી જતી હતી. હૃદયવલ્લભના સ્વર્ગારોહણથી જગત્‌ના સર્વે મનોરથ વિષાદરૂપ થઈ પડયાં હતાં, તોપણ લોકવ્યવહારનું અનુવર્તન કરવુંજ જોઇયે; એમ માની વૈધવ્યવતિ રાણીશ્રી સ્ત્રીધર્મે રહિને એકાંતિક વૈરાગ્યગૃહસુખ ભોગવતાં હતાં

# પ્રકરણ ૧૩મું.

## ચરિત્ર ઉત્તર ભાગ.

ચરિત્રના રહસ્યનો ભાગ તો પૂર્વમાંજ ગયો છે. હવેનો ભાગ નિરસ છે, એમાંતો શંકા જેવું નથી. રામાયણના ઉત્તરકાંડમાં રામચંદ્રનું વૈભવ-સુખ છે, પણ અત્રેના ઉત્તરકાંડમાં તો તેથી ઉલટુંજ છે. અત્રે માત્ર બનાવોની નોંધ લીધી છે, કંઈ વર્ણનભાગ નથી, કે સુખલીલા ને વૈભવ-આનંદ પણ નથી. રાણીશ્રી ગૃહ અને રાજ્યમાં નિરત્સુકતાથી ભાગ લેતાં હતાં, છતાં પ્રત્યેક ક્ષણ નિશ્વાસ શિવાય જતી નહિ. તેઓએ દૈવયોગને આધિન વર્તવા શિવાય છુટકજ નહિ એમ માની મન વાળવા માંડયું.

### ૧—શોકમુક્ત થવું.

દર્શનોત્સુક પ્રજાને, પ્રાણનાથ આલબર્ટના સ્વર્ગારોહણ થયા પછી પેહેલવેહેલાંજ, પ્રસિદ્ધ રીતે જે દર્શન દીધાં તે ૧૮૬૬ ફેબ્રુવારીની તા૰ ૧૬મી એ હતાં. એ પ્રસંગે પાર્લામેંટ ઉઘાડવાને પેહેલવેહેલાંજ રાણીશ્રી બાહાર આવ્યાં. પ્રજાએ આ શોક તજવા માટે આગ્રહ કીધો હતો; ને રાણીશ્રી શોકમુક્ત થનાર છે તેથી તેના દર્શનમાટે બહુ આતુર એવી પ્રજા ઠઠબંધ ભેગી થઈ હતી. દિવાને આમમાં એ વેળાએ ઘણી સારી રચના થઇ હતી. સઘળા અમિરઉમરાવો અને ઊમરાવજાદીઓ પોતાના પુરતા ઠાઠમાં આવી હતી. પ્રથમ ત્યાં પ્રાર્થના થઇ ને પછી યુવરાજકુંવર પોતાની ભાર્યા સાથે આવ્યો; અને રાણીશ્રીના સિંહાસનની પડોસમાં બેઠો. પછી રાણીશ્રી પધાર્યાં. તેઓનો પોશાક સાદો શોકસૂચક

હતો. ધીમે પગલે, હૃદયભંગ હાલતમાં, નિશ્વાસ નાંખતાં તેઓ સિંહાસન નજીક ગયાં, એક પણ શબ્દ બોલ્યાં નહિ, માત્ર યુવરાજ પતિ સાથે સેકહેંડ કીધી. ઘેરા ધુમ્રવર્ણનો પ્હેર્યો ઝભ્ભો હતો, ને શ્વેત ફીતવાલી ટોપી હતી; ને ગળે કાલર વિટાળ્યો હતો તે શિવાય બીજું કંઈપણ જાણવા જોગ ન્હોતું. રાજ્ય સંબંધી કામકાજ ચાલ્યું ત્યારે તેઓ મૌન્ય ધારણ કરીને, જાણે પોતાના પતિ માટેજ વિચાર કરતાં હોય તેવાં બેસી રહ્યાં હતાં. એક કવિ કહે છે કે:–

હૃદય થયું છે શૂન્ય, દુઃખના દા'ડા દોહિલા;
મૂખે લીધું મૌન્ય, પિયૂ વિના શું બોલવું ?

એવીજ સ્થિતિમાં રાણીશ્રી ત્યાં બેઠેલાં હતાં. લોર્ડ ચેન્સેલરે રાણીશ્રી તરફનું ભાષણ વાંચ્યા પછી તે નામદાર મંદમંદ પગલે સિંહાસનપરથી ઉતર્યાં, યુવરાજને મળ્યાં, ને પછી વિદાય થયાં. એજ સમયપર 'આલબર્ટ મેડલ' એવા ચાંદો પ્રાણનાથની યાદગીરીમાં કાઢયા. પાંચવર્ષમાં પેહેલીજવાર તા૦ ૧૩મી માર્ચે એલ્ડરસાટમાં સૈન્યની કવાયત્ત કરાવી. સાથે કુંવરી **હેલિના** ને કુંવર **હોહિનલોહિ** હતાં. ત્યાં જોવા જોગ સ્થળે ફર્યાં અને બીજી વારપણ કવાયત્ત કરાવી હતી. આજ વર્ષમાં અમેરિકાના **જ્યાર્જ પિબડી** નામના દાનેશ્વરીએ ગરીબ ગુરબાંઓના રક્ષણ માટે ઈંગ્લંડમાં પચાસ લાખનું દાન કીધું. જેમાંથી ગરીબ ગુરબાંઓને રેહેવાનાં મકાનો બાંધવામાં આવ્યાં છે. આ તેના દાન માટે રાણીશ્રીએ પોતાની ખાસ તસબીર રંગમાં રંગેલી ભેટ આપવા ચાહ્યું. વળી બેરોનેટનું કે ગ્રાંડ ક્રાસનું પદ પણ આપવાની ઇચ્છા બતાવી, પણ તે લેવાને તે નિરાભિમાની દાતાએ નાપાડી. આના સંબંધમાં જ્યારે કંઈપણ ભેટ લેવાને તે નારાજ હતો, ત્યારે માત્ર રાણીશ્રીએ તેનો બહુ મોટો ઉપકાર માન્યો. **જયોર્જ પિબડી** યુનાઇટેડસ્ટેટ્સનો રહિસ હતો, ને તેનાં પરોપકારનાં કામો બહુ વખણાય છે.

વરસની અધવચમાં બે રાજવંશી લગ્ન થયાં હતાં. તા૦ ૧૨મી જુને કુંવરી **મેરી કેમબ્રિજ**નાં લગ્ન કુંવર **ટેક** સાથે થયાં. આ સમયે રાણીશ્રી ત્યાં પધાર્યાં ખરાં, પણ શોકમાંજ રહ્યાં. તા. ૫મી જુલાઇએ રાણીશ્રીની ત્રીજી કુંવરી **હેલીના**નાં લગ્ન રાજકુંવર **ક્રિશ્ચન** **ઓફ્ સ્કેલ્સવિગ–હોલ્સટીન** સાથે વિંડસરગઢના સેંટજયોર્જના દેવાલયમાં થયાં હતાં. વર છત્રીસનો ને કન્યારાણી ૨૧ વર્ષની વયની હતી. આ વખતમાં જર્મનીમાં લડાઇનો રણકો ઉઠયો હતો તેમાં રાણીના બે જમાઇઓ સામી પક્ષમાં હતા. એજ અરસામાં કુંવરી **એલીસે** ત્રીજી પુત્રીનો જન્મ આપ્યો; જોકે આ વખતે કુંવર **લુઇસ ઓફ્ હેસી** રણસંગ્રામમાં હતો, જે વેળાએ **એલીસે** બહુ કાળજી બતાવી હતી. એ લડાઇમાં આસ્ત્રીયા હાર્યું. પૃશિયાએ જીતમાં હોનોવર, હેસી કેસલ, પોતાના રાજ્યમાં જોડી દીધાં.

અકટોબર માસમાં એબરદીનની વસ્તીને અગાડી ૬૦૦૦૦ ગેલનપાણી આપવામાં આવતું, પણ દી નદીમાં બાંધકામ કીધાથી ૬૦૦૦૦૦ ગેલન પાણી મળે તેવો બંદોબસ્ત કીધો હતો, તે બાંધકામ ખુલ્લું મુકવાની ક્રિયા સ્વહસ્તે કીધી. એ સમે એબુરદીનની પ્રજાએ એક માનપત્ર આપ્યું, ત્યારે ઘણા મંજુળ સ્વરે, **આલબર્ટ**ના સ્વર્ગવાસ પછી પેહેલીજવાર રાણીશ્રી બોલ્યાં; તેમાં જણાવ્યું કે પ્રજાની આરોગ્યતામાં પાણી એ મુખ્ય છે, તે મળવું અવશ્યનું છે, ને તે પૂરૂં પાડવાથી, કોઇપણ રાજા કે ગૃહસ્થ પુણ્ય હાંસલ કરે તેવું ઉત્કૃષ્ટ ધન એ છે.

૧૮૬૭ની પાર્લામેંટ પણ રાણીએ જાતેજ ઉઘાડી હતી. સુધારાનો સવાલ ઘણા જોસ સાથે દેશમાં ચરચાતો હતો. પ્રજાના મોટા ભાગનું મન સુધારાપર હતું; પણ કોનઝરવેટીવો ફાવ્યા ને સુધારો સુધારાની જગે રહ્યો.

રાણીશ્રીએ પોતાના પ્રાણનાથનું બાળચરિત્ર લખવાનું કામ લેફ્ટેનંટ

જનરલ **સી. ગ્રે**ને સોંપ્યું હતું, તે કામ તેણે આ વરસમાં પૂરૂં કીધું. પોતાનો પતિધર્મ બજાવવામાં રાણીએ કંઇપણ ઓછું રાખ્યું નથી. આ ગ્રંથ બનાવાનાં સઘળાં સાહિત્યો રાણીશ્રીએ પૂરાં પાડયાં હતાં, અને જે ધર્મ બજાવવા જોઇયે તે કરતાં પણ ઉત્તમ સ્ત્રીને યોગ્ય સ્ત્રીધર્મ બજાવ્યો હતો. સઘળી દેખરેખ, રાખવામાં, ને પોતાનું પવિત્ર કામ પૂરૂં કરવામાં જે શ્રમ દેવીએ લીધો છે તેવો કોઈ પણ લેશે નહિ એમ ખાત્રીથી બોલાયું છે. એ ગ્રંથમાં પ્રાણપ્રિય **આલબર્ટ**નો પ્રેમ ને તેનો વિરહ ને બાળકોની કેળવણી એ સઘળું દર્શાવ્યું છે, તે સાથે પ્રજાને એટલું પણ બતાવ્યું છે કે રાણીપતિના ઉપકાર નીચે તે કેટલી છે. એ કાર્યકરવામાં રાણીનો પોતાનો ઘણો સરસ દાખલો છે, જેવો દેશી રાજારાણી કદી પણ આપી શકે નહિ.

મે માસમાં કળાકૌશલ્યગૃહનો પાયો કેન્સિંગ્ટન ગોરમાં નાંખ્યો હતો જેનું નામ હમણા 'રૉયલ **આલબર્ટ** હૉલ' રાખ્યું છે. એમાં સભાઓ કળાકૌશળ્યના કામ માટે મળેછે; સંગીતના જલસાઓ થાય છે, ને જાહેર ઇનામો, અપાયછે. રાણીશ્રી, કુંવરી **બિએટ્રીસ** અને **લુસી** તથા કુંવર **લિયોપલ્ડ** અને **ક્રિસ્ચન** સાથે ત્યાં ગયાં હતાં, જે વેળાએ સામો સત્કાર કરવાને યુવરાજ, **ડ્યૂક ઑફ એદીનબરો** વિગેરે આવ્યા હતા. રાણીએ વૈધવ્યવતિ ટોપી ને ઝભ્ભો પેહેર્યો હતો. યુવરાજે સત્કાર કરીને પોતાના હાથમાંનો ગોટો ભેટ આપ્યો. રાણીએ પોતાના બંનો પુત્રોને પ્રેમચુંબન લીધું, ને સઘળા સમાજે જયજયકારના પોકારથી સર્વેને વધાવી લીધાં. રાણીએ સર્વે પ્રત્યે ભાવ બતાવ્યો. યુવરાજે માનપત્ર આપ્યું, જેનો ઉત્તર મંજુળ સ્વરે રાણીશ્રીએ આપ્યો. રાણીશ્રીએ જણાવ્યું કે સ્વર્ગવાસીનો જે વિચાર હતો તેજ આ પાર પડે છે, ને તે કળાકૌશાલ્યની વૃદ્ધિને અર્થે એટલો બધો અગત્યનો છે કે એ આબાદ થવાથી દેશને મોટો લાભ થશે. ત્યાંથી પાછાં વિંડસર આવ્યાં. જુનમાં ત્યાં રૂશિયાની રાણી—વેહેવાણ—રાણીશ્રીને મળવા આવ્યાં. બીજે માસે તુરકીનો

સુલતાન આવ્યો હતો. બિલોરી મેહેલ આદિ કેટલેક સ્થળે રાણીશ્રીએ તેઓના સન્માનાર્થે ક્રીડા કરાવી હતી. માત્ર સ્પાઇટ્‌હેડની નૈકાવ્યૂહરચનામાં હવાએ ઘણુ બગાડયો હતો. સુલતાન તો આ માનથી ગર્વવંત બની વિદાય થયો હતો. સુલતાન ગયો તેને આગલે દિવસે ફ્રેન્ચ શાનશાહ **નેપોલિયન** ઓસર્બેન આવ્યો હતો.

આગષ્ટમાં ઘણે લાંબે વખતે દેવી બેલમોરલ્ ગયાં. માર્ગમાં ફ્લોર્સગઢમાં ડ્યૂક અને ડચેસ ઓફ્ **રોક્ષબર્ગ**ને મળ્યાં. ડ્યૂકે ઘણા સારા સન્માનથી રાણીશ્રીને આવકાર દીધો. તે સમેનો ઠાઠ અનૂપમ હતો. ૫૦ સૌંદર્યવાન્ સ્ત્રી ઠાઠમાઠ કરી, રાજસ્વારીને, એકજ જાતના સફેત પોશાકમાં માન આપવા આવી હતી. તેઓનો સઘળો દેખાવજ દિવ્ય હતો. માર્ગમાં રાણીશ્રીને પુષ્પથી વધાવવામાં આવ્યાં હતાં. રાત્રિના દિવાદાંડી ને મીનારાઓપર રોશની થઇ હતી; જે દેખાવ સરસ હતો; ને હવાઇઓ વગેરેની આતસબાજીનો અચ્છો રંગ ઝામ્યો હતો. ત્યાંથી એબોટસફોર્ડ ગયાં, ને **સર વોલટર સ્કાટ**નો જયસ્થંભ નિહાળ્યો. ત્યાંથી બૅલમોરલ્ ગયાં. અત્રે પેહેલાં જેવું કાંઇ દિસતું નહોતું. સઘળું શૂન્ય ભાસતું હતું, ને, સઘળે એકાંત ને વૈરાગ્યવાળું જણાતું હતું. ત્યાં શોકમાંજ રાણીશ્રીએ વાસ કીધો હતો, ને સાધુવૃત્તિથી રેહેતાં હતાં, પણ ઘણા સ્નેહાળના મનરંજન અર્થે કદી કદી આસપાસ જતાં હતાં. અત્રે રાણીપતિનું બાવલું તા૦ ૧૫મી અકટોબરે ખુલ્લું કીધું. બેલમોરલ્ છોડતાં રાણીશ્રી રડયાં ને પ્રિયનાથને બહુ સંભાર્યો.

ફીકું જગતનું સુખડું, નિકી ન લાગે વાત;
ભાસે શૂન્ય દશેદિશા, ગયો **અલબર્ટ** નાથ.

## ૨–બહુ બનાવો–યુવરાજની માંદગી.

ઐરિશ પ્રજા તરફથી એક માનપત્ર, જેપર ૨૨૬૦૩ મનુષ્યોની સહી હતી, તે ૧૮૬૮ના પ્રારંભમાં મળ્યું હતું, ને તેમાં ફ્રિનિયન કાવત્રાં અને ક્લેરકનવેલમાં થયેલા તોફાન માટે શોક બતાવ્યો હતો. મે માસમાં પાર્લામેંટમાં મી૰ ગ્લાડસટનના ઐરિશ ચર્ચના સુધારા સંબંધી બીલમાં સરકારની હાર થઈ ને મી૰ ડીઝરાયલીના પ્રધાનમંડલે રાજીનામું રજુ કીધું, તે એવી રીતે કે જો રાણીશ્રી કાંઇ પણ પ્રકારે એ બાબતનો નિવેડો લાવે તો તેઓ પોતાનું રાજીનામું પાછું ખેંચી લે. મી૰ ગ્લાડસટન અને બીજા-ઓ રાણીશ્રીની સામા ઘણી રીતે થયા હતા.

ડયૂક ઓફ એડીનબરો જે પોર્ટ જેકસન (ન્યુ સાઉથ વેલ્સ)માં નાવિકોના મેમાન તરિકે મોજ મેળવતો હતો, તેવામાં તેનાપર **ઓફેરલ** નામના એક ગાંડાએ ગોળી મારી તેથી ઇંગ્લંડમાં ભય પથરાયો હતો. ગોળી નુકશાનકારક ન્હોતી ને તે પાછી કાઢવા પછી આઠ દિવસમાં ડયૂક આરોગ્ય થયો. ૧૩ મી મેએ રાણીએ સેંટ થોમસ ઇસપિટાલનો પાયો નાંખ્યો, ત્યાં માનપત્રમાંજ ડયૂકને મારવામાં આવેલી ગોળીના સંબંધમાં પ્રજાએ દિલગિરી પ્રદર્શિત કીધી હતી. ૨૦ મી જુને વિંડસરની કુંજમાં ૨૦૦૦૦ વોલનટિયર સિપાઇઓની કવાયત કરાવવામાં આવી હતી. એ દિવસ તેહેવાર તરીકે પાળવામાં આવ્યો હતો.

સ્વિટઝરલાંડની યાત્રાએ રાણીશ્રી ૫ મી આગસ્ટે કાઊંટેસ ઓફ કેન્ટના નામે ગયાં હતાં. માર્ગમાં પેરીસમાં અંગ્રેજી એલચી ખાતામાં રહી, શાનશાહબાનુ **યુજીની**ની મુલાકાત લીધી. ત્યાંથી લ્યુસર્ન ગયાં. અત્રે કુંવર **લિયોપોલ્ડ** અને કુંવરી **લુસી** અને **બિયેટ્રીસે** પોતાને રેહેવાને એક પર્ણકુટી નામે-'વોલેસ'-ઘણી રમણીય બનાવી હતી.

એ પર્ણકુટી એક ટેકરી ઉપર છે. આસપાસનો દેખાવ ઘણો સરસ છે. આખું નગર ત્યાંથી જણાય છે. સેંટ ગોથાર્ડનું હિમવત્ સરોવર અને આલ્પ્સની હારોથી ત્યાંનો દેખાવ એટલોબધો રળિયામણો લાગે છે કે તે છોડવું કોઈને ગમે તેમ નથી. ઝીણી ઝીણી હીમની રજકણો જ્યારે પડે છે ત્યારે તેઓને સ્કૉટ્લંડનો બેલમોરલ્નો મ્હેલ યાદ આવતો હતો. અત્રેજ, રાણીશ્રી એક માસ સ્વસ્થપણે, કુટુંબસુખ ભોગવતાં રહ્યાં. સ્વિટ્ઝરલાંડની આ જગ્યા છોડવી રાણીશ્રીને ગમી નહિ. પણ ઘણો વખત થયાથી પાછાં ફરીને ૯ મીએ નિકળી ૧૧ મીએ વિંડસરગઢ આવી, ૧૪ મીએ બેલમોરલ્ ગયાં. વનવાસિન્ તરીકે અત્રે ઘણાક પ્રકારે મોજ મેળવી હતી, ને પોતાની વાટિકા અને કુંજોમાં ફરીને ઘણી ગમત સાથે આનંદ પ્રાપ્ત કીધો હતો. અત્રે રાણીશ્રી એક વખતે એક ઝુંપડામાં ગયાં, ત્યાં એક વનવાસિન્ મરણકાંઠે પડયો હતો. તેની પાસે રાણીશ્રી જાતે જઈને બેઠાં, ને તેના માથાપર હસ્તકમળ ફેરવી તેને શાંતિ આપી. ઘણેક પ્રકારે પેલા માણસને બોધ આપ્યો, અને ઇશ્વરપર આસ્થા રાખવા સંબંધી ઘણીક વાર્તાઓ કહી સંભળાવી. આ એક રાણી, પોતાની પ્રજાના એક ક્ષુદ્ર પ્રાણી સમક્ષ પ્રેમ ભરેલા અંતઃકરણથી બેસી ઇશ્વર પ્રાર્થના કરે ને કરાવે તે બહુ ચમત્કારિક બનાવ હતો. જોઈએ તો દેવળમાં કે જોઇએ તો એકાંતમાં, જોઇએ તો એક ક્ષુદ્રની પર્ણકુટીમાં કે શ્રીમંતના મહેલમાં પણ મનુષ્યહૃદયહારિન્ રાણીશ્રીએ બહુ પ્રકારે મનુષ્યકલ્યાણ કરવામાં પ્રયત્ન કીધો છે.

૧૮૬૮ ની આખરે રાણીશ્રીની નોંધોનું મુખ્ય પુસ્તક બહાર પાડવામાં આવ્યું હતું. એમાં કંઈ ઐતિહાસિક અદ્ભૂત બનાવો કે રાજકીય મોટી મોટી બાબતો નથી, પણ તે સાદું ને સુતરૂં છે, અને એક સાધારણ નોંધ છે, પણ વાંચવા યોગ્ય છે. પ્રથમ એ નોંધ કંઇ પ્રૅકટ કરવાનો વિચાર ન્હોતો; પણ રાજ્ઞીપતિના મરણ પછી, પોતાના પ્રાણનાથના વર્તન સંબંધી

ઇંગ્લંડને ઘણુંક જાણવામાં આવે તેટલા માટે એ તૈયાર કીધું હતું. એ ગ્રંથની એક નકલ ચાર્લ્સ ડીકન નામના પ્રખ્યાત ગ્રંથકર્તાને રાણીએ મોકલીને તેપર લખ્યું કે "એક ક્ષુદ્ર લખનારની એક શ્રેષ્ટ લખનારને ભેટ." રાજ ગર્વ કયાં છે? રાણીશ્રીમાં તો તે નથીજ.

લંડન શેહેરની થેમ્સ નદિનો નવો પુલ ઉઘાડવાને માટે તા૦ ૬ ઠી નવંબર ૧૮૬૯ને દિને રાણીશ્રી ત્યાં ગયાં હતાં. તત્સમે લંડનના નાગરીકોએ અત્યુત્તમ માન આપ્યું હતું. પોતાના રાજવંશીને તે પુલ ખુલ્લો મુકતો જોઈ પ્રજાએ જયજયકાર કીધો. પછી હોલબર્નની ટેકરીપરની ફ્લિટ ખીણનો પુલ ખુલ્લો મુકયો હતો. લોર્ડ મેયરે એક જ્યાફ્ત આપી હતી. ભોજન મંડળીપર રાણીશ્રીને માન આપવામાં આવ્યું હતું. ૧૮૭૦ ના મેમાં રાણીશ્રીએ લંડનની સર્વવિદ્યોત્તેજકાલયનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કીધી. રાણીશી રાજગાદિ-પતિ થયાં ત્યારથીજ સર્વવિદ્યોત્તેજકાલયે કેળવણીનો વિસ્તારથી ફેલાવો કરવા માંડયો છે, ને તે સારી સ્થિતિમાં આવ્યું છે. પાર્લામેંટે તે માટે પૈસા આપ્યા હતા. લોર્ડ ગ્રાનવિલે, યુનિવરસીટીના ચાન્સેલર તરીકે રાણીશ્રીનું માનપત્ર વાંચ્યું હતું. એ સમયે આપણા દેશના જાણિતા બાબુ કેશવચંદ્રસેનને માટે ત્યાં હાજર થયેલા લોકોએ હર્ષગર્જના કીધી હતી. એજ વરસમાં ફ્રાન્સ અને જર્મની વચ્ચે યુદ્ધ શરૂ થયું, જેમાં રાણીશ્રીના બે જમાઇયો જર્મની તરફ હતા. લડાઇમાં ફ્રાંસના રાજાની હાર થઈ ને તે ઇંગ્લંડમાં દેશવટો લઇને રહ્યો. રાણીશ્રીએ પોતાની બેહેનપણી યુજીનીને ઘણી મદદ કીધી ને તેની મુલાકાત પણ લીધી.

આગલે વરસે બેલમોરલ્‌માં રાણીશ્રી હતાં ત્યારે તેઓને સરોવરોની લીલા ને ધુમસ હીમના પડવાથી ઘણી મઝા મળી હતી, તેમજ ભાતભાત-ના દેખાવથી પણ ગમત મળી હતી; તેથી આ વરસે પાનખર રૂતુમાં ત્યાં ગયાં. ત્યાં કુંવરી લુસીના વિવાહ ડયુક ઓફ આરગાઇલના વડા પુત્ર માર-કિવસ ઓફ લોર્ન, કે જેને બાલ્યાવસ્થામાં રાણીશ્રીએ રમતો જોયો હતો,

તે સાથે થયાં. રાણીશ્રી લખે છે કે "હમે ઘેર સાત વાગે ગયં. લુસીએ ધસી ધસી ઘરમાં આવીને શરમાળ ચેહેરે મને કહ્યું કે 'આજે મને લોર્નએ પોતાનો પ્યાર બતાવ્યો ને મારા હાથની માગણી કીધી; અને મે એવી આશાથી હા કહી કે તમો કબૂલ કરશો.' જો કે આ કંઇ નવી વાત ન્હોતી, પણ એ વળી મારી પાસથી જશે એ વિચારથી દિલગીર થઇ. મેં સ્વાભાવિક રીતેજ હા પાડી ને પ્રાર્થના કીધી કે તે સુખી થાય." ડા૦ મેકલિયોડે રાણીશ્રીને કહ્યું, કે તે ઘણો વખત થયા લોર્નને પીછાને છે, તે "કુળીન, સુંદર ને ઊંચ લાગણીનો છે."

૧૮૭૧ની ૯મી ફેબ્રુવારીએ પાર્લામેંટ ઉઘડી હતી ને લોર્ડ ચાન્સેલરે રાણીનું ભાષણ વાંચ્યું હતું. તેમાં લુસી-લોર્નનાલગનની વાત મુખ્ય હતી. ૨૧મી માર્ચે લુસી-લોર્નનાં લગ્ન સેંટ જ્યોર્જ ચેપલના દેવાલયમાં થયાં. ક્રિયા ઘણા ભભકાપર થઈ હતી. ડ્યૂક ઓફ આરગાઈલે પોતાના પોશાકથી સજ્જનોનાં ઘણાં મન હરી લીધાં હતાં. વરરાજા પણ ફાંકડો બન્યો હતો. રાજકુટુંબના સઘળા ગૃહસ્થો અત્રે આવ્યાં હતાં. કન્યારાણીની પડોસમાં રાણીશ્રી, યુવરાજ ને તેનો કાકો ડ્યૂક ઓફ ગોથ હતો. કુંવરીની સખીઓ સફેત સાટીનના પોશાકમાં આવી હતી; ને કન્યાનો પોશાક તો અતિ ભભકાપર હતો. તેમાં ઘણાક પ્રકારની કારિગિરી ને ગુંથણી હતી, ને વેલદાર બુટ્ટાઓનો બહાર ફક્કડ દિસતો હતો. રાણીશ્રીએ જાતે કન્યાદાન દીધું હતું; અને સર્વ કર્માંતર પૂરૂં થયા પછી રાણીશ્રી તુરતજ પોતાની દીકરીને પ્રેમથી ભેટયાં. વિંડસર થઈ ક્લેરમોંટમાં આનંદમાસ ભોગવવાને વરકન્યા ઊપડી ગયાં.

લંડનનો આલબર્ટ હૉલ ખુલ્લો મુકવાની ક્રિયા રાણીએ તા૦ ૨૯મી માર્ચે કીધી હતી; જે સમયે ૮૦૦૦ માણસો, અને સઘળું રાજકુટુંબ હાજર હતું. જેવાં દ્વારપતાકા નીચે રાણીશ્રી આવ્યાં કે મંડળી ઉભી થઈ અને પ્રેમપૂર્વક નમન કીધું, ને વાજીત્રે 'પ્રભુ રાણીશ્રીનું રક્ષણ કરો' તે ગીત ગાયું.

માનપત્રના પ્રતિઉત્તરમાં યુવરાજે રાણીવતિ ઉત્તર દીધો કે **આ મેહેલ બંધાયે** તે માટે તે પૂર્ણ સંતોષી છે. લંડનના પાદરીએ **પ્રાર્થના કીધી, તે પછી** મેહેલ ખુલ્લો મુકયો; જે વેળાએ બહુ મોટી હર્ષગર્જના **થઈ રહી. આ** મેહેલ બાંધવાનો ખરચ વીસ લાખનો થયો છે. અપ્રેલ માસમાં **રાણી** શ્રીએ ફ્રાન્સનાં પદભ્રષ્ટ રાજારાણીની મુલાકાત લીધી. **નેપોલિયન** તનેમને બહુ નિર્ગત થયો હતો, પણ રાણીશ્રીના આ મૈત્રીભાવથી બહુ રાજી થયો ૨૧ મી જુને સેંટ થોમસ હસપીટાલ ખુલ્લી મુકવાની ક્રિયા કીધી.

પાનખર રૂતુ તો બેલમોરલ્માંજ ગાળી હતી. ત્યાંથી ૨૫ મી નવંબરે પાછાં વિંડસર આવ્યાં. અત્રે આવ્યાં તેવામાંજ યુવરાજને ઝેરી તાવ લાગુ પડયો હતો. સેન્ડ્રીગહામમાં યુવરાજ હતો, ત્યાંજ રહીને કુંવરી **બિયેટ્રીસ** પોતાન ભાઇની બરદાસ્ત કરવા લાગી. આખા રાજમાં દિલગિરી ઉત્પન્ન થઈ. તાવ ચઢ ઉતર હતો, પણ ૮મી ડીસેંબરે ઉથલો ખાધો, ને યુવરાજની આરોગ્યતા ભય ભરેલી જણાઇ. એથી સર્વે કોઈ બેચેન થયું. કલાકે કલાકે આરોગ્યતાની ખબર ચોમેર ફેલાવવામાં આવતી હતી; કેમકે પ્રજાને ઘણી ચટપટી થતી હતી. રાણીની ઇચ્છાથી યુવરાજની આરોગ્યતાને માટે એક ખાસ પ્રાર્થના તા૦ ૧૦મીએ ઈંગ્લંડનાં તમામ દેવાલયોમાં કરાવવામાં આવી. તા. ૧૪ મી ડીસેંબર સુધી આરોગ્યતા ભય ભરેલી હતી. એ દિવસ રાણીપતિની સંવત્સરીનો હતો. પછી યુવરાજની આરોગ્યતા ધિમેધિમે સુધરવા લાગી. ૧૯ મીએ ઘણી સારી તબિયત જણાઇ ત્યારે રાણીશ્રી પાછાં વિંડસરમાં પોતાને મ્હેલે આવ્યાં, ને ૨૬ મીએ પ્રજા સમસ્તને માટે આ પ્રમાણે પત્ર લખ્યો.—"પોતાના પ્રાણસમાન વહાલા પુત્ર પ્રિન્સ ઑફ્ વેલ્સની માંદગીમાં પ્રજાએ જે લાગણી પ્રદર્શિત કીધી છે, ને તેનુ ક્ષેમકુશળ ઈચ્છયું છે તે માટે રાણીશ્રી ઉપકાર માને છે. પ્રજા સમસ્તે અને તેની વહાલી પુત્રીઓએ આ ભયંકર શોકકારક અને દયામણી હાલત વખતે



QUEEN VICTORIA.

રાણી શ્રી વિક્ટોરિયા.

જે માયા ભાવ, યુવરાજ તરફ બતાવ્યાંછે તે તેના હૃદયમાં કોતરાઈ રેહેશે. આ કંઈ નવું નથી, પણ દશ વરસપર રાણીશ્રીના ડાહ્યા, માયાળુ, ને ચતૂર પ્રાણનાથ આવી માંદગીમાં પડયા હતા ત્યારે પણ પ્રજાએ એવીજ લાગણી દર્શાવી હતી. પ્રજાએ રાજભકિત ને માયા મમતા બતાવ્યાં છે તે માટે પોતે આભાર માને છે, તેમજ રાણીશ્રી વળી પ્રિન્સ ઑફ વેલ્સ તરફથી પણ પ્રજાનો ઉપકાર માનતા છેલ્લે જણાવે છેકે રાણીશ્રી પૂર્ણ આશા રાખેછે કે તેના વહાલા પુત્રની સંપૂર્ણ આરોગ્યતા માટે હજી પણ પ્રજા પ્રાર્થના કરશે."

યુવરાજ પુત્ર આરોગ્ય થયો, તેથી પ્રજાએ માન આપવા, ને પ્રજાને માન આપવા તા૦ ૨૭મી ફેબ્રુવારીએ એક મોટો તેહેવાર પાળવામાં આવ્યો હતો. એ સમયના દેખાવ જેવો દેખાવ, કેહેવાય છે કે, કદી થયો નથી. સેંટપાલના દેવાલયમાં મોટી પ્રાર્થના થઇ હતી. ત્યાં રાણીશ્રી કુંવરી **બિયેટ્રીસ** સાથે ગયાં હતાં. માર્ગમાં "પ્રભુ રાણીનું રક્ષણ કરો," "પ્રભુ પ્રિન્સ ઑફ વેલ્સને આશીશ દો!" એવા હજારો પોકારો થતા હતા. રાણીશ્રી તથા યુવરાજે પ્રજાનો ઉપકાર માનવાને માટે ટોપી ઉતારી તે મુકવાનો સમયજ આવ્યો નહિં! સેંટપાલના દેવળમાં ૧૩૦૦૦ માણસો ભેગા થયા હતા. રાજકુટુંબને બેસવા માટે જે જગ્યા નિર્માણ કીધી હતી, ત્યાં રાણીશ્રીની જમણી બાજુએ યુવરાજપત્નિ ને ડાબી બાજુએ યુવરાજ, રાણીશ્રીના હાથમાં હાથ ધાલીને આવ્યાં હતાં. પ્રથમ ગાયન થયું, ને પછી પ્રાર્થના કરવામાં આવી. તેજ રાતના આ આનંદમાં લંડન નગર રોશનીથી ઝલાંઝલાં થઈ રહ્યું હતું. બીજે દિવસે રાણીશ્રીએ પ્રજાનો પૂર્ણ આભાર માનવાનો પત્ર પ્રસિદ્ધ કીધો.

આ બનાવને બે દિવસ વીત્યા પછી રાણીશ્રી સંઝયાટાંણે ફરવા જતાં હતાં તેવામાં એક કુંજમાંથી એક છોકરો નિકળી આવ્યો, ને એક હાથમાં પત્ર ને બીજામાં પીસ્તોલ બતાવી ગાડીપર ચઢી આવ્યો. રાણીશ્રી ચમકયાં,

પણ શાંત રહ્યાં. તુરતજ તે છોકરાને **જોન બ્રાઉને** પકડયો. પિસ્તોલ વગરગોળીની હતી. તે છોકરા પાસથી એક અરજી પણ હાથ આવી. તેની અરજીમાં એક ફિનિયન કેદીને છોડવાની વિનંતિ હતી. તે ઐરીશ હતો ને નામે **અર્થર ઓકોનર** હતો;વયે ૧૭નો હતો.પ્રજામાં આ સમાચારથી મોટી ગડબડાટ થઈ રહી અને પ્રભૂપ્રાર્થના પણ કરવામાં આવી. **ઓકોનર**ની તપાસ થઈ ને એક વરસના કેદખાના સાથે ફટકા બાંધી મારવાની શિક્ષા થઈ. **જોનબ્રાઉન**નો આભાર માનવા સાથે તેને સારી બક્ષીસ આપી.

જુન માસમાં રાણીશ્રી બેલમોરલ્ હતાં ત્યારે તેના એક અંતરના સ્નેહી, મિત્ર, ગુરૂ ને સલાહકાર ડા. **મેકલિયોડ**ના મરણ પામવાના સમાચાર મળ્યા, જે જાણતાં બહુ શોકવંત થયાં. રાણીશ્રી કહે છે કે, "ડા. **મેકલિયોડ** કરતાં વધુ કોઈપણ વિશ્વાસ ને પ્રેમ મેળવી શકશે નહિ. તેની આસ્થા મજબૂત હતી, ને તેનું હૃદય મોટું હતું, જેથી રંક કે રાય, ક્ષુદ્ર કે શ્રેષ્ટ સર્વે તેના તરફથી સારી રીતે રૂડી સલાહને પામતા હતા. હું તેને કેવો ચાહતી હતી, તેની સલાહ પુછતી હતી, મારો શોક ને મારી ચિત્તોદ્વેગવૃત્તિ દર્શાવતી હતી! પણ હાય! આ શ્રેષ્ટ મનુષ્યની વર્તણુકનો ખ્યાલ આપવાને હું કેટલી અશક્ત છું."

રાણીપતિની યાદગીરી, જે હાઈડપાર્કમાં ઉભી કરવામાં આવી છે તેના દર્શન માટે રાણીશ્રી ને તેના કુંવરકુંવરી જુલાઇમાં ત્યાં ગયાં હતાં. તેની બેઠક સાથે આ પ્રતિમા ૧૮૦ ફીટ ઉંચી છે, ને તે ઘણી સુંદર, આબેહૂબ છે. ૧૮૭૨ના સપટંબરની આખરે દેવીની સાવકી વિધવા બેહેન મરણ પામવાના સમાચાર મળ્યા. રાણીશ્રીને તેથી ઘણી દિલગિરી થઇ; કેમકે આ બન્ને બેહેનોને ઘણો પ્યાર હતો. ડ્યૂક ઓફ **એડીનબરો** ને કુંવર **અર્થર** તેની શોકસ્વારીમાં સામેલ થવાને જર્મની ગયા હતા. ત્યાં જર્મનીનો શાનશાહ ને કુંવરી **એલીસ** ને તેનો પ્રાણનાથ **લુઇસી ઑફ હેસી**

આવ્યાં હતાં. જાનેવારી ૧૮૭૩ માં પદભ્રષ્ટ **નેપોલિયન** મરણ પામ્યો; ને રાણી **યુજીની**ને દિલાસો આપ્યો. અપ્રેલમાં રાણીએ વિક્ટોરિયા પાર્કની મુલાકાત લીધી, જે વેળાએ પ્રજાએ પ્રેમથી વધાવી લીધી હતી.

મે મહિનામાં કુંવરી **એલિસ**ના પુત્ર કુંવર **ફ્રેડ્રીક વિલ્યમ** **ઑફ હેસી**ને અકસ્માત્ થયો હતો. પ્રભાતના આઠ કલાકે દાસી, તે બાળકને રાજ કુંવરી **એલિસ**ના શૈય્યાગૃહમાં લઈ આવી. બે બીજા બાળક સાથે તે રમતો હતો તેવામાં બારિએથી એક રમકડું પડી જતાં તે લેવાને તેણે ડોકિયું કીધું ને ૨૦ ફીટ ઉંચાઇથી પડી ગયો. તુરત તેની માવજત કરવામાં આવી; પણ ૧૧ કલાકે તે બાપડો એકદમ મરણ પામ્યો. તે જાતે જન્મથીજ કાવલો હતો, પણ અતિ સુંદર હતો. ઇંગ્લંડમાં રાજશોક બતાવ્યો, જોકે જર્મનીના ધારા પ્રમાણે તે ૧૨ વર્ષનો નહિ હોવાથી ત્યાં જરાપણ શોક રાખ્યો નહોતો.

સ્કૉટલંડ ને બેલમોરલ્ તો સદાનાજ સાથી હતા.ત્યાં કોઈ વખત ભાગ્યેજ નહિ જવાનું બનતું. ૧૮૭૪ની ૨૩ મી જાનેવારીએ ડયૂક ઑફ એડીનબરો રૂશિયાના ઝારની દિકરી (હાલના ઝારની બેહેન સાથે) સેંટપિટરસ્બર્ગના વિંટર-પેલેસમાં પરણ્યો. તે માર્થમાં લંડન આવ્યો. હિમનું મોટું તોફાન તે વખતે થયું હતું,પણ ખુલ્લા રથમાં નવિ વહુને લઇને રાણીશ્રી લંડનના ભવ્ય મોહલ્લા-માં ફર્યાં. બકિંગહામના મ્હેલમાં પ્રવેશ કરતાં પુષ્કળ માન આપ્યું હતું. એસાં-તિમાં લડેલા શૂરવિરોની ભેટ અપ્રેલમાં રાણીએ ગોસ્પોર્ટમાં લીધી; ને કેટલાક શૂરવિર યોદ્ધાને ચાંદો આપ્યા.એજ લડાઇમાં સર **ગારનેટ વુલસી** પ્રસિદ્ધિમાં આવ્યો હતો. જુન માસમાં રાણીશ્રીએ પ્રાણીયોપર ઘાતકીપણું અટકાવનારી મંડલીની જુબીલીમાં ભાગ લઇને તે મંડલીના કામકાજને ઉત્તેજન આપ્યું.

નવમ્બરમાં રાણીશ્રીએ બેલમોરલ્માં ઘણી ગમ્મત કીધી હતી. એક સ્વારી કાઢી અને મેહેલ અને આસપાસના ભાગમાં સર્વે ફર્યાં હતાં. સ્કૉટ-

લંડના ધનુષ્યધરો, અને બીજા અમિર બાળકોએ પણ તેમાં ભાગ લીધો હતો. સર્વેના હાથમાં બળતી મસાલો હતી. તેમાં સંગીત–નૃત્ય–વાદ્ય, કસરત આદિક ઘણી ગમ્મત કરવામાં આવી હતી, અને સ્ત્રીઓ તિરંદાજીમાં કેટલી કુશળ છે તેની પણ પરિક્ષા થઇ હતી. ૩ જી ડીસેંબરે ફ્રેન્ચ લોકો તરફથી રાણીશ્રીનો ઉપકાર પ્રદાર્શિત કરનારૂં એક માનપત્ર આપવામાં આવ્યું, તેમાં ૧૮૭૦–૭૧ ની લડાઇમાં ફ્રેન્ચ ઘાયલોનું જે રક્ષણ કીધું તેનેમાટે અતિઘણી પ્રસંશા કીધી હતી. આ માનપત્ર કારિગીરીનો અપૂર્વ નમુનો છે, તે મોટા ચાર ગ્રંથોમાં છે, જે બ્રિટિશ મ્યુઝિયમમાં રાણીશ્રીનીઆજ્ઞાથી પ્રજાને જોવામાટે ભેટ આપવામા આવ્યું છે.

પોતાના પ્રાણુનાથપરનો પ્રેમ હજીપણ રાણીશ્રીનો જરાપણ ઘટયો ન્હોતો. તેતો શોક દુઃખમાં ઘણો વધતો હતો. આ પ્રેમની એક નિશાનિ હમણા જણાઇ આવી. પોતાની સંમતિથી "રાણીપતિચરિત્ર" સર **થિયોડોર-માર્ટિન** નામના ગૃહસ્થે બહાર પાડયું, જેમાં અતિશય મન પસંદ રીતે, એક ગૃહસ્થ, એક રાજનીતિજ્ઞ, એક નાવલો, એક પ્રિતમ, એક પિતા, એક નાગરીક, એક જર્મન એ સઘળાનું વર્ણન આપ્યું છે. ૧૮૭૫ની પાર્લામેંટ કુંવર **લિયોપોલ્ડની** માંદગીથી જાતે ઉઘાડી ન્હોતી. ઝેરી તાવથી કુંવર પીડિત હતો, પણ જલદિથી સાજો થઈ આવ્યો. કુંવરી **એલિસ** પણ ત્રણ વખત માંદી પડી હતી. આગષ્ટ માસમાં માહારાણીશ્રી સમક્ષ બે સ્ટિમરો ભાંગવાનો બનાવ ઓસબર્નથી ગોસ્પોર્ટ જતાં બન્યો હતો, ને તેથી પોતે ઘણાં શોકતપ્ત થયાં હતાં. સપટંબરમાં બેલમોરલ્ જતાં પોતાની દિકરી અને જમાઇ મારકિવસ ઓફ **લોર્નને** મેહેલે પધાર્યાં હતાં, ને તેમનો વૈભવ જોઇ આનંદ પામ્યાં હતાં. અકટોબરમાં પોતાના દાસ **જોન બ્રાઉનનો** પિતા મરણ પામ્યો તેની શબસંસ્કારસ્વારીમાં પોતે ભાગ લીધો હતો. હવા ખરાબ હતી ને વાદળાં ઘેરાયલાં હતાં, તોપણ રાણીશ્રી પાંઉપ્યાદા સ્મ-

શાન સુધી ગયાં હતાં, દરબારનાં પણ ઘણાં માણસો સાથે હતાં. અકટોબરમાં પ્રિન્સ ઑફ્ વેલ્સ ભરતખંડમાં આવવા નિકળ્યો. ભરતખંડમાં તેને અત્યંત માન પ્રાપ્ત થયું હતું. મુંબઈ નગરમાં પગ મુકતાં હાથીપર ઉતારવાનો વિચાર હતો, પણ કેટલાક કારણસર તે વિચાર બંધ પડયો. કલકત્તા, મુંબઈ, મદ્રાસ, કોલંબો આદિ ઘણા બ્રિટિશ નગરોમાં, તેમ વડોદરા, ઈંદોર, ગ્વાલિયર, નિઝામ, નેપાલ આદિ દેશીરાજ્યોમાં મોટા મોટા દરબારો ભરીને માન આપવામાં આવ્યું. વડોદરાના ગાયકવાડ શિયાજીરાવને ત્યાં તો ખાસ આમંત્રણથી તે નામદાર ગયો હતો. મુંબઇમાં હિંદુઓના આગેવાન સર મંગળદાસ નથ્થુભાઇ નાઇટ સી. એસ. આઈ.ને ત્યાં તેમના પુત્રના લગ્નનો મેલાવડો જોવાને તથા બીજા સર જમસેદજી જીજીભાઇને ત્યાં તે નામદારની પધરામણી થઈ હતી. ભરતખંડમાં યુવરાજ જાણે દિગ્વિજય અર્થે નિકળ્યો હોય તેમ ગણાતું હતું. સિંધિયા, હોલકર ને બીજા રાજાઓએ અત્યંત પ્રેમપૂર્વક સત્કાર કીધો હતો. મહારાજા શિયાજીરાવ ગાયકવાડ માટે યુવરાજનો તે વેળાએજ વિચાર બંધાયો હતો કે તે એક નિપુણ રાજવંશી નિકળશે ને તે સત્ય થયું છે. આનંદની વાત છે કે મહારાજા શિયાજીરાવ ગાયકવાડ, રાણીશ્રીના જ્યુબીલી મહોત્સવને પ્રસંગે ઈંગ્લંડ સિધાવ્યા છે, ને ત્યાં યુવરાજની પાછી મુલાકાત થશે.

પ્રજાની રાજભક્તિ ને પ્રેમ જોવા પછી ડીઝરાયલીએ રાણીશ્રી **વિક્ટોરિયાને** ભરતખંડના શાનશાહબાનુ–કૈસરે–એ–હિંદનો ખિતાબ અપાવ્યો, ને પ્રજાને તે વર્તમાન જણાવવાની દબદબા ભરી ક્રિયા તા૦ ૧લી જાનેવારી ૧૮૭૭ને દિને ભરતખંડનું રાજનગર દિલ્લી, કે જ્યાં મોટો મોગલ શાનશાહ અકબર ને પ્રાચિન કાળનો પ્રતાપિ આર્ય કુળદિપક યુધિષ્ઠિરને પટાભિષેક કીધા હતા, ત્યાં થઈ હતી, ને આ ક્રિયા વૈસરાય લૉર્ડ લીટને કીધી હતી.

૧૮૭૬માં પાર્લામેંટ રાણીશ્રીએ ઉઘાડી હતી. ૨૫ મી ફેબ્રુવારીએ આલ-

બર્ટ હૉલમાં સંગીત જલસો થયો હતો, તેમાં કુંવર કુંવરી સાથે રાણીશ્રીએ ભાગ લીધો હતો. માર્ચની ૭મીએ લંડનની ઇસ્પીટાલની એક બાજુ ખુલ્લી મુકવાની ક્રિયા જાતેજ કીધી. ૯મી માર્ચે આલબર્ટ હૉલમાં રાણીપતિનું પૂતળું ખુલ્લું મુકવાની ક્રિયા કંઈ પણ ધામધુમ વગર થઇ હતી. માર્ચ આખરે દેવીશ્રી જર્મની ગયાં, ને ત્યાંથી કાઉંટેસ ઑફ કેન્ટ તરીકે પોતાની બ્હેનની સમાધિયે જઇને પ્રાર્થના કીધી. પાછાં ફરતાં પેરિસમાં માર્સલ મેકમોહન–ફ્રેંચ પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખની મુલાકાત લીધી. મે માસની તા૦ ૨૪ મીએ રાણીશ્રીની જન્મતિથિ બહુ પ્રેમ સાથે લંડનમાં પળાઇ હતી.

એડીનબરોમાં સ્વર્ગવાસી આલબર્ટના સ્મરણાર્થે જે પૂતળું ખુલ્લુ મુકવામાં આવ્યું તે ક્રિયા ૧૭મી આગસ્ટે થઇ હતી. પૂતળું ખુલ્લા માથાવાળું છે, અને તે બહુ ચિત્તાકર્ષક છે. આ પૂતળું ઘડનારને તેની ઉત્તમ કારિગિરીને માટે રાણીશ્રીએ નાઇટ કીધો છે. રાણીશ્રી હોલીરૂડના રાજમેહેલમાં રહ્યાં હતાં. રાણીપતિની પ્રતિમા ખુલ્લી મુક્યા પછી રાણીશ્રીએ તેની પ્રદક્ષિણા કીધી, ને સંતોષ પ્રદર્શિત કીધો. સપટંબરમાં રાણીશ્રીએ ૭૯મી રેજીમેંટને 'રૉયલ સ્કૉટ'ના ક્લર આપ્યા. ૧૮૭૭નાં ફેબ્રુવારીની ૮મીએ પાર્લામેંટ જાતેજ રાણીશ્રીએ ઉઘાડી હતી. આ આખા વરસમાં ઇંગ્લંડ ખાતેના બનાવ બહુ થોડા છે. રાણીશ્રીએ 'લોકમેરી' સરોવરની મુલાકાત લીધી ને પોતે સરોવરમાં ફરવા જતાં ત્યારે હલેસા મારવાની વિદ્યા સારી રીતે અવલોકન કીધી હતી. ત્યાંના દેખાવો ચિત્ર વિચિત્ર હતા, ને ત્યાંની રચના કુદરતથી ભરપૂર હતી. ડીસેંબરમાં રાણીએ લોર્ડ બીકન્સફીલ્ડના ઘરની મુલાકાત લીધી હતી. મૈયત પ્રધાને સારી રીતની આગતાસ્વાગતા કીધી હતી. રાણીએ તથા કુંવરી બિયેટ્રીસે લૉર્ડ બીકન્સફીલ્ડ સાથે ભોજન લીધું ને સૌએ બે કલાક ગામ ગપાટા માર્યા હતા. આ

મુલાકાતની યાદગીરી રેહે તેટલા માટે રાણીએ તથા કુંવરીએ એકેક ઝાડની રોપણી કુંજવાટિકામાં કીધી હતી.

રાણીશ્રીની દોહિત્રી કુંવરી **શારલોટ સેક્ષ-મિનીનજીન** સાથે ૧૮૭૮ના ફેબ્રુવારીએ પરણી ગઈ. હુનાળામાં રાણીનો ભત્રિજો હોનોવરનો પદભ્રષ્ટ રાજા પારિસમાં દેશનિકાલ હતો તે મરણ પામ્યો. તેના શબને તેની ઇચ્છા પ્રમાણે ઇંગ્લંડમાં ભૂમિદાહ કીધું હતું. અપ્રેલમાં રાણીશ્રીએ વિંડસરના મ્હેલમાં "ઇમિપીરિયલ ઑરડર ઑફ્ ક્રાઉન ઑફ્ ઇન્ડિયા" ના ખીતાબો કેટલાક ગૃહસ્થોને આપ્યા. એજ મહિનામાં રાણીશ્રી કુંવર કુંવરી સાથે સ્કૉટલંડમાં ડચેસ ઓફ્ **રોક્ષબર્ગને** મળવા ગયાં. ત્યાંથી પાછાં ફર્યાં કે તુરત વુલવિચ નજીક થેમ્સ નદીમાં બે સ્ટીમરોની અથડાઅથડી થઇને તેમાં ૬૦૦ માણસોએ જળવાસ કીધો, જેથી તેઓ અત્યંત શોકતપ્ત થયાં હતાં. **મારક્વિસ ઑફ્ લોર્નને** કેનેડાનો ગવરનર જનરલ કીધો, અને તે રાજપુત્રી **લુસી** સાથે કેનેડા ગયો.

## ૩—કુંવરી એલિસનું મરણ.

ઘણીક વાતે રાણીશ્રી દુઃખી હતાં, પણ તેમાં જે ભયંકર બનાવ આ છેલ્લો બન્યો તે વધારે કારી ને વજ્રવત્ હતો. રાણીશ્રીનો પોતાની કુંવરી **એલિસ** પ્રત્યે સર્વેથી વધારે પ્યાર હતો. આ કુંવરી ઘણી સદ્ગુણી ને શાણી હતી. તેની વાણી મધથી પણ વધારે મિષ્ટ, તેનું વર્તન સર્વેને પ્રિય ને તેની કાંતિ દેવાંશી જેવી હતી. તેના સાસરાના ઘરમાં પણ એ શ્રેષ્ટ ગણાતી હતી. ૧૮૭૮માં ડારમેસ્ટરના આખા રાજમેહેલમાં સંઘરણીનો આજાર જારી થયો હતો; જેના સપાટામાં નાનાં મોટાં સર્વે સપડાયાં હતાં. કુંવરી **મેરિયાં** જે ચાર વર્ષની વયની હતી તે તેના સપાટામાં પેહેલી સપડાઈ. **કુંવરી એલિસ** જાતે મેહેનતુ ને ખડતલ હોવાથી બીજાની આરોગ્યતા

સંભાળતાં પોતે તફડીને પડી. તેના મગજમાં પેહેલે શણુકા મારવા માંડયા ને તાત્કાળમાં જોઇતી માવજત લીધી નહિ તેથી તેને જલદીથી નાકૌવતિની અસર થઈ. તેને તાવ ને બીજા રોગો લાગુ પડયા, ને કુંવરી પોતાના આવરદાની દોરી ઘણી ટુંકી છે એમ ખાતરીથી માનીને તેને વશ થઇ ગઈ. મૃત્યુ કોઇને છોડે તેવું નથી, ને તેને તાબે શ્રીમંત કે રંક સર્વે કોઇને થવું પડે છે, પછી સુખે કે દુઃખે, મરજીએ કે કમરજીએ–પણ છૂટકો નથી.તથાપિ અત્યંત ઉપયોગી,હજારોના આશિર્વાદ પાત્રના મરણની વાત ઓરજ છે! કુંવરી **એલીસ** એવીજ હતી. તેનાપર લાખો લોકનો પ્યાર હતો, ને તે લાખો લોકને ચાહતી હતી. કુંવરી **એલિસ** તાપમાં બડબડવા લાગી. ને પોતાની પુત્રીને યાદ કરવા લાગી. મૃત્યુના પ્રભાતમાં તેણે ભોજન લીધું ને કહ્યું કે 'હવે હું શાંત નિદ્રામાં લાંબા વખતને માટે ફરી પોઢી જાઉંછું.' આ તેના છેલ્લા શબ્દો હતા, ને પછી તે નિદ્રામાં,–ગાઢ નિદ્રામાં, કે જે નિદ્રામાંથી પાછા ઉઠવાની આશાજ નથી તેમાં પડી. તે નિરાંત મને કેટલોક વખત પડી રહી. શાંત ચિત્તથી પોતાના પિતાને યાદ કરતી હતી. ને કદી બોલતી હતી,અને સ્વસ્થ ચિત્તે ઇશ્વર દૂત વચનો તથા પ્રભુભજનનું ગાન ઝીણેઝીણે સ્વરે કરતી હતી. અંતે તે પ્રભૂ પ્રભૂ કરતી શાંત થઇ ગઈ, અને પોતાના પવિત્ર પૂજ્ય પિતાની ૧૭ મી સંવત્સરીને દિવસે, તે પ્રેમવતી પુત્રી, પ્રેમવંતા પિતાને મળવાને ઇશ્વર દરબારમાં જઇને ઉભી રહી!! પિતા પુત્રીનો અથાક પ્રેમ હતો તેનો આ કુદરતી બનાવ હતો,ને તેણે સર્વેને શોકમાં દાટી દીધાં.કુંવરીના શબને રોસનહોહિના સમાધિગૃહમાં તા૦ ૧૭મીએ છેલ્લી ક્રિયા કીધા પછી દાટવામાં આવ્યું હતું.યુવરાજ,કુંવર **લિયોપોલ્ડ** ને કુંવર **ખ્રિસ્ચન** શબસંસ્કારસ્વારી-માં ગળગળતે ચેહેરે શોકમાં સામેલ થયા હતા.**એલિસ**ની સમાધિ તેનાં સઘળાં ભાઇ બેહેનોએ બંધાવીછે. તેપર જે આકૃતિ પાડીછે તે જાણે કુંવરી પોતે ગાઢ નિર્દોષ નિદ્રામાં પોતાના મનમોહન સ્વરૂપી બાળકીને લઇને પોઢી ગઈ હોય ને

બાલકી સ્તનપાત કરતી હોય તેવી રીતની પ્રતિમા સંગેમરમરની બનાવી મુકી છે,જેથી સુંદર દીસે છે. નાની કુંવરી છાતિપર ચઢીને જાણે સ્તનપાન કરતી હોય ને **એલિસ** નિદ્રામાં પડેલી હોય તેવી આપ્રતિમા છે. આખા દેશમાં આ બનાવથી અત્યંત શોક પ્રાપ્ત થયો હતો. રાણીશ્રીને ઘણાં દિલાસાપત્રો મળ્યાં હતાં; ને તેઓએ પ્રજાના આ શોકમાં ભાગમાટે ઉપકાર માન્યો હતો. રાણીશ્રીએ ઇંગ્લંડમાં એબરદીનના પથરેનો એક ક્રૂસ બનાવ્યો છે, ને તેમાં લખ્યુંછે કે "તેનું નામ ચિરંજીવ રેહેશે, જો કે તે તો હૈયાત નથી."

## ૪—રાજના ને ઘરના બનાવો.

જાનેવારીમાં **એડવર્ડ બેન્જામિન** નામના એક ગાંડા માણસે રાણીશ્રીને ધમકી આપેલી તેની તપાસ ચાલી, ને તે ગાંડો ઠર્યો તેથી રાણીશ્રીની ઇચ્છા પ્રમાણે શિક્ષા કરવાનું ઠરાવ્યું હતું. તે જાતે ઐરિશ હતો, ને ઘણાક રાજવંશીઓને તે ધમકી આપી ચુકયો હતો; ને ઘણો વખત ચિતભ્રમાલયમાં જઈ આવ્યો હતો.માર્ચ માસમાં ડયુક ઓફ **કોનાટ** પૃશિયાની રાજકુંવરી **લુસી** સાથે પરણ્યો. થોડા દિવસ પછી રાણીશ્રી કુંવરી **બિયેટ્રીસ** સાથે ઇટાલીના લેગોમેગોરી તરફ ફરવાને ગયાં. જ્યાં પોતાના એક દોહિત્રના મરણના સમાચાર મળ્યા. મીલાન, ટયુરીન, પેરેશ આદિસ્થાને ફરી પાછાં એપ્રેલમાં ઇંગ્લંડ આવ્યાં. ૧૨ મી મેએ રાણીશ્રીની દોહિત્રી કુંવરી, **સેક્ષ-મિન્નજીન**ની પત્નિને ઘેર એક પુત્રીનો જન્મ થયો. દક્ષિણ આફ્રિકામાં ઝુલુલેંડમાં લડાઈ થઇ હતી, ત્યાં રાણી **યુજીનીનો** કુંવર ગયો હતો, તેને ઝુલુઓએ કાપી નાખ્યાના સમાચાર બેલમોરલમાં મળ્યા. રાણી **યુજીનીને** જે કારી ઘા લાગ્યો, તે માટે રાણીશ્રીને ઘણું લાગી આવ્યું, ને બહુ શોક પ્રદર્શિત કીધો. આ ભયંકર બનાવ બન્યા પછી રાણીશ્રીએ **યુજીનીને** ઘણો દિલાસો વારંવાર આપ્યો છે.

૧૮૮૦ ની પાર્લામેંટ જાતે ઉઘાડીને રાણીશ્રી ૨૫ મી માર્ચે બેડન બેડન ને ડારમેસ્ટર સહેલઘાયે ગયાં. ત્યાં કુંવરી **એલિસ**ના પુત્ર પુત્રિની ઘણા સ્નેહ ને મમતા સાથે મુલાકાત લીધી; ને તેઓને છાતિસરસાં ચાંપ્યાં, કેમકે તે વાહાલી, સાથે સ્વર્ગે સિધાવેલી કુંવરીનાં કુંવર કુંવરી હતાં. ડયુક ઑફ્ **કોનાટ** નવી વહુ સાથે બેલમોરલ્ સપટંબરમાં રાણીશ્રીને મળવા ગયો હતો.

આ અરસામાં કેટલાક ઘણા અગત્યના ગૃહસ્થોનાં મૃત્યુ થયાં. કવિયણ **જ્યોર્જ ઇલિયટ** ડીસેંબરમાં,ઇતિહાસકાર **કારલાઇલ** ૧૮૮૧ના ફેબ્રુવારીમાં, ને અર્લ **બિકન્સફીલ્ડ** અપ્રેલમાં મરણ પામ્યાં. રાણીશ્રીએ પુષ્પગુચ્છ ને પુષ્પમાળા સર્વેને માટે મોકલી હતી, ને **બિકન્સફિલ્ડ** માટે તો સ્મરણસ્થંભ ઉભો કીધોછે, ને લખ્યુંછે કે "તેની માનવંત અને ચાહનારી રાણી અને સ્નેહી **વિક્ટોરિયા**એ આ સ્થંભ ઉભો કીધોછે. જે સત્ય બોલેછે તેને રાજા ચાહે છે." જુનમાં કુંવર **લિયોપોલ્ડ**ને **આલબની**નો ડ્યૂક કીધો. સપટંબરમાં અમેરિકાનો પ્રેસિડંટ **ગારફિલ્ડ**, એક ખુનીને હાથે ઘવાઇને મરણ પામ્યો. ઇંગ્લંડનું રાજકુટુંબ એથી બહુ શોકને પામ્યું. રાણીશ્રીએ અમેરિકન પ્રજા તથા પ્રેસીડંટની ધણિયાણીને દિલાસાયુક્ત પત્ર મોકલ્યો હતો.

થોડા માસ પછી પાછો રાણીશ્રીની જીંદગીપર હુમલો થયો. ૧૮૮૨ ના માર્ચની ૨ જી એ કુંવરી **બિએટ્રીસ** સાથે લંડનથી પાછાં ફરીને વિંડસરના સ્ટેશનપર દેવી આવતાં હતાં, તેટલામાં **રોજર મેકલે** નામના એક જણે એક ગોળી મારી. રોજરને પકડયો,ને શિક્ષા રાણીની મરજીપર રાખી. આખા દેશમાં એ સમયે પ્રભુપ્રાર્થના કરવામાં આવી હતી. ૧૪મી માર્ચે રાણીશ્રી ફરવા ગયાં હતાં, તે પેરિસ આદિ સ્થળે ફરી ૧૪ મી એપ્રેલે પાછાં વિંડસરગઢમાં આવ્યાં. અપ્રેલની આખરે ડયુક ઓફ્ **એલબની**નાં લગ્ન કુંવરી **હેલન** ઓફ્ વેલ્ડક સાથે સેંટ જ્યોર્જના દેવળમાં થયાં. મે માસમાં રાણીશ્રીએ ઈપિંગની કુંજ-લોકોના ઉપયોગ માટે ખુલ્લી મુકી. રાણીને

મારી નાખવાની ધમકીનો સેક્રેટરી સર પોન્સનબીપર પત્ર લખવા માટે **આલબર્ટ યંગને** દશ વરસની સખ્ત કેદખાનાની શિક્ષા થઇ હતી

અફ્ગાનિસ્તાનના મયવંદના મેદાનની લડાઇ પછી જે શૂરા સીપાઇઓએ બહાદૂરી બતાવી હતી તેને અપ્રેલમાં કોલરો ભેટ આપ્યા હતા. ઇજીપ્તમ **અરેબિપાછાની** સામા લડાઈ કરવાને જે સૈન્ય ગયું હતું તેમ ડયૂક ઓફ્ **કોનાટ** ગયો હતો, ત્યાં તેલલકબીરની લડાઇમાં જય મેલવ્યો પોતાના પુત્ર માટે રાણીશ્રી બહુ ચિંતાતુર હતાં. જ્યારે જયના સમાચાર મળ્યા ત્યારેજ જીવને ઠંડક વળી. ડયૂક અને ડચેસ ઓફ્ **એલબની** આનંદ-માસ ભોગવી બેલમોરલ્ આવ્યાં, ત્યાં રાણીએ નવિવહુને પ્રેમથી વધાવી લીધી, ને સર્વે સાથે મળી ભોજન લેતાં ઇજીપ્તના જયનો 'ટોસ્ટ' લીધો. નવંબરની ૧૮મીએ રાણીશ્રીએ ૮૦૦૦ માણુસની કવાયત જેમ્સપાર્કમાં કરાવી હતી; લોકોએ આ સેનાને માટે બહુ ગર્વ બતાવ્યો હતો, કેમકે તેણે ઇજીપ્તમાં જય મેળવ્યો હતો. ડીસેંબરમાં નવી ન્યાયાધિકારી કોર્ટનું વાસમૂહૂર્ત કીધું. ત્રૈત્રે જડજો ને બારિષ્ટરમંડળની સારી ઠઠ જામી હતી.

૧૮૮૩નું વર્ષ તદન શાંત હતું. કશા પણ બનાવ બન્યા નથી. 'ઘરમાં બેઠાં આળ' તેમ મેહેલમાં ફરતાં હરતાં રાણીશ્રીના પગમાં વાગ્યું હતું ને તેથી પિડાયાં હતાં; ને પગે ચલાતું નહિ. એક વરસ સુધી તેથી પિડા ભોગવી હતી.

## ૫—ડયૂક આફ્ આલબનીનું મૃત્યુ.

દુ:ખ પાછળ દુ:ખ ચાલુજ છે. તે જો સામટું આવે છે તો ખમાતું નથી, તથાપિ તે એકજવારની પીડા. ધીમે ધીમે આવેછે તો તન મન ને બીજી સર્વ સંપત્તિથી ભંગ થઈ જઇએ છૈયે. માતાનું મોત, પતિનું, કુંવરીનું, ને હવે કુંવરના મોતનો ઘા રાણીશ્રીના કાળજામાં કેવો લાગ્યો હશે તે વિચારથીજ

બસ થશે. ડ્યૂક ઓફ્ **આલબની** રાણીશ્રીનો છેલ્લો કુંવર હતો, ને રાણીશ્રીને ઘણો વહાલો હતો. તે શરીરે ઘણો નાજુક ને કાવલો હતો, જેથી તેને કરમાતાં વાર લાગે નહિ. તે બીજા કોઇપણ કામને માટે યોગ્ય ન્હોતો, તેથી તેને સરસ્વતિ સાથે ગાઢી પ્રીતિ બંધાઈ હતી. સંગીત, ચિત્રકળા અને કુદરતી વિદ્યાભ્યાસમાં તે કુશળ હતો; ને ઘણા વિદ્યાના ગ્રંથોનું શોધન કીધું હતું. તે ઘણું ખરૂં એકાંતમાં જીંદગી ગુજારતો ને શરીર નબળાઇથી કોઇપણ કામમાં ભાગ લઈ શકતો નહિ. મૂર્છાગત થવાથી તથા ચકરી આવવાથી એને ઘણી વાર ઘાત વિતિ હતી. તેનાપર ગુજરતા ભય ભરેલા બનાવોથી રાજકુટુંબમાં ઘણો ભય પથરાયો હતો જો કે એની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી, વિદ્યામાં શ્રેષ્ઠ હતો, લોકપ્રિય હતો, અને રાજકુટુંબમાં પ્રીતિપાત્ર હતો. અનેક રીતે સાહિત્યનો શોખ બતાવ્યો હતો તેમ છટાથી ભાષણો કીધાં હતાં, તે જોતાં એ પોતાના પિતાની જગ્યા યથાર્થ સાચવશે એમ યોગમથી બોલાતું હતું. લગ્ન કીધા પછી એને એક દિકરી જન્મી હતી, જેનું પોતાની પ્રિય બેહેનને નામે નામ **એલિસ** પાડયું હતું. એ કુંવરના સદ્ગુણો ઘણા ઉત્તમ હોવાથી તે લોકનો વ્હાલો તેમ કુટુંબનો પ્યારો હતો. પણ સારાનો સદા નાશ જલદી થાય છે. ૧૮૮૪ના માર્ચમાં તે ફ્રેન્સ હવાફેરે ગયો, એની પત્નિ તો ઇંગ્લંડમાંજ હતી. ત્યાં પેહેલે તડાકે આરોગ્યતા સુધરી; પણ ર૭મી માર્ચે અકસ્માત પગને નુકસાન થવાથી તે ભયંકર હાલતમાં આવી પડયો. આ નાદૌવતિથી તે મૂર્છાગત થયો ને ર૮મીએ તો તે મરણ પામ્યો.

આ ભયંકર બનાવની ખબર વિંડસરમાં પહોંચી કે ત્યાં કશો દુઃખનો પાર ન્હોતો. રાણીશ્રી દુઃખી તો હતાંજ, પણ ડચેસ ઓફ્ **આલબનીને** જે દુઃખ પ્રાપ્ત થયું તે વધારે હોવાથી તેને દિલાસો દેવા કલેરમોંટને મહેલે ગયાં. યુવરાજ પોતાના બંધૂનું શબ ઇંગ્લંડ આણવા ફ્રેન્સ ગયો. વિંડસરના સ્ટેશનપર તેનું શબ આવ્યું કે કુંવરી **બિયેટ્રીસ**, **પ્રિન્સ ક્રિસ્થન** ને રાણીશ્રી દર્શને ગયાં. પાંચમી અપ્રેલે શબસંસ્કારવિધિ થઇ

ને પ્રિન્સ ઑફ વેલ્સે બહુ શોક પ્રદર્શિત કીધો. ડ્યૂકનો સાળો તથા સસરો પણ આ વેળાએ ઇંગ્લંડ આવ્યા હતા. સેંટ જ્યોર્જના દેવળમાં રાણીશ્રી સ્વર્ગવાસી થયેલા પુત્રનાં છેલ્લાં મુખદર્શન કરવા આવ્યાં હતાં, અને બીજા સઘળા કુટુંબનાં માણસો પણ ત્યાં હાજર હતાં. વિંડસરના પાદરીએ કહ્યું કે 'ધૂળમાં ધૂળ મળી ગઇ', ને લૉર્ડ બ્રુક, જે મરનારનો પ્રાણસખા હતો, તેણે પેહેલે કોફીનપર મિટ્ટિ નાંખીને ખૂબ રડયો, જેથી ચોમેર અશ્રુપાતની નદિ વેહેવા લાગી. સઘળાના અશ્રુપાત વચ્ચે શબને ભૂમિમાં પધરાવવામાં આવ્યું હતું.

રાણીશ્રીને તથા ડચેસને દિલાસાના પત્રો દિવાને આમ તથા ખાસની સભાઓ તરફથી ને બીજે સઘળેથી પુષ્કળ આવ્યાં હતાં. પ્રજાએ બહુ શોક બતાવ્યો ને તે માટે રાણીશ્રીએ ઉપકાર માન્યો હતો.

## ૬—ચરિત્રમાં છેલ્લું.

રાણીશ્રીની છેલ્લી કુંવરી બીયેટ્રીસનાં લગ્ન કુંવર હેન્રી ઑફ બેટનબર્ગ સાથે જુલાઇની ૨૩મી ૧૮૮૫એ થયાં હતાં. એ સમયે ઘણાં પરોણાંઓ આ લગ્નમાં સામેલ થવાને વિંડસરગઢમાં આવ્યાં હતાં. રાણીશ્રીના સંતાનોમાં આ છેલ્લાં લગ્ન હતાં. રાણીશ્રીનો કુળપરિવાર હમણા ૩૨ માણસોનો છે, ને તે જોઇને રાણીશ્રી પોતે ઠંડક લે છે.

રાણીશ્રીએ ૧૮૮૬ની પાર્લામેંટ જાનેવારીમાં જાતે ઉઘાડી હતી. કાન ફાડી નાંખે તેવા માન મરતબાથી લોકોએ જયજયકાર કીધો હતો. પાર્લામેંટનો પત્ર લૉર્ડ ચાન્સેલરે વાંચી સંભળાવ્યો, ને પછી રાણીશ્રી વિદાય થયાં હતાં. પાર્લામેંટમાં આ વખતે ઘણી ધમાધમી થઈ હતી. રાણીશ્રીના ભાષણને માટે ઉપકાર માનવાની દરખાસ્ત લાવતાં કોનઝરવેટીવ પ્રધાનમંડળ ઉડી ગયું, ને મી. ગ્લાડસ્ટન પ્રધાન થયો. હોમરૂલની તકરાર લાવવાથી તેણે પણ

હાર ખાધી ને તુરતજ નવિ ચુંટણી કરાવવામાં આવી. ચુંટણીમાં તેની તરફના મેંબર થોડા આવ્યા ને લૉર્ડ સેલીસબરી પ્રધાન થયો. ૧૮૮૫માં ભરતખંડની સરકારે માંડલેપર ચઢાઈ કીધી ને રાજા થિબાને કેદ પકડી બ્રહ્મદેશના ઉતરનો ભાગ બ્રિટીશ રાજ્ય સાથે જોડી દીધો.

માર્ચમાં રાણીશ્રીએ મેડીકલ એકસામિનેશન હૅાલ અને રૅાયલ કૅાલેજ ઑાફ્ ફિઝિસિયન અને સરજનના મકાનનો પાયો નાંખ્યો. પ્રજાના માનસત્કારથી તેઓ ઘણાં રાજી થયાં. ઘણાંખરાં કુટુંબનાં માણસો તથા સત્તાવાળા ત્યાં હાજર હતા. પોતાને હાથે પાયો નાંખવાની ક્રિયા થયા પછી ત્યાંથી કૅાન્સ્ટીટયુશનહીલ તરફ બગી જતી હતી તેવામાં એક માણસે એકાએક આવીને રાજરથમાં કાગળ ફેંકયો ને ઘણો ગભરાટ ઉપજાવ્યો. તુરતજ તેને પકડવામાં આવ્યો. ગુન્હેગારનું નામ **થોમસ બ્રાઉન** હતું. કાગળમાં કંઇ ન્હોતું, માત્ર પોતાપર થયેલા ગેરઇનસાફની દાદ ચાહી હતી. તે જાતે ડાહ્યો ને લાયક હતો તેથી તેને છોડી દેવામાં આવ્યો.

હિંદુસ્થાનને લગતો આ વર્ષમાં એક ઘણો અગત્યનો બનાવ બન્યો છે. ઇંગ્લંડ તાબાના સ્વસ્થાનો અને ભરતખંડની સર્વોત્તમ વસ્તુઓનું એક પ્રદર્શન મહારાણીશ્રીએ તા૦ ૪ થી મેને દિને ખુલ્લું કીધું હતું. પ્રદર્શનસ્થળ સાઉથ કેન્સિંગ્ટનમાં રાખ્યું હતું. પ્રિન્સ ઑાફ્ વેલ્સ તેનો સ્થાપક-સંવર્દ્ધક હતો; ને તેનાજ આગ્રહ અને યોજનાથી આ પ્રદર્શન ઉભું થયું હતું. ખુલ્લું મુકવાની ક્રિયા બહુ ભવ્ય હતી ને રાજવંશીની ઠઠ ને જનસમૂહનું ભેગું થવું તેથી એ પ્રદર્શન મહાતેજસ્વી ને દિવ્ય દીસતું હતું. રાણીશ્રીને આનંદસત્કારથી વધાવી લેવામાં આવ્યાં હતાં. જૂદાં જૂદાં સ્વસ્થાનોથી ઘણા કમીશનરો પણ આવ્યા હતા. પ્રદર્શનાલયમાં પ્રવેશકરતાંજ વાજીત્રનો ઘોષ થયો ને પ્રિન્સેસ ઑાફ્ વેલ્સ, ડચેસ ઑાફ્ કોનાટ, ને ડચેસ ઑાફ્ એડીનબરો આદિરાજકુટુંબની સ્ત્રીઓએ અભિવંદન

દીધું. પ્રિન્સ ઑફ વેલ્સ ને ડ્યૂક ઓફ કોનાટે રાણીના હસ્તકમળનું ચુંબન કીધું. પ્રથમ રૉયલ **આલબર્ટ** હૉલમાં સઘળાં દાખલ થયાં. અત્રેનો દેખાવ ભવ્ય ને દિવ્ય હતો. મધ્યના સિંહાસનપર રાણીશ્રીને યુવરાજે બેસાડયાં. નેશનલ એન્થમ અંગ્રેજીમાં ને પછી સંસ્કૃતમાં ગવાયું હતું; ને તે સંપૂર્ણ થતાં મોટા ઉત્સાહથી જયજયનો કાનફાડતો પોકાર થયો હતો. સર એ. સુલીવાન, ઇંગ્લંડનો હમણાનો તાનસેન, તેણે રાજકવિએ જોડેલી ગરબી વાજીત્રના સૂરની મીલાવટ સાથે ગાઈ, ને તે મેડમ **મેલવની**એ મુખથી ગાઇ બતાવી. પછી યુવરાજે માનપત્ર વાંચી સંભળાવ્યું. મહારાણીશ્રીએ તેનો યોગ્ય પ્રતિઉત્તર દીધો; તેમ ૧૮૫૧નું મોટું સંગ્રહસ્થાન, જે રાણીપતિના શ્રમથી ઉભું થયું હતું તેની નોંધ લીધી હતી. તે સંબંધી પોતાની યાદદાસ્ત તાજી કરતાં મરહુમ પ્રાણનાથ માટે શોક પ્રદર્શિત કીધો, ને પોતાનો પાટવીકુંવર આવા ઉત્સાહના કામમાં સામેલ થાય છે, તે માટે સંતોષ બતાવ્યો. તેમજ પોતાના રાજ્યના સર્વ સ્થળમાં ઉદ્યોગ, કળાકૌશલ્યતા ને વેપારની આબાદી થાય તેને માટે આ પ્રદર્શનની ઘણી જરૂરીયાત હતી ને એથી પ્રજાપ્રજાવચ્ચે ઐક્યતાની ગાંઠ બંધાય તે રાજ્યના શ્રેય માટે રૂડું છે એમ માની એ આશા પૂર્ણ થાય તે અર્થે ઈશ્વરપ્રાર્થના કીધી.

રાણીશ્રીનું ભાષણ સમાપ્ત થયું ત્યારે યુવરાજે રાણીના હાથને ફરી થી પ્રેમથી ચુંબન કીધું. લૉર્ડ ચેમબરલેને પ્રદર્શન ખુલ્લું મુકવાનું જાહેર કીધું, જે સાથે વાજીત્રનો ઘર્ઘરો નાદ ને તોપોના ધડાકા થયા. પછી લિવરપુલમાં નૌકા, વેપાર ને ઉદ્યોગનું પ્રદર્શન ખુલ્લું કીધું. એ ક્રિયા ૧૧ મી મેએ થઇ હતી. અત્રે લૉર્ડ મેયરે પ્રજા તરફનું માનપત્ર આપ્યું હતું, ને લૉર્ડ **ગ્રાનવીલે** પ્રદર્શન ખુલ્લું મુકવાનું જાહેર કીધું હતું. લીવરપુલમાં આ આનંદમાં રોશણી થઈ હતી ને જ્યાફત આપવામાં આવી હતી. **રાણીશ્રીના સન્માનાર્થે લીવરપુલને શણગારવામાં આવ્યું** હતું. તા. ૧૨

મીએ રાણીશ્રી ફરવાને નીકળ્યાં હતાં, ત્યારે પુરાલય તથા સેંટ જ્યોર્જ હૉલને રમણીય બનાવી દીધાં હતા. ૧૯૦૦૦ માણસની મોટી સ્વારીનો ઠાઠ આવ્યો હતો. ન્યુહામના મેહેલથી રાણીશ્રી ફરવા નિકળ્યાં, ત્યારે માર્ગમાં આભ ફાટે તેવી સર્વથી મોટી ગર્જનાઓ થઇ રહી. સેંટ જ્યોર્જના મેહેલ આગળ કોરપોરેશને માનપત્ર આપ્યું. માર્ગમાં ઘણે સ્થળે ફરીને પાછાં રાત્રિના સાત કલાકે, ચાર કલાક સુધી ફરી, થાકીને લોથ થયેલાં મેહેલે આવ્યાં. તા. ૧૩મીએ રાણીશ્રી લિવરપુલથી પાછાં ફર્યાં. પાછાં ફરતાં અર્લ ઑફ સૅફ્ટનનો પ્રદર્શન માટે ઉપકાર માન્યો. વિંડસર આવીને લિવરપુલના નિરાશ્રિતોને માટે રૂ ૧૦૦૦ ભેટ તરીકે મોકલાવ્યા; અને લેડી રેડકલીફને એક ઉત્તમ હીરાજડીત હાર ભેટ આપ્યો. રાજસ્વારીમાં રાણીશ્રી થાકી ગયાં હતાં. કંટાળ્યાં હતાં, પણ ડ્યૂક ઑફ કૉનાટ ને કુંવર હેન્રી ઑફ બૅટનબર્ગને જે માન, પ્રજા તરફથી મળ્યું તેથી અત્યંત પ્રસન્ન થયાં ને સઘળો થાક નાસી ગયો હતો.

૨૧મી જુન. આજથી જુબિલી વર્ષ શરૂ થાય છે. દેશેદેશમાં જુબિલીની વાત ચરચાવા લાગી રાણીશ્રીને રાજગાદિએ બિરાજ્યાને ૫૦મું વર્ષ એ દિવસથી શરૂ થયું, ને આવતી તારીખ ૨૦ મી જુને ૫૦ વર્ષ પુરાં થશે. આવા અલૌકિક, પ્રાસાદિક પ્રસંગો કદીજ આવે છે, ને ૫૦ વર્ષપર્યંત સુખરૂપ રાજ કરવું તે, પરમકૃપાળુ ઇશ્વરની રેહેમની મોટી નિશાનિ છે.

જુબિલી વર્ષમાં પેહેલો બનાવ રૉયલ હોલાવે કોલેજ, જે ઈગહામમાં છે, ને જેમાં સ્ત્રીઓના અભ્યાસ માટેનીજ સઘળી યોજના કરવામાં આવી છે તે ખુલ્લી મુકવાની ક્રિયા કીધી. એ મકાન બંધાવવાનો ખરચ ૨૫ લાખ રૂપિયા થયો છે. સ્ત્રીઓને શિખવા અહિયાં સઘળી યોગ્ય ગોઠવણુ કીધી છે. બિયેટ્રીસ, ડ્યૂક ઑફ કૉનાટ, કુંવર હેન્રી ઑફ બૅટનબર્ગ આદિ ઘણાક રાજકુટુંબીજનો સાથે રાણીશ્રી ત્યાં ગયાં હતાં. હોલાવે, જેનું નામ દુનિયામાં પ્રસિદ્ધ છે તેણે આ

કોલેજ બંધાવી છે. કોલેજના મકાનમાં પેસતાંજ મિજબાનો તરફથી સન્માન મળ્યું હતું. જેનો ઘણો રૂડો પ્રતિઉત્તર રાજવંશીઓએ આપ્યો, જેમાં આ અતિ અગત્યના મકાનને માટે પોતાનો પૂર્ણ સંતોષ જાહેર કીધો. અર્લ ઑાફ કીંબરલી, જે હિંદુસ્થાનનો આગલો સ્ટેટ સેક્રેટરી હતો તેણે આ મકાન ખુલ્લું મુકવાનો સંદેશો સભ્યજનોને જણાવ્યો. પછી સભા વિસર્જન કરી રાજવંશીઓ વિદાય થયા.

૧૮૮૭ની જુબિલી પાર્લામેંટ રાણીશ્રીએ જાતે ઉઘાડી હતી. પાર્લામેંટમાં ઐરીશના સંબંધમાં ઘણી તકરાર ચાલવા માંડી હતી, જે હજુ જારી છે. ઐરીશ પેહેલવાન પારનલપર કેટલાક આરોપો મુકવામાં આવ્યા છે, પણ તેનો તે ઇન્કાર કરે છે. રાણીશ્રી ફેબ્રુવારીમાં ફ્રાન્સની દક્ષીણે ફરવા ગયાં હતાં, ને પખવાડિયું રહિને પાછાં ફર્યાં હતાં. તા. ૧૬મી ફેબ્રુવારીએ આખા ભરતખંડમાં લૉર્ડ ડફરીન–ભરતખંડના વૈસરાયર અને ગવનર જનરલના ઉપરીપણા નિચે જુબિલી–મહોત્સવાનંદ પાળવામાં આવ્યો હતો. આ વર્તમાન રાણીશ્રીએ જાણ્યા ત્યારે આર્યપ્રજાનો પૂર્ણ પ્રેમથી ઉપકાર પ્રદર્શિત કીધો. મે માસમાં રાણીશ્રીના વડા જમાઇ, જર્મનીના પાટવીને ગળામાં દરદ થયું હતું, તેથી રાણીશ્રી ઘણાં બેચેન થયાં હતાં, ને ઘણાક પ્રકારે સારવાર કરવાને તજવીજો કીધી, જેથી તે દરદ નરમ પડયું હતું. જુબિલીની મોટી યાદગીરીમાં ઇંગ્લંડમાં ઇમપિરિયલ ઇન્સ્ટીટયુશન સ્થાપવાને માટે યુવરાજે મોટો શ્રમ લીધો છે, ને તા. ૧૦મી જુન સુધીમાં ચાળીશ લાખ રૂપિયા ભરાઇ ચુકયા છે

દેવિના પરિવારમાં પાંચ રાજકુંવરી અને ચાર રાજકુંવરો છે. જેમાંથી એક કુંવર ને એક કુંવરી દેવલોક થયાં છે. વડી કુંવરી, જે જર્મનીના યુવરાજ સાથે પરણેલી છે, તેને ૭ કુંવરી કુંવરો છે, વળી આ ૭ બાળકોને મેર બીજા પાંચ બાળકો છે.—યુવરાજ પ્રિન્સ ઑાફ વેલ્સને પાંચ બાળકો

છે.-દેવલોક ગયેલી કુંવરી **એલિસને** પાંચ કુંવર કુંવરી, અને એક સંતાનને ઘેર સંતાન છે.-ડયૂક ઑફ એડિનબરોને પાંચ કુંવર કુંવરી છે,-કુંવરિ **હેલિનાને** ત્યાં ચાર,-ડયૂક ઑફ કૉનાટને ત્યાં ત્રણ,-સ્વર્ગવાસી ડયૂક ઑફ **આલબનિને** ત્યાં બે, અને રાજકુંવરિ **બિયેટ્રીસને** એક સંતાન છે. આ પ્રમાણે ૨૭ કુંવર કુંવરી, ૩૧ પૌત્ર પૌત્રી, ને ૬ પ્રપૌત્ર પ્રપૌત્રી રાણીશ્રીની આસપાસ કલ્લોલ કરી રહ્યાં છે. આ સુખ પરમ્ ભાગ્યનું ચિન્હ છે.

અત્રે રાણીશ્રીનાં જૂદાં જૂદાં કાર્ય સંબંધી ચરિત્ર પૂર્ણ થાય છે. એમાં એ નામદારની યશવંતી રાજવૈભવની કીર્ત્તિ ચંદ્ર પેઠે સર્વને શાંતિ આપે તેવી દિવ્ય, પરમ્ કલ્યાણસૂચક દર્શન દે છે.

અને તે પરમોદાર પરમ્ પ્રભુ પરમાત્મા ધર્માત્મા અખિલ વિશ્વમાં-ઘર, ગ્રામ, નગર, દેશ, ખંડ, અને ભૂગોળ અને ખગોળના પ્રાણી માત્રના ઘટઘટમાં વ્યાપિ રહ્યો છે, અને જે નિત્ય નિત્યધર્મ-નિવૃતિ પ્રવૃતિ ભણી લક્ષ રખાવવે તત્પર રેહે છે તે પ્રભુને પ્રેમે વંદી ધર્માર્થકામમોક્ષને અર્થે દિનવાણીથી સ્તવું છું કેઃ-

> કરજો વિજયિ વિક્ટોરિયા, શ્રિ-ધિ સુખ ઐશ્વર્ય આપજો;
> બહુ કાલ ઝલ્કે શિર મુકટ, પ્રભુ રાણીનું રક્ષણ કરો.

# પ્રકરણ ૧૪ મું.

## ભરતખંડની રાણી અને મહારાણી.

આ ચરિત્ર, જે પ્રજા સમક્ષ ધરૂં છું તે ચરિત્રની મુખ્ય પાત્ર, રાણીશ્રી **વિક્ટોરિયા**નો આ ભરતખંડની પ્રજાપર કેવો ને કેટલો પ્રેમ--સંબંધ છે તે જાણવાની અવશ્ય જરૂર છે. ૧૬૧૨માં જૉન કંપની બહાદૂરે સમુદ્રપર્યટન કરી, લાંબી મુસાફરીનો અથાક શ્રમ વેઠી, કેપ ઑફ ગુડહોપને માર્ગે આવી સુરતમાં વેપારધંધાર્થે કોઠી સ્થાપી. ૧૭૫૭માં પ્લાસીનું યુદ્ધ થયું ને **સુરાજઉદ્દૌલા**ને હરાવી, **મીર કાસીમ**ને બંગાલની સુબેદારી લોર્ડ **કલૈવે** સોંપી, તેના પેટામાં કેટલાક હકો નોંધાવી લીધા. ફ્રેન્ચ, પોર્ટુગીસ અને વલંદા સાથે ઝપાઝપી થઈ તેમાં તે સર્વેને હરાવી, મોગલ મરેઠાનો પરાજય કીધો. ૧૮૧૮માં પેસવાઇનો અંત આણી, **બાજીરાવ** છેલ્લાને બિનારસમાં કેદ કીધો, ને કંપની વિજયવંત થઈ. વેપારધંધાનો ઉદ્દેશ બંધ પડયો ને રાજખટપટમાં ઝોકાવી સર્વોપરી સત્તા સ્થાપવા કંપનીએ મથન કીધું ને રફતે રફતે જુના મોગલ, મરેઠા ને રજવાડાઓ જપત કરતી થઈ. તેના એ કૃત્યથી પ્રજામાં અસંતોષ ફેલાયો. લૉર્ડ **દેલહૌસી**એ છેલ્લે ગજબ કીધો. લોર્ડ **કેનિંગ** ગવરનર જનરલ થઇ આવ્યો; પણ ૧૮૫૭ના મધ્યમાં બળવો થયો. અંગ્રેજોને સજ્જડ ધ્હે પહોંચાડી, દિલ્લી ગુમાવ્યું મેળવ્યું, ૧૮૫૮માં હિંદુસ્થાનની રાણી તરીકે **વિક્ટોરિયા**નો ઢંઢેરો પીટાયો, જે પ્રજાએ પ્રેમથી માન્ય કીધો. ૧૮૭૭માં મહારાણી કૈસર-એ-હિન્દ થઈ. એ સૌમાંથી રાણીશ્રીના ખાસ ઉપકાર જાણવાનું બની આવે છે.

## ૧—બળવો.

રાણીશ્રી ૧૮૫૭ પેહેલાં પોતાના ભરતખંડના રાજ્યમાં થોડું મન આપતાં હતાં. કંપનીના હાથમાં વહિવટ હોવાથી, ખાસ કરીને જે કંઇ લક્ષ આપવામાં આવતું તો તે પાર્લામેંટમાં હતું. સ્ટેટ સેક્રેટરી જે કરે તે ખરૂં. લોર્ડ ડેલહોસીની પોતાની રાજનીતિથી રાજવર્ગ દુણાઇ ગયો હતો. છતાં લોર્ડ કેનિંગે ૧૮૫૬માં આવીને ભરતખંડને શાંત કરવાને ઘણો શ્રમ લીધો પણ તેમાં તે ફાવ્યો નહિ. ૧૮૫૭ના અપ્રેલમાં ઈંગ્લંડમાં સહજ વાત જણાઇ કે હિંદુસ્થાનનું તમામ લશ્કર બેદિલ થયેલું છે. ઘણાક લશ્કરી માણસો રોજીવિનાના થઇ ગયા હતા, તેઓએ જુન મહિનામાં બળવો ઉઠાવ્યો. તે ખબર જુન આખરે ઇંગ્લંડ પહોંચી. ૨૮ મી જુને ચાર લશ્કરી ટુકડી ભરતખંડમાં મોકલવાની મંજુરીયત થઇ. લોર્ડ એલનબરોએ દિવાને ખાસમાં હિંદુસ્થાનની માઠી હાલતના સમાચાર જણાવ્યા. ઇંગ્લંડથી ૧૦૦૦૦ માણસનું લશ્કર, ભરતખંડ બચાવવાને ઉતરી પડયું. ૧૧ મી જુલાઇએ ઇંગ્લંડની સરકારને ખબર મળી કે ૩૦૦૦૦ બંગાલી લશ્કર સામું થયું છે ને તેણે બંગાલને કંપાવ્યું છે. બળવાખોરો એ વેળાએ દીલ્લી કબજે લઈ ચુકયા હતા, ને તેઓએ શાહઆલમ બાદશાહની આણ ફેરવી હતી. બળવાની શરૂઆતમાંજ જનરલ એનસન, હિંદુસ્થાનનો મુખ્ય સેનાધિપતિ મરણ પામ્યો હતો, તેની જગ્યા લેવાને સર કોલીન કેંબેલને ઇંગ્લંડથી મોકલવાનું ઠરાવ્યું હતું.

રાણીશ્રીને આ બળવાની ખબર મળી કે બંને દંપતી સરખી રીતેજ બેચેન થયાં. લૉર્ડ પામર્સ્ટનને ઘણીક રીતની ચેતવણી આપવા માંડી, પણ કમનસીબે હિંદુસ્થાનથી રોજરોજ માઠી ખબર આવવા લાગી. પેહેલે મામલો ઘણો ભય ભરેલો લાગ્યો નહિ, પણ પછી તે બહુ

બારી થઇ પડયો. ઓસબર્નથી તા. ૧૯ મી જુલાઈએ રાણીશ્રીયે લખ્યું કે વગર બંદોબસ્તે ને નિયમ વગર કંઇપિણ કામ હવે કરવા જેવું નથી, કેમકે તા. ૧૭ મીએ ઘણા ભયંકર સમાચાર મળ્યા હતા. એજ પત્રમાં વધુ જણાવ્યું કે ઇંગ્લંડમાં પડેલું ફાજલ લશ્કર એકદમ ભરતખંડમાં મોકલવું. આ પત્રમાં રાણીશ્રીએ ઘણીજ સખ્ત રીતે લશ્કરી વ્યવસ્થા સંબંધી લખ્યું હતું. તુરતજ કમાન્ડર ઇન ચીફે સઘળી વ્યવસ્થા બતાવી દીધી ને તે બાબત લૉર્ડ કેનિંગને તાર કીધો.

તુરતજ તા. ૪ થી જુલાઇનો લૉર્ડ કેનિંગનો લખેલો પત્ર રાણીશ્રીના હાથમાં આવ્યો. તેમાં જણાવ્યું હતું કે "ઘણા અનમોલ હીરા ગૂમ થયા છે. પણ હવે પ્રજાનો પૂર્ણ વિશ્વાસ મેળવવો એજ મુખ્ય વાત છે." તેમજ જણાવ્યું હતું કે હજી બીજે ઘણે સ્થળે બળવો થવાનો ભય છે. પણ ચીન લડવા ગયેલું લશ્કર તુરતજ મદદે આવી પહોંચશે એમ આશા બતાવી હતી.

રાણીપતિ આલ્બર્ટે હિંદુસ્થાન સંબંધી પોતાની ફિકર પોતાના ભત્રિજાને પત્ર લખતાં ઘણી રીતે જણાવી છે. જેમાં હિંદુસ્થાનની પ્રજા સદાજ પરાયા લોકોને વશ પડેલી છે, ને આસમાની સુલતાનીના મારા તળે વારંવાર આવી છે, તેમ તેનાપર એલેકઝાંડર, એસીરિયન, ઇરાની, તથા દુરાનીએ હુમલા કરીને કંપાવ્યું છે, તે લોકોનો આ બળવો બહુ શોકકારક છે. હિંદુ ને મુસલમાન વચ્ચે મૈત્રી થવી એ મુશ્કેલ છે, અને તેઓ ધર્મ સંબંધે જુદા હોવાથી કોઇપણ દિવસે ફાવવાના નથી. છતાં બ્રિટિશોના જુલમાટ માટે બોલવાને તે ભૂલ્યો નથી. તેનું ધારવું એવું હતું કે જે કેટલાક ધર્મ સંબંધી ફેરફારો* થયા છે

---

* આલબર્ટ લખે છે કે "નેહેરો ને રેલવેઓ થઈ, નિશાળો સ્થાપી,

તેથી આ પરિણામ આવ્યું છે. લોકો ધારે છે કે ધર્મનો નાશ કરીને ખ્રિસ્ચાનિટી સ્થાપવા માંગે છે ને તેથી આ બળવો થયો છે. વળી પેલા કારતુસો સંબંધી પણ તે એમજ જણાવેછે કે તેથી ભ્રષ્ટ થવાયછે એ એક ભયંકર વિચાર છે; કેમકે તેઓ ભય રાખે છે કે એથી ન્યાત બહાર થઈયું. જેમ કેટલેક ઠેકાણે બળવો થયો તેમ કેટલેક ઠેકાણે શાંતિ પણ હતી ને તેથી ઇંગ્લંડથી મદદ આવી પહોંચે ત્યાં સુધી બળવાખોરોને હઠાવવાને બદલે લૉર્ડ કેનિંગે રક્ષણ નીતિએજ પગલાં ભર્યાં.

રાણીશ્રી ને રાણીપતિ ઘણાં ફિકરમંદ થઇ પડયાં હતાં. રોજ રોજ ભયંકર સમાચાર મળતા હતા. ઇંગ્લંડથી વધુ લશ્કર મોકલવા માટે ઇંગ્લંડની પ્રજાનો મત થયો ને તે પ્રમાણે લશ્કર મોકલ્યું. તા. ૨૭ એ રાણીએ જાતોજાત મળીને કેબીનેટ સાથે વાત કરીને તાત્કાળના ઉપાય લેવા ધાર્યા. તા. ૨૯ મીએ દંપતી એલમોરલ્ ગયાં, ત્યાં જનરલ **વિલર** ને તેની સેનાનો **નાનાસાહેબે** નાશ કીધાના સમાચાર મળ્યા. જનરલ **હેવલાક** તેના રક્ષણે ગયો પણ ફોકટ. વધારે લશ્કર ફાજલ પાડવા માટે ૧૦૦૦૦ માણસની ઇંગ્લંડની મિલિશિયા બોલાવી. તા. ૨ જી સપટંબરે રાણીશ્રીએ પોતાના મામા, બેલજીયમના રાજાને લખ્યું કે, ભરતખંડ સંબંધી અમને ઘણી મોટી શોકકારક કાળજી છે. લશ્કર તાત્કાળમાં નથી ને ઘણી ભયંકર રીતે સ્ત્રી, બાળકોનો નાશ થયો છે; જે આ જમાનામાં તો કદી બનેલો બનાવ નથી. હિંદુસ્થાનમાં લશ્કર મોકલવાની સારી ગોઠવણ નથી ને દેશ દૂર હોવાથી તુરત કંઇ થાય તેમ નથી.

સર્વ પ્રકારે ઇંગ્લંડમાં ઘરઘર શોક વ્યાપી રહ્યો હતો, કેમકે

---

સતી બંધ પાડી, પુનર્વિવાહને ઉત્તેજન આપ્યું, જગન્નાથના રથનીચે કચડાવાનું બંધ કીધું, ને મુર્ત્તિને મદદ બંધ કરી." "આ કાર્યોથી હિંદુઓએ માન્યું કે ઇંગ્લંડ તેઓના ધર્મનો નાશ કરીને ખ્રિસ્ચાનિટી સ્થાપવા મથેછે."

લખનૌ ને કાનપોરની કતલની વાત ઘણી ચરચાઇ રહી હતી. દક્ષિણ ભરત-ખંડમાં પણ બળવો જાગ્યો હતો ને મુંબઇમાં પણ બળવાનાં ચિન્હ દેખાયાં હતાં. ખરાબ ખબરથી જે અસર દંપતીને થઇ તેથી તેઓ ઘણાં સંતાપયુક્ત થયાં હતાં. જ્યારે રાણીશ્રી પાસે **નાનાસાહેબ**ની કતલનો હેવાલ ગયો ત્યારે તેઓ કંપ્યાં, રડયાં ને ઉંડો નિશ્વાસ મુકયો—રાણીપતિએ અતિશય દિલગિરી બતાવી. રાણીપતિ **આલબર્ટ** તા. ૧૩ મી સપટંબરે લખે છે કે "અમે દર પળે હિંદુસ્થાનની સ્થિતિના સમાચાર જાણવા ઈચ્છિયે છૈયે." હજી દિલ્લીનો કબજો બળવાખોર પાસે હતો. કતલની વાતથી કેબીનેટ પણ દિલગિર થઇ હતી. તા. ૭ મી અકટોબરે લોર્ડ **પામર્સ્ટન**ની સૂચનાથી, બળવો શાંત પડે તેટલા માટે ઇંગ્લંડના સર્વ દેવળોમાં પવિત્ર પ્રાર્થના કરવામાં આવી હતી. રાણીએ પણ તેની મંજુરીયત આપી, તેમાં સામેલ થયાં હતાં. હિંદુસ્થાનથી ફરીયાદ આવતી કે લશ્કરી મદદ ધીમેધીમે આવતી હોવાથી યથાર્થ યોજના થતી નથી, તેથી રાણીએ તાત્કાળના ઉપાય લેવાને કહ્યું.

હિંદુસ્થાનમાં જનરલ **હેવલાક** લખનૌના છુટકારા માટે ગયો, પણ તેને હારીને પાછા ફરવું પડયું. ત્યારે ઇંગ્લંડમાં સામાન્ય ભય પથરાયું. દિલ્લી તો દૃઢ હતું. ફ્રેન્ચ શાનશાહે પોતાની મદદ આપવાને પણ જણાવ્યું. બેલજીયમે પણ બે ટુકડી મોકલવા લખ્યું. તેવામાં ઇગ્લંડમાં ખબર આવી કે લખનૌમાં ૧૦૦૦ માણસનો પ્રાણ **નાનાસાહેબે** ગોંધીને લીધો છે. બેરન **સ્ટોકમર**ને રાણીપતિએ લખ્યું કે 'બે પ્રકારના રાજ-બંધનથી આ પ્રમાણે નુકશાન થયું છે. એક તો કંપની ને બીજું તાજનું રાજ—એ ફાયદાકારક નિવડે નહિ.' રાણીપતિનું માનવું એવું હતું કે બેંગાલનું ૮૦૦૦૦થી ૯૦૦૦૦ લશ્કર સામા થયું છે; તેથી ઘણો ભયંકર બનાવ બનશે. તે ભયાકુળ હતો. યુરોપમાં પોલ લોકોએ પોતાના રાજકર્ત્તા સામા બળવો કીધો હતો તે પછી આવો બળવો હિંદુસ્થાનમાં થયો હતો. રાણીપતિ

કહે છે કે ૨૦૦૦૦૦ બળવાખોર સામા, ૨૦ કરોડ માણુસના રક્ષણ માટે ૨૪૦૦ અંગ્રેજો શી બિશાદમાં છે? પણ તેઓએ જય મેળવ્યો.

હિંદુસ્થાનથી સપટંબરમાંજ કંઇ કંઈ સારા સમાચાર મળવા લાગ્યા; ૨૦ મી સપટંબરે બળવાખોરોને હરાવીને દિલ્હી કબજે લીધું ને જનરલ હેવલાકે ઉપરાચાપરી વિજય મેળવ્યા. બળવો બંધ પડવાથી રાણીપતિ ઘણો ખુશી થયો, પરંતુ આ પ્રકૃતિક્ષોભને માટે રાણીશ્રી બહુ દિલગિર હતાં. જીત પછી જીતજ થાય છે, તેમ જગ્યે જગ્યે જીતો થવા માંડી ને જનરલ હેવલોકના ૮૦૦ શૂરા સીપાઈઓએ ૧૦૦૦૦ માણુસ સામા મોટી લડાઇએ। લડી, ૬૬ તોપ જીતી લીધી, નેબળવાખોરોને નરમ પાડયા. છેલ્લી લડાઇ જરનલ હેવલાકે, સર કોલીન કેમ્પબેલ બંનેના એકઠા થયેલા લશ્કર સાથે પાણીપતના મેદાનમાં લડી ને ગુરીલા ને લખનૌની લડાઈ પછી નરમ પડેલા બળવાખોરો હારીને નાસી ગયા, ને આખો ભરતખંડ રાણીશ્રીના શીતળ છત્રનીચે આવ્યો ને ઇંગ્લંડમાં મોટો જયજયકાર થઈ રહ્યો.

## ૨—રાણીશ્રીનો ઢંઢેરો.

ભરતખંડ શાંત થયું. બળવો બેસી ગયો. પણ હવે કયા પ્રકારે રાજ્ય કરવું તે નક્કી કરવાને માટે પ્રધાનમંડળ અને રાણી તથા રાણીપતિ સર્વે વિચારમાં પડયાં. રાણીપતિને એ મંડળોથી ચાલતું રાજ બિલકુલ પસંદ હતું નહિ. બલવો સમાપ્ત થયો તે સાથેજ મી. ડીઝરાયલીએ લોર્ડ પામર્સ્ટનની સરકાર પાસ ખુલાસો માગ્યો કે હવે તે કેવા પ્રકારે રાજ કરવા માંગે છે? લોર્ડ પામર્સ્ટને કંઇપણ પ્રતિઉત્તર વાળ્યો નહિ, પણ તેણે રાણી સાથે ને કેબીનેટ સાથે વિચાર કરવા માંડયો. જુલાઇની તા. ૨૭ મીએજ મી. ડીઝરાયલીએ કહ્યું હતું કે 'હવેથી હિંદુસ્થાનની પ્રજાને રાણીશ્રીના સિદ્ધા શીતળ છત્ર નીચે લેવી.' પણ બળવો

બેઠા પછી એટલે અકટોબરની મધ્યમાં• લૉર્ડ **પામર્સ્ટને** લખ્યું કે "ગોલાર્ધના બીજા ભાગના એક વિશાળ પ્રદેશપર બે કેબીનેટથી રાજ કરવાની અસગવડતા ને મુશ્કેલી ઘણી છે, કે જેમાંની એક તે પાર્લામેંટને જોખમદાર છે, ને બીજી માત્ર વેપારની વાતજ સમજે છે, વળી તે માત્ર વરસમાં ત્રણ ચાર વારજ મળે છે. તેનાથી, આ વરસમાં બનેલા બનાવો તરફ જોતાં, વધારેવાર રાજ્ય ચલાવવું એ યોગ્ય નથી. તેટલા માટે હું એવી યોજના મુકુ છે કે આવતી પાર્લામેંટની બેઠકમાં એક બિલ એવી મતલબનું લાવવું કે હાલની ગોઠવણ કાઢી નાખીને 'જેમ મહારાણીના બીજાં રાજ્યોપર રાજસત્તા ચાલે છે તેમ,' તાજ અને પાર્લામેંટની સીધી સત્તાતળે તેનાપર રાજ્ય કરવું. ખરી વાત છે કે તેથી, જેઓને કંપની સાથે સંબંધ છે તેઓ તરફથી ઘણો વિરોધ થશે, ને પાર્લામેંટના મેંબરો તે વાત ઉપાડી લેશે, માટે એ વાત નક્કી કરવા પેહેલાં, આ બાબતપર આપ ખુદાવિંદ યથાર્થ–સારી રીતે વિચાર કરશો.'

લૉર્ડ **પામર્સ્ટને** એ વાત ઘણી કાળજી ને આગ્રહથી ઉઠાવી લીધી. પોતાની કેબીનેટમાં નક્કી કીધા પછી તે નવંબરમાં રાણી તથા રાણીપતિને મળ્યો ને ઘણાક સવાલના જવાબ દઇ વાદવિવાદ કીધો. પાર્લામેંટ તા. ૩ જી ડીસેંબર ૧૮૫૭ને દિને ઉઘડી, ને તા. ૧૭ મીએ રાણી હજુર પોતાની યોજના વડા પ્રધાને મુકી. રાણીપતિએ ઘણીક યોજનામાં સુધારો કરાવ્યો, જે અણમોલ થઇ પડયો.

આ ચરચાને દરમિયાન લૉર્ડ **કેનિંગ**નો રાણીજોગો પત્ર આવ્યો; તેમાં અંગ્રેજ અને દેશી વચેના વિરોધ ને વૈરબુદ્ધિની ખબર આપી જણાવ્યું કે ભરતખંડના અંગ્રેજો ૪૦ થી ૫૦ હજાર બલવાખોરોને તોપને ગોળે કે ફાંસીને લાકડે ચઢાવવા તૈયાર છે. દેશીનો વિશ્વાસજ નહિ તેવો વિચાર ઘણાકનો હતો, પણ લૉર્ડ **કેનિંગે** લખ્યું કે 'સિવિલ' કે 'સૈનિક' કોઇપણ કાર્યમાં દેશીના વિશ્વાસ

વગર રાજ્ય ચલાવવું અશકય છે. જેઓના પ્રાણસમાન વહાલા સ્નેહીઓ બલવાખોરને હાથે કપાઇ ગયા છે, તેઓને તેઓપર ઘણું વેરજ હોય, પણ આપણે તો રાજ્યને સમાલવાનું છે. ઘણા હિંદુ ને મુસલમાનોએ ઉદારવૃત્તિ બતાવી છે,ને મદદ કીધી છે; તેઓને ખાતર આપણે ન્યાય પરાયણ વર્તવું જોઇયે.' વળી ઇગ્લંડમાં પોકાર પડયો કે દેશી રજવાડાનો નાશ કરવો, ને તે સઘળાને ખાલસા કરવા.પણ લૉર્ડ કેનિંગ ઘણો સામા થયો. લૉર્ડ કેનિંગનો કાગળ રાણીને મળ્યો કે તુરતાતુરતજ તેનો પ્રતિઉત્તર ઘણા નમ્ર શબ્દમાં રાણીયે લખ્યો હતોઃ–'ખ્રિસ્તી નીતિથી વિપરીત જે વિચાર બતાવવામાં આવે છે તે માટે માહારાણીશ્રી દિલગિર છે. જેઓએ નિર્દોષ બાળક તથા યુવતી ને રમણીના પ્રાણ લીધા છે તે બહુ શોકજનક છે, તેને માટે યોગ્ય ન્યાય થવો જોઇયે. પણ પ્રજા સમસ્તને શું છે?–શાંત પ્રકૃતિની પ્રજાને?–જે ઘણાક મમતાળુ ને દયાળુ દેશી મિત્રોએ આપણને મદદ કીધી છે, શરણાગતને આશ્રય આપ્યો છે, નિમકહલાલ–સત્ય ને વચને રહ્યા છે,અતિ રૂડી રાજભક્તિ બતાવી છે તેને શું? તેઓએ તો જાણવું જોઇએ કે ગોરી ચામડી તરફથી અન્યાય નથી, પણ તેઓની રાણીની ઇચ્છા છે કે તેઓને સુખસંપત્તિ ને આબાદીથી ભરપૂર જોય.' પછી સર કોલીન કેમ્પબેલનો, તેની બહાદુરી માટે ઉપકાર માન્યો હતો. સઘળો પત્રવ્યવહાર રાણીશ્રી સાથેજ ચાલતો હતો ને લૉર્ડ ગ્રાનવિલ તેમાં ઘણી મદદ કરતો હતો. હિંદુસ્થાનમાં ખરી બહાદૂરીથી જે યોદ્ધાઓ લડયા હતા, તેઓને માન અકરામ આપવાનો વિચાર પણ જાનેવારી માસમાં થયો હતો.

ભરતખંડ રાણીના રાજ્ય સાથે જોડી દેવો તે સંબંધી ઠરાવ થયો ને તેને લગતું બિલ પાર્લામેંટમાં લાવવામાં આવ્યું.પણ એ અરસામાં જે સીપાઈઓએ તથા યોદ્ધાઓએ બળવો દાબી દેવામાં આશ્રય આપ્યો હતો, તેમનો સરદારોનો ને લૉર્ડ કેનિંગનો ઉપકાર માનવાની દરખાસ્ત પાર્લામેંટમાં રજુ થઇ

ઘણા કોનઝરવેટીવ મેંબરો તેની સામા થયા,તેમાં ખસુસ કરીને લૉર્ડ કેનિંગનો ઉપકાર ન માનવો એમ તકરાર ચાલી હતી. આનું મુખ્ય કારણ એ હતું કે લૉર્ડ કેનિંગે જે રાજનીતિ પસંદ કરી હતી તે રાજનીતિ ભરતખંડના ઘણા અંગ્રેજોને બીલકુલ પ્રતિકૂળ હતી. તેઓએ ઇંગ્લંડના પત્રોમાં અને ખસુસ કરીને "ધી ટાઈમ્સ"માં ખોટો પોકાર ઉઠાવ્યો. તેથી ત્યાંનું પ્રજામત ફરી ગયું.લૉર્ડ પામર્સ્ટનની એ દરખાસ્તની સામા મી. ડીઝરાયલીએ દિવાને આમમાં ને લૉર્ડ ડરબીએ દીવાને ખાસમાં અતિ સખ્ત પોકાર ઉઠાવ્યો. અનેક પ્રકારના સખ્તમાં સખ્ત ટીકા લૉર્ડ કેનિંગના કામકાજપર થયા ને તે એટલા બધા તો વેરવાળા, દ્વેષીલા ને જુઠા હતા કે તેની નોંધ અત્રે અગત્યની નથી. જે શબ્દપ્રહાર તેનાપર ચાલતો હતો તે ઘણો અયોગ્ય હતો, એટલુંજ નહિ, પણ બહુ ધિક્કારવાજોગ પણ હતો. લૉર્ડ કેનિંગ નહિ હોત તો બ્રિટિશ રાજ્યનો પાયો આ દેશમાં મજબૂત થાત નહિ એ સત્ય છે ને એજ વિચાર આજે ત્રિસ વર્ષે પણ માન્ય રાખવામાં આવ્યો છે.

પોતાપર આ હુમલા થાય છે તેથી લૉર્ડ કેનિંગે, રાણીપતિને જાણવા માટે, લૉર્ડ ગ્રાનવિલપર એક પત્ર લખ્યો ને તેમાં પોતાનો યથાયોગ્ય બચાવ કીધો હતો. તેણે જણાવ્યું કે 'જ્યારે બલવો થયો ત્યારે બંગાલમાં એક પણ સોલજર ન્હોતો, અને સઘળો બચાવ દેશી લશ્કરે કીધો છે તો શું આ દેશી લશ્કરનો ઉપકાર માનવો નહિ? ને અદ્યાપિ પર્યંત દેશી લશ્કરપરજ આધાર છે તો શું તેને ભૂલી જવું?જો દેશી પ્રજાનો વિશ્વાસ નહિ થશે તો આપણે પાછા ભયમાં આવી પડીશું. સઘળા વર્ગનો અવિશ્વાસ શા કામનો? લોકો કે પત્રો અને ગમે તેટલી ગાળો ભાંડે પણ હું જરા-રતિભાર પણ દરકાર કરતો નથી,પણ ખોટો વસવસો ઉભો કરવાથી ઘણા માઠા પરિણામ થશે, માટે ખોટા બંધાતા વિચારનો નાશ કરવો જોઇયે.' આ મતલબનાં તેનાં વચનોથી ઘણા પ્રકારે રાણીશ્રી રાજી થયાં ને પછી તેનો ઘણો બચાવ કીધો. ભરતખંડ

સંયુક્ત કરવાના બીલના સંબંધમાં ઘણા જણ સામે થયા હતા, પણ ૧૮ મી ફેબ્રુવારીએ નક્કી થયું કે તાજના સિધા રક્ષણ નિચે ભરતખંડ લેવું.

ઉપરાચાપરી બનાવો હિંદુસ્થાનના સંબંધમાં બનતા હતા, પણ તેટલામાં પાર્લામેંટમાં લૉર્ડ **પામર્સ્ટન**ની હાર થઇ, ને લૉર્ડ **ડરબી** વડો પ્રધાન થયો. કેવા દસ્તાવેજથી હિંદુસ્થાનનો કારભાર હાથમાં લેવો તેને માટે બીલપર નવા પ્રધાનમંડળના વખતમાં પણ પુષ્કળ તકરાર ચાલી; ઘણી જોસ ભરી ચરચા થઈ, ને ઘણા સુધારા સાથે તે બિલ પસાર થયું. હવે મુખ્ય બનાવ ઢંઢેરાને લગતો હતો.૨જી આગષ્ટ ૧૮૫૮ને દિને ભરતખંડમાં રૂડી વ્યવસ્થાથી રાજ્ય કરવાનું બિલ પસાર થયું, અને પછી ઢંઢેરો ઘડવામાં આવ્યો. ઢંઢેરાનો ખરડો મહારાણી, જે તે વખતે જર્મની ગયાં હતાં, ત્યાં તા.૧૪મી આગષ્ટે પહોંચ્યો. પ્રથમ તે દસ્તાવેજ રાણીપતિના હાથમાં ગયો ને તેણે લખ્યું કે "તે હાલની સ્થિતિમાં નહિ રેહેવો જોઇયે." તા. ૧૫મી આગષ્ટે બેબલ્સબર્ગ પરગણામાંથી તેનો પ્રતિઉત્તર રાણીશ્રીએ લખ્યો હતો.લૉર્ડ **માલ્મ્સબ-રી**,જે રાણીશ્રીનો ખાસ કારભારી હતો,તેણે લૉર્ડ **ડરબી**ને લખ્યું કે 'આ ઢંઢેરામાં ઘણી ભુલો ને વાંધાઓ કાઢવામાં આવ્યા છે, ને તેટલા માટે તે સુધાર્યા વગર રાણીશ્રી મંજુરીયત આપશે નહિ. યાદ રાખવું કે આ એક ન્યાય દેવીનું રાજ્ય છે, ને તે પોતાની કરોડો પ્રજાને જે સત્તા ને અભયવચનો આપે તે તેની (રાણીશ્રીની સ્થિતિ–પ્રકૃતિ–સ્વભાવવૃત્તિને) અનુસરતાં હોવાં જોઇયે–તે પણ વળી માંહોમાંહેની એક વેહેતી લડાઈ બંધ પડયા પછી,–આવા ઢંઢેરામાં ઔદાર્યતા, પરહિતેચ્છા, ને ધર્મની સમાનતા –સ્વતંત્રતા જણાવવી, તે સાથે આબાદી ને સુધારાનાં અભયવચન આપતે તે ઢંઢેરો ઘડાવો જોઇએ." પ્રારંભ ઢંઢેરાના ખરડામાં ધર્મ સંબંધી સ્વતંત્રતાનો હક સરકારને હસ્તક હતો. પણ રાણીશ્રીએ જણાવ્યું કે 'તે પોતાના ધર્મને સર્વ પ્રકારે સન્માન આપે છે, તથાપિ સર્વને પોતપોતાનો ધર્મ યથેચ્છ પાળવાને માટે

તે અભયવચન આપે છે.' વળી અસલ ખરડામાં એવું લખાણુ હતું કે "પ્રજાની દરિદ્રતાનો નાશ કરશે." પણ રાણીશ્રીએ જણાવ્યું કે તે કરવું તો સરકારનો ખરેખરો ધર્મજ છે, તેમાં નવું શું છે? પણ મુખ્ય હેતુ તો એ હોવો જોઇએ કે નવા સુધારા પ્રમાણે "પ્રજા સંપત્તિમાં સંવૃદ્ધિ" કરવી તેમ લખવું જોઇએ. આ આદિ ઘણાજ અગત્યના સુધારા કીધા. અને છેલ્લે જણાવ્યું કે જે માંહોમાંહેની લડાઈ જાગી હતી તેનો નાશ થયો તે માટે રાણીશ્રી ઘણાં ખુશી છે ને પ્રભૂનો પાડ માને છે, ને આ ઢંઢેરામાં આપેલી કબૂલતો ઇશ્વર પૂરી પાડે તે માટે તે આશાવંત છે. આ બધા સુધારાનો ઢંઢેરો લૉર્ડ ડરબીને મોકલી આપ્યો. તેને પણ તે યોગ્ય લાગ્યો. ઘણા સુધારા કબૂલ કીધા ને પાછો નવો ઢંઢેરો લખીને તાકીદે રાણીશ્રીપર મોકલ્યો. આ નવો ઢંઢેરો લખતાં તેણે લખ્યું હતું કે 'હવે તે મહારાણીશ્રીને પસંદ પડશે.' તેમાં રાણીશ્રીએ ખુલ્લું બતાવ્યું કે 'તે પોતાની ઇંગ્લંડની પ્રજાતુલ્યજ ભરતખંડની પ્રજાને ગણે છે.' નવા ઢંઢેરામાં છેલ્લે એટલુંજ રાણીએ વધાર્યું કે 'અમને અને અમારા કારભારીઓને અમારી પ્રજાના કલ્યાણના કાર્યમાં મદદ કરવાને માટે તે પરમાત્મા પરમકૃપાળુ પ્રભૂ સઘળી શકિત આપો." ભરતખંડમાં ચલાવેલી વર્તણુકના સંબંધમાં લૉર્ડ કેનિંગપર જે અયોગ્ય હુમલો થયો હતો તે માટે તેને સારો બદલો પાછળથી આપવામાં આવ્યો હતો.

## ૩—ભરતખંડમાં ઢંઢેરો ને સ્ટારનો ખીતાબ.

રાણીશ્રીનો ઢંઢેરો તા૦ ૧૭મી અકટોબરે લૉર્ડ કેનિંગના હાથમાં આવ્યો; ને તેજ વખતથી ગવરનર જનરલની પદવી સાથે વૈસરાયની નવી પદવી વધારવામાં આવી. લૉર્ડ કેનિંગપર રાણીશ્રીનો સંપૂર્ણ ભરોસો હોવાથી તેના પ્રત્યે ઘણું માન બતાવ્યું હતું. લૉર્ડ કેનિંગે આ ઢંઢેરો

વાંચી સંભળાવવાની મુદત તા૦ ૧લી નવંબરની ઠરાવી ને તેનાં દરેક દેશી ભાષામાં ભાષાંતર કરાવ્યાં. દરેક ઈલાકા અને નગરમાં મોટા મોટા દરબાર ભરીને આ ઢંઢેરો વાંચવાની ગોઠવણ કીધી હતી; ને લૉર્ડ કેનિંગે પ્રથમથીજ ધાર્યું હતું કે એની અસર ઘણી સારી થશે; ને તેમજ થયું. જ્યારે એ ઢંઢેરો વાંચી સંભળાવ્યો ત્યારે દેશના ચોખુણમાં રાણીશ્રીનો જયજયકાર ગવાઈ રહ્યો. ધર્મ સંબંધી જે અભયવચન અને પૂર્ણવિશ્વાસયુક્તવચન ઢંઢેરામાં લખ્યાં હતાં, તે માટે તો લૉર્ડ કેનિંગ ફીદા ફીદા થઇ ગયો, ને એ વાકય, અહલાબાદની પોતાની છાવણીમાં વાંચ્યું ત્યારે તેને જે આનંદ પ્રાપ્ત થયો તેનું વર્ણન કરવાને તે પોતેજ અશક્ત હતો.

મોટા દબદબા સાથે દરેક નગરમાં આ ઢંઢેરો વાંચવામાં આવ્યો હતો, અને તેનાપર લોકો તુષમાન થઇ ગયાં હતાં. જયાં જોઈએ ત્યાં આનંદ આનંદ જણાતો હતો ને લગ્ન ને દિવાળી કરતાં વધારે ઉજમ-ઉમળકે સમસ્ત પ્રજાએ બતાવ્યો. તે ટાંણે પ્રભૂપ્રાર્થના થઈ હતી. લૉર્ડ કેનિંગને ઘણી શાબાસી મળી ને પ્રજાએ રોશની આતસબાજી સર્વે સ્થળે કરી ઘણીક રીતે પોતાનો ઉજળો ઉજમ બતાવી પ્રભુનો પાડ માન્યો. આવો ઉત્સાહ-ઉજમ કોઈપણ વેળાયે જોવામાં આવ્યો નથી. જ્યારે પ્રજાએ જાણ્યું કે આ ઢંઢેરામાં આ વચન છે કેઃ-"પ્રજાની આબાદીમાં અમારૂં બળ, તમારા સંતોષમાં અમારી ચઢતી કળા, અને તમારી કૃતજ્ઞતા એજ અમારા યશનું ઇનામ છે," ત્યારે તો સઘળે સ્થલે એક જાતનો દિવ્ય આનંદ થઈ રહ્યો હતો. ઢંઢેરો વંચાયા પછી લૉર્ડ કેનિંગે રાણીશ્રીને લખ્યું હતું કે તેની અસર આ પ્રમાણે થઇ છે, ત્યારે તેણે પૂર્ણ સંતોષ પ્રદર્શિત કીધો હતો; ને લૉર્ડ કેનિંગ માટે બહુ સંતોષ બતાવ્યો.

સઘળું શાંત થયું, અને લૉર્ડ કેનિંગે ઇંગ્લંડ લખ્યું કે દેશીઓને પણ યુરોપિયનો પેઠે આપણા ખીતાબો આપીને તેઓની પદવી વધારવી.

આ બાબતપર તુરતજ વિચાર કરવામાં આવ્યો. કયો ખાસ ખીતાબ ભરતખંડના રાજા રાણા તથા અમીર ઉમરાવો માટે કાઢવો તે માટે તકરાર થવા માંડી. રાણીપતિને આ કામ સોંપવામાં આવ્યું હતું, તેમજ બીજાઓ પણ તેમાં સામેલ હતા. સર ચાર્લ્સ વુડ નામના ગૃહસ્થે લખ્યું કે મેં સર જાન લૉરંસ સાથે વિચાર કરીને નક્કી કીધું કે "ધી સ્ટાર ઑફ ઑનર ફૉર ઇંગ્લંડ ઍન્ડ ઇંડિયા" અથવા તો "ધી ઇસ્ટર્ન સ્ટાર ઑફ ઑનર" એ નામ નવા ખીતાબ માટે યોગ્યછે. કોઇએ ભલામણ કીધી કે "ઑરડરઑફ ધી ઇંડિયન સ્ટાર ઑફ ઑનર." 'પૂર્વકા સિતારા'–"ઇસ્ટર્ન સ્ટાર" ઘણે ભાગે પસંદ પડયું, પણ તેમાંએ વાંધો ઉઠયો. 'વેસ્ટર્ન સ્ટાર,' 'સીલેસ્ટીકલ સ્ટાર,' 'સ્ટાર ઑફ ધી પીસ,' 'બ્રિટિશ સ્ટાર', વગેરે ઘણાની ભલામણ થઇ, પણ છેલ્લે 'ધી સ્ટાર ઑફ ઇંડયા ઍન્ડ ઇંગ્લંડ' એ યોગ્ય ભાસ્યું. ત્યારે લૉર્ડ ચાન્સેલરે વાંધો ઉઠાવ્યો; કે ઇંગ્લંડ હોય ત્યારે સ્કૉટલંડ, આયરલંડ કે જેણે ઘણી વેળાએ ભરતખંડમાં સત્તા ચલાવી છે તેણે શું પાપ કીધાં કે તે બાતલ થાય? બે વરસ સુધી આ બાબતમાં ચરચા ચાલી ને ૧૮૬૧ સુધી તેનો નિર્ણય થયો નહિ. એક મુશ્કેલી કાઢે કે બીજી નિકળે ને બીજી કાઢતાં ત્રીજી નિકળે, એમ ઉપરાચાપરી વાંધાઓ નિકળતાજ ગયા. છેક ૨૩મી ફેબ્રુવારી ૧૮૬૧ને દિને રાણીપતિ આલબર્ટની ઘણીક સૂચનાને અનુસરીને નક્કી કીધું કે "ધી મોસ્ટ એક્ઝૉલ્ટેડ ઑરડર ઑફ ધી સ્ટાર ઑફ ઇંડિયા" એ ખીતાબના ચાંદો આપવા.* એ નામ સર્વ તરફથી પસંદ કરવામાં આવ્યું. આ ચાંદોથી ઘણાકોને ઉંચી પદવીએ ચઢાવ્યા હતા.

---

* આ ખીતાબના ચાંદમાં મધ્યબિંદુથી સુવર્ણમય રેખાઓ–કિરણો પસરી રહ્યા છે, ને મધ્યમાં હિરો જડયો છે; જે ગોળ ફીકી ભુરી પટી—મીનાથી ભરેલી છે તેની વચ્ચે તે જડેલો છે, ને એ પટિમાં આ નીતિ વચન અંગ્રેજીમાં છે કે "પ્રભૂનો પ્રકાશ એ અમારો ભોમિયો છે." જે શબ્દો પણ હિરાનાંજ છે. તેના કાલર–કંઠપટામાં તાલપત્રનીશાળાથી બંધન થયેલું અંબુજ

## ૪–ભરતખંડનાં મહારાણી.

રાણીશ્રીના હસ્તકમાં ભરતખંડનું રાજ્ય આવ્યા પછી, યુરાપમા ઘણી મોટી ચરચા ચાલી રહી કે ભરતખંડમાં રાણીશ્રીની પદવી કેવી ને કેટલી; તે ભરતખંડના રાજા રાણાઓથી શ્રેષ્ટ કે નહિ તે સંબંધી ઘણી વેળાએ ચરચા થવા માંડી. રૂશિયા, ભરતખંડ તરફ હંમેશ દૃષ્ટિ નાંખતો રહ્યો છે, ને તે એમ ગણુતો હતો કે ભરતખંડમાં રાણીશ્રીની પદવી બીજા રાજા રાણાથી વધારે નથી. ખરી રીતે જ્યારથી રાણીશ્રીના હાથમાં ભરતખંડનો કારભાર આવ્યો ત્યારથીજ તે નામદાર સર્વોપરી રાણી ગણાયાં છે, ને તેના તાબામાં સઘળા રાજા રાણાઓ છે. પણ દસ્તાવેજમાં કે રાજ્યની મહોર છાપ ને સીકામાં તેમાંનું કંઇપણ લખાતું હતું નહિ, ને તેથી ઘણી ગુંચવણ પડવા માંડી. બીજા રાજ્યોમાંથી લખાતા દસ્તાવેજમાં રાણીશ્રી ભરતખંડની સાધારણ માલિક તરીકે જણાતાં હતાં, પણ બીજા રાજાઓથી શ્રેષ્ટ છે એમ ગણાતાં નહિ. આથી ઇંગ્લંડમાં તે નામદારના દરજ્જા માટે વાંધો વધવા માંડયો. આ બાબતમાં ભરતખંડને કંઇપણ લાગતું વળગતું ન્હોતું, તોપણ અત્રેની પ્રજા પણ એમજ માનતી ને સરકારી દસ્તાવેજોપરથી એમજ જોવામાં આવતું કે પેહેલા વર્ગના રાજાઓ કરતાં રાણીશ્રીની સત્તા શ્રેષ્ટ નહિ હોય, તથાપિ આવી બાબતમાં કોઇપણ દેશીનું કંઇપણ બોલવું થયું ન્હોતું. રાજાઓ આ પદવીના સંબંધમાં ઘણા શંકાશીળ હતા.

આવી બાબતનો નિવેડો થવો જોઇએ, કેમકે ઘણા દસ્તાવેજના સંબંધમાં વાંધાઓ ઉઠાવવામાં આવ્યા; તેમાં ૧૮૬૮માં ઇરાનના શાહે લખેલા

છે, અને સફેત–રાતા ગુલાબના તરેહમાં ગુંઠેલું છે. મધ્યમાં શાનશાહી મુગટ છે, જે તદ્દન મીનાકારી સૂવર્ણયી ઝગઝગી રહ્યો છે. મહારાણીશ્રીના મસ્તકનું ચિન્હ ઘણા અચ્છા શણગારથી બનાવેલા ગોળ કુંડાળામાં છે; જેમાં ખીતાબનું નામ હિરાથી મઢેલું છે. આ ચાંદ લટકાવાની ફીત ઝાંખા વાદલી રંગની છે, જેતી બન્ને કોર વળી સફેત છે.

એક દસ્તાવેજના સંબંધમાં ઘણો વાંધો ઉઠયો ને તેજ વખતથી તકરાર પડી કે ગમે તેમ પણ આ પદવીના સંબંધમાં કંઇપણ નિર્ણય થવો જોઈએજ. ઇંગ્લંડ પણ વિમાસણમાં પડયું કે ૧૮૫૮માં રાજારાણાને આ બાબતમાં કંઈપણ જણાવ્યું ન્હોતું, તેથી આવી બાબતમાં એકદમ કંઇપણ ફેરફાર કરવો તેથી રખેને બીજાઓના મન નારાજ થાય. જો કે રાણીશ્રીને સર્વોપરી પદવી લેવાને માટે કંઈપણ વાંધો ન્હોતો, તથાપિ કંઇપણ નિશ્ચય કર્યાં પેહેલાં તેનું નિરાકરણ કરવું અવસ્યનું હતું. ઇંગ્લંડમાં ખાનગીમાંજ નક્કી થયું કે પાટવી કુંવરને ભરતખંડમાં મોકલી રાજારાણાની ઇચ્છાઓ કેવી છે ને તેઓ રાણીશ્રી પ્રત્યે કેવો પ્યાર મમતા બતાવેછે તે તપાસવું.

૧૮૭૫માં પાટવી કુંવર અત્રે પધાર્યા ને સર્વ રાજારાણાએ એકે મને તેઓને વધાવી લીધા ને પોતાના હવે પછી થનારા સર્વોપરી રાજા તરિકે માન આપ્યું. એપરથી ઈંગ્લંડમાં નકી થયું કે રાણીશ્રીએ સર્વોપરી સત્તા–ખીતાબ–પદવી લેવામાં કંઇપણ વાંધો કે હરકત નથી. સર્વે રાજાઓની તે નામદાર સર્વોપરી છે અને બળસત્તામાં ભરતખંડમાં રાણીશ્રી શ્રેષ્ટ છે એ માટે કંઇપણ વાંધો નિકળે તેમ હતુંજ નહિ. તેવામાં રૂશિયાના ઝાર બીજા **નિકોલસે** મધ્ય એશિયાના શાનશાહનો ખીતાબ ધારણ કીધો એટલે પોતાની પદવી સમાલવાને ભરતખંડની સર્વોપરી, રાણી **વિક્ટોરિયાને** બનાવવાનો ઠરાવ થયો.

મી. **ડીઝરાયલીએ** ૧૮૭૬માં પાર્લામેંટમાં બીલ રજુ કીધું કે રાણીશ્રીને ભરતખંડનાં શાનશાહબાનુની પદવી આપવી. ઘણા ઘણા વાંધાંઓ ને તકરારો આગળ લાવવામાં આવી, પણ પછી છેલ્લે રાણીશ્રી તરફથીજ જણાવવામાં આવ્યું કે કોઇપિણ કારણની હરકતનો નાશ કરીને એ ખીતાબ લેવાવોજ જોઇએ. વાંધો લેવામાં મી. **ગ્લાડસ્ટન** મુખ્ય

હતો, પણ તેણે રાણીશ્રીના શબ્દને માન આપીને "ભરતખંડની શાન-શાહબાનુ" ની પદવી આપવાનું ઠરાવ્યું.

"એમપ્રેસ ઑફ ઈંડયા" એ અંગ્રેજી ખીતાબ છે, અને 'એમપ્રેસ'નો ખરો અર્થ શાનશાહની સ્ત્રી-શાનશાહબાનુ થાય. અત્રે તેમ નથી. અત્રે શાનશાહબાનુના અંગથી તેનો પતિ ઓળખાય, ને તે શાનશાહ નહિ, તેથી એનો ખરો અર્થ ઉઠશે નહિ એમ વિચાર બતાવવામાં આવ્યો. આ તકરાર ખરી હતી, ને તેથી દેશી ભાષામાં કયો ખીતાબ રાખવો તે માટે ઘણી ઘણી તકરારો થઇ. દેશીઓએ ઠરાવ્યું કે 'મહારાણી' એ ખીતાબ ઠીક છે. પણ તેમાં કંઈ ગંભીરતા ને પ્રૌઢી જેવું નહિ. મોક્ષમૂલર ભટે કહ્યું કે 'મહારાજ્ઞી' એ ઠીક છે, તથાપિ તે પણ યોગ્ય ભાસ્યો નહિ. પછી છેલ્લે ઘણી મેહેનતે સર વિલ્યમ મ્યુરે 'કૈસર-એ-હિંદ' એ પદ યોગ્ય છે એમ કહ્યું ને તે બીજા કરતાં વધારે યોગ્ય ભાસવાથી તે માન્ય રાખવામાં આવ્યું. 'કૈસર-એ-હિંદ' એટલે 'હિંદનો સિંહ;' વળી 'કૈસર-એ-હિંદ" એટલે 'હિંદનો સિઝર.' સીઝર એ રોમન રાજ્યમાં ઘણો સર્વોપરી સત્તાવાળો હતો ને તેપરથી એ નામ વધારે અનુકૂળ આવ્યું છે.

આ નવો ખીતાબ ધારણ કરતી વેળાએ આખા હિંદુસ્થાનમાં મોટો મીલાવડો કરવો ને રાણીશ્રીની વધેલી પદવી રાજારાણા તથા અમીર ઉમરાવને બતાવવી વધારે અગત્યનું હતું. એ સમે લોર્ડ લિટન એ મહારા-ણીશ્રીનો ભરતખંડનો પ્રતિનિધિ હતો. તેણે પ્રાચીન પ્રસિદ્ધ દિલ્હી-હસ્તિનાપુરમાં આ ખીતાબ લેવાની યોગ્ય જગ્યા પસંદ કરી. અસલના વારામાં જે જે મોટા સમર્થ રાજારાણાઓ હતા, તેમાં મુખ્યત્વે કરીને આર્ય-વંશના મહાપ્રતાપી યુધિષ્ઠિરે, તથા અર્વાચિનકાળમાં મુસલમાન મોગલ શાહનશાહે પણ એજ સ્થળને રાજનગર ગણ્યું છે તેથી એ જગ્યા વધારે યોગ્ય ઠરાવી. 'કૈસર-એ-હિંદ'ની પદવી લેવાનો દિવસ તા. ૧ લી જાનેવારી

૧૮૭૭નો ઠરાવ્યો. ભરતખંડના સર્વે રાજારાણાઓને ત્યા હાજર થવાના આમં-ત્રણ કીધાં,ને તેને માન આપીને તમામ રાજારાણાઓ દિલ્હીમાં હાજર થયા હતા. અમીરઉમરાવનો પણ ઠાઠ સારો જામ્યો હતો. ૧૦૧ હાથિઓના સમુદાયની હજૂર, અને હજારો રાણુરાજાઓ, જે પુરતા દબદબાથી ત્યાં, રાણીશ્રી, જેઓ અત્યાર પછી વધારે મોટી પદવીએ પહોંચવાનાં છે, ને તેઓ-નાથી શ્રેષ્ટ થયાં છે, તેને માન આપવાને પધાર્યા હતા તેની હજૂર, અત્યારસુધી રાણીશ્રીને ૩૧ તોપનું માન મળતું હતું, તેને બદલે હવેથી ૧૦૧ તોપનું માન મળે તે તોપોના ગડગડાટ વચ્ચે, એમપ્રેસ ઑફ્ ઈંડયાનો નવો ઢંઢેરો લોર્ડ લિટને ઉભા રહીને વાંચ્યો, ને પ્રજાએ તેને પ્રેમથી વધાવી લીધો. આ યાદગિરિમાં રાણીએ 'કમપેનિયન ઑફ્ ધી ઈંડયન એમપાયર' નામનો નવો ખીતાબ કાઢયો, ને તેથી ઘણાક કુલિન ગૃહસ્થોને તથા ત્રીજા વર્ગના રાજાઓને રંજિત કીધા.

આખા દેશમાં પણ આ અમૂલ્ય પ્રસંગે ઉજમ બતાવવામાં આ-વ્યો હતો. દરેક સ્થળે રોશની, આતસબાજી, ધર્મદાન કરવામાં આવ્યું હતું, ને ઘણાક રાજારાણાઓની પદવીપણ રાણીશ્રીની પદવી સાથે વધારવામાં આવી હતી. આખા દેશમાં આ વખતે જયજયકારનો પોકાર ઉઠી રહ્યો હતો, તે પ્રજાએ "કૈસરે હિંદ"ને પુષ્પથી વધાવી તેના દીર્ઘા-યુષ્યને માટે પ્રાર્થના કીધી હતી.

# પ્રકરણ ૧૫ મું

## જુબિલી-મહોત્સવાનંદ.

ભરતખંડના સુખ, શાંતિ, ઐશ્વર્ય, પ્રતાપ, સંપત્તિ આદિ પ્રસંગમાં રાણીશ્રીનું રાજ્ય સર્વ પ્રકારે ઉત્તમ નિવડયું છે ને તેમાં ત્રણ પ્રસંગો અવનવા બન્યા છે! એક ભરતખંડને સ્વશીતળ છત્ર નીચે લીધો (તા. ૧લી નવંબર ૧૮૫૮). બીજો પ્રસંગ ભરતખંડની સર્વોપરી રાજરાજેશ્વરી, કૈસર-એ-હિંદ એ પદને પામી.-નૃપતિમંડળને પોતાના સિંહાસન સન્મુખ નમન કરતા કીધા (તા. ૧લી જાનેવારી ૧૮૭૭); અને ત્રીજો મહદ્ભૂત પ્રસંગ ભરતખંડની જુબીલીનો હતો. (તા. ૧૬મી ફેબ્રુવારી ૧૮૮૭). જુબીલી એટલે ૫૦ વર્ષ સુધી સિંહાસનપર બિરાજીને અત્યંત ઐશ્વર્ય પ્રતાપથી રાજ્ય કરવું. એ મહિમાવંતો દિવસ તા. ૨૦ મી જૂનને સોમવારનો હતો, છતાં ભરતખંડમાં કેટલાક કારણસર તે દિવસ વેહેલો (૧૬મી ફેબ્રુવારી) ઉજવવામાં આવ્યો હતો, તેનું વર્ણન આ પ્રકરણમાં કરવામાં આવ્યું છે.

### ૧-ભરતખંડનું જુબીલી પ્રભાત.

"જુઓ! જુઓ! પ્રતાપી જનો, દિવ્ય પુરૂષો, મહિપતિઓ, કુલિન ગૃહસ્થો! જરા આ પ્રભાતના સૂર્ય તરફ જુઓ! આજે ભરતખંડમાં મહા આનંદનો દિવસ છે, અને તમે મંગળપાઠકો, વિદ્વજ્જનો, પંડિતો ને આચાર્યો, સાધુ ને સંતો, રાજા અને રાણાઓ, ગરીબ અનેશ્રીમંતો, બાળક અને વૃધ્ધો, સ્રી અને પુરૂષો જેનાં પ્રતાપવડે તમે શાંતિ સુખ ભોગવો છો,ને તમારો ધર્મ યથાર્થ પાળોછો, તે પ્રતાપિ દેવી **વિક્ટોરિયા**ની જુબીલીનો આજે મહિમાવંત દિવસ

છે તેને જુઓ!" આવો શબ્દ પોકાર કરતા કુદરતી પ્રતિહારોએ ભરતખંડના જુબીલી પ્રભાતનું નિમંત્રણ કીધું. બુધવારનો દિવસ અત્યંત મહિમાવંત ને અતિ ઉજળો હતો. ઠામ ઠામ ઠણુઠણાટ ને રણરણાટ થઇ રહ્યો હતો. નોબતો ગાજી રહી હતી, શરણાઇઓ ફુંકાઇ રહી હતી, દુંદભી નાદને રણકો જ્યાં ત્યાં થઈ રહ્યો હતો, કદલી સ્તંભો રોપાઇ રહ્યા હતા, દ્વારપતાકા ફરફર ઉડતી હતી, ને આસોપાલવના તોરણો ઘર ઘર બારણે લટકતાં હતાં. કલકતા, મુંબઈ ને આખું ભરતખંડ હલમલી રહ્યું હતું.

પુરૂષો ને સ્ત્રીઓ, બાળકો ને વૃધ્ધો સર્વે રાજ મહાલય-તખ્ત નજીક જવાને દોડાદોડી કરી રહ્યાં હતાં. નોબતો ગગડવા માંડી ને વાજીત્રો વાગવા માંડયાં. રાજમહાલય તરફ જતાં અનેક પ્રકારનો ગડબડાટ થઇ રહ્યો ને ધક્કાધક્કીમાં અનેક પ્રકારની પિડાથી પ્રજાજન પીડિત થવા લાગ્યું, પણ કોઇનો ઉત્સાહ નરમ પડયો નહિ. સ્ત્રીઓના નૂપુર શબ્દનો રણકો કાનને મનહર લાગવા લાગ્યો, પુરૂષોના ઉત્સાહ ઉમંગની દોડાદોડીથી અન્યોઅન્ય ચકિત થવા લાગ્યાં, સીપાઇઓની હારના દેખાવથી એક ભયંકર વજ્ર પુરૂષની પંક્તિનો ભાસ થતો હતો, ને તેની તરવાર ને નેજાઓના ચકચકાતથી સૂર્યને વધારે તેજસ્વી કરવા માંડયો. ગાડી ઘોડાઓની દોડાદોડી થઈ રહી ને વજ્રઘોષ જેવા અને પૃથ્વીને કંપાયમાન કરે તેવી દોડાદોડીથી ઠણુઠણાટ થઇ રહ્યો હતો. લોકના થોક હૃદયાનંદથી રાજમ્હેલ તરફ દોડતા જતા હતા; ને ઠામ ઠામ પોકાર પડી રહ્યો હતો કે "જય જય મહારાણી" "કૈસરેહિંદ-ચિરંજીવ રહો."

પ્રભાતમાંજ સર્વ ક્રિયા, રાજક્રમાનુસાર થનારી હતી. અત્રે કંઈ રાજ્યનો પુરોહિત ન્હોતો કે જે રાજાના ગુણો વર્ણવે, ને તેનું આગમન જણાવે. પણ અત્રે તાજના પ્રતિનિધિઓ હતા, તેઓના આગમન ટાંકણે જય જયકારના પોકારથી વધાવી લીધા. વડા પ્રતિનિધિ લોર્ડ ડફરીને એક

ઘણું સરસ ભાષણ, આ ટાંકણે કલકત્તામાં કીધું હતું. મુંબઇમાં લોર્ડ રેએ આ પ્રતાપી મંગળમય પ્રસંગે પ્રજાને ઘણી રંજિત કીધી હતી. કાંચનસમ ઝગઝગિત સિંહાસનપર વિરાજીને તેઓએ રાણીશ્રીને નામે સભામંડપમાં વિરાજીત થયેલા રાજાઓ, અમિર ઉમરાવો, ગૃહસ્થો, અને પ્રજા સમસ્તને જણાવ્યું, કે આ મંગળમય ટાંકણું અપૂર્વ છે, ને પોતાની પૂર્ણ પ્રતાપી ભક્તિમાન પ્રજા જે તે નામદાર રાણીશ્રીને પ્રીતિથી ચાહે છે તેની સમભાવના સાંભલી પોતાને કૃત કૃત્ય માનશે. તે પછી એકદમ રાજ્યધ્વજ હવામાં ઉડવા માંડયો, ને ઘર્ઘર ધ્વનિવાળું રણસીંગડું જોરમાં ફુંકાયું, કે તોપોના ઘરર કરતા અવાજો થયા, અને પ્રજાએ પોકાર કીધો કે "રાણીશ્રી બહુ કાળ જીવો;" ને તે ધ્વનિએ જાણે પાતાળના શેષને ડોલાવ્યો હોય અને આનંદે પૃથ્વી આંડોલન કરવા લાગી હોય તેમ થઇ રહ્યું; સર્વને અધિક ઉમંગી બનાવી દીધાં; જાણે ઐરાવત સત્કાર કરતો હોય, કે મહાદેવનો પોઠિયો હર્ષથી હુંકારા દેતો હોય તેમ થઇ રહ્યું.

બપોરના સર્વ સ્થળે પ્રાર્થના થઇ હતી, અને રાત્રિના રોશની તથા આતસબાજીઓ થઈ હતી. આ અમૂલ્ય પ્રસંગની યાદગારીમાં નહાનાં મોટાં ૨૨૧ સ્થળે જુદી જુદી યાદગારી રાખવામાં આવી છે, ને એ પ્રસંગને યોગ્ય પ્રજાનો હર્ષ કંઇ અપૂર્વ ને અલૌકિકજ હતો. પાંચ પાંચ દિવસ સુધી લોકોએ આ ઉજમાળો તેહેવાર પાળ્યો હતો, અને રાણીશ્રીને ઘણા ધન્યવાદના પત્રો મોકલવામાં આવ્યા હતા.

## ૨—કાવ્યસંગ્રહ.

આ અપૂર્વ પ્રસંગે કેવો આનંદ અને ઉજમ પ્રજાએ બતાવ્યો હતો તેને માટે નીચલાં કાવ્યો તેનું યથાર્થ ચિત્ર આપે છેઃ—

દોહરા.

અહો ધન્ય સુપ્રભાતને, ધન્ય ઉદય રવિ કાલ;
ધન્ય દિવસ ને દિનમણી, ધરણી મુદિત વિશાલ.
જય જય જુબિલી આજની,જય સુતિથી જયવાર;
જય સત્યાસી સનતણો, જય શોભ્યું દરબાર.
જય ઉત્તમ મહામાસને, કૃષ્ણ પક્ષ જય સાર;
જય આઠમ હરિ જન્મદિન, જય સુંદર સનવાર.
જય રાણી વિકટોરિયા, જય જીવન જય રાજ;
જુબિલી મહોત્સવને સમે, હરખ્યો સકળ સમાજ.
વસંત રૂતુ શોહામણી, ઉડે અબીલ ગુલાલ;
ગાયન ઉત્સવનું કરે, તરૂણ વૃદ્ધ ને બાલ.

પ્રભાતિયું.

ધન્ય આજ અનુપમ દિન, પ્રતિ ગૃહે દિવાળી;
વિક્ટોરિયા રાણી જુબિલી, પ્રેમ થકિ પાળી–ધન્ય.
દયાનિધિ દયાથકી, કરી ભાગ્યશાળી;
વર્ષ કર્યા પચાસ પૂર્ણ, રાજ વિઘ્ન ટાળી–ધન્ય.
મંગલમય દિવસ તિથિ, સોલ ફેબ્રૂવારી;
ગાન તાન બહુ ગવાયે, શોભા બની ભારી–ધન્ય.
દિનબંધુ કૃપાસિંધુ, આર્ય વિનતિ જાણી;
કુરચિરાયુ સામ્રાજીણિ, વિકટોરિયા રાણી–ધન્ય.

દોહરા.

શોભા દિવ્ય રૂડી બની, ભરતખંડ મોઝાર;
ગાન તાન વાજીત્રથી વર્ત્યો જય જયકાર.
બ્રિટિશ રાજ્ય ભૂમિ વિષે, આનંદ થયો અથાગ;
જય જય જન સૌ મુખ વદે,નવિન વસ્ત્ર ધરી પાઘ.
તોપ છૂટે ગંભિર બહુ, વજ્ર નાદ સમજોર;
ગિરિ કમ્પે થરથર થરર, સુણી ધર ધરનો સ્હોર.
હિમ નીલગિર સીમાચળો, શિખરે ઉડે નિશાન;
જય જય ઋલ બ્રિટાનિયા, ગર્જે મેઘસમાન.

ધજા પતાકા ફરફરે, લઇને મારૂત બાથ;
બ્રિટિશ ચિન્હ શોભા સજી, અશ્વ સિંહ પશુનાથ.
ગંગા ને ગોદાવરી, લ્હેર ઉમંગે લેય;
તાપિ યમુના નર્મદા, આશિશ પ્રેમે દેય.
દોડે જન મંડળ રૂડું, વસ્ત્રાદિક સજી સ્વેત;
દેવાળયમાં ભક્ત મળી, ગાયન કરે સુહેત.
કટક કવાયદ હર્ષથી, કરે ધરી શુભ વેશ;
અતિ આનંદ થઇ રહ્યો, કો દુખ નહિ લવ લેશ.

માલિની.

જુબિલિ પરવ આજે હર્ષ અત્યંત વાધે
સકળ જન સમાજે રાણિનૂં શ્રેય સાધે;
જય જય જય કીર્ત્તિ વર્ષ પૂરા પચાસે
કિધું અવિચળ દેવે રાજ્ય પૂરે પ્રકાશે.

રોલાવૃત.

જુબિલિ મહોત્સવ રૂડો, કિધો સહુએ મન આણી;
હર્ષથિ ગર્જે ગગન, થાય છે જય જય વાણી.
વિક્ટોરિયા યશવંત, જયતિ ભારત મહારાણી;
જય કોહિનૂર ધરી, જયતિ સુખની શુભ ખાણી.
તારિખ વિસમી જુન, સન સાડત્રીસ રૂડો;
તે દિન બેઠી તખત, હર્ષ હૈડે ધરી પૂરો.
સત્યાસીએ પૂર્ણું, થઇ જુબિલી જનં વ્હાલી;
ત્રણ રાજાઓ માંહી, તુને સર્વોપરી ભાળી.
હેત્રી જ્યોર્જ ને એડ્વર્ડ ઇંગ્લંડાધિપતી;
પૂરાં વર્ષ પચાસ, રાજ કીધું થૈ નૃપતી.
સહુ ભૂપતિમાં એક, બની ઉત્તમ છે રાણી;
શાંત શિતળ છે રાજ, વર્ણુંવિ ન શકે વાણી.
પ્રભૂકૃપાથી વધી, કીર્ત્તિ રૂડી ચહુદિશે;
વિજય વિજય શ્રીરંગ, જેથી જન મન બહુ હીસે.

દોહરા.

કરો ગાન સૌ પ્રેમથી, શૃંગારી નરનાર;
શોભા આજે બહુ બની, જન મન મોહિતકાર.

પદ–રાગ આશાવરી.

રે મૃદંગી વજાડો વજાડો, રે નોબતિયા ગજાવો ગજાવો;
તાલ દઇને સુરસને વધારો, દે વધાઈ ઋતુરાજ સુધારો.
કયાં છે ઢોલી રબાબી સીતારી, કયાં છે ગવૈયા ભવૈયા વિહારી;
કયાં છે ભાટ ચારણ નૃત્યકારી, કયાં છે નાટકના વેષધારી.
કયાં છે મૌલાબખશ બાજવૈયો, કયાં છે આજ ગોપાળો ગવૈયો;
કયાં છે પ્રભૂ પ્રાર્થનાની સમાજો, કયાં છે સ્વામીની આર્યસમાજો.
કરો સ્તુતિ કૈસરેહીંદ માટે, રાખો ચિરાયુ પ્રભુ વાટ ધાટે;
કરો ગાન રાગણીને જમાવી, મળો એકેક ગાઈ બજાવી.
કયાં છે બ્રાહ્મણ? શું ગયા છુપાઈ? ગાઇ શુભ શ્રુતિ દેજો વધાઇ;
કયાં ગઇ ભલિ સુંદરી નાચનારી? કહો તેને સજી સાજ ભારી.
લાગે કાનને જુબીલીજ પ્યારી, તેવું ગાય સારંગીની જારી;
રાગ ભૈરવભૈરવિ ટોડિ કાફી, યોગી મુલતાની સારંગ સારી:
ગૌરિ કાનહરો સિંધ બિહાગ, દેશપરજ કાલિંગડાદિ રાગ;
તાનમાન મળી રંગ ઝામે, કરો રંગ એવો ન બને દામે.
નાચે નાયકા વાળીને અંગ, તાથઇ તાથઇ કરે નૃત્ય સંગ;
લાસ્ય તાંડવના ભેદ ભાળો, શિવ નૃત્યને અત્રે નિહાળો.
માનને વફાદારી બતાવ્યા, મહદ્ભાગ્યે જુબિલિ દિન આવ્યા.

દોહરો.

મહાભાગ્ય મહારાણીનું, છે ભૂપતિ શિરતાજ;
સહુ હરખી આશિશ વદે, કુશળ રહો આ રાજ.

માલિની.

સરવ પિડ હરી લે રાણીની દેવ દેવા
કરગરિ તુજ પાસે પાહિ એ માંગુ મેવા
અમલ સરસ એનો સૂખને શાંતિ આપે
ઋષિમુનિ સઉ ઇચ્છે ઈશ દિર્ઘાયુ થાપે.

રોલાવૃત.

પ્રેમ શૌર્યના લાડ, આજ પૂરે એ માતા;
કરી નાશ લુટધાડ, લખ્યાતા લેખ વિધાતા.
અજાત શત્રુ એહ, નથી કોઈ બીજી રાણી;
બેઠી બ્રિટીશ તખત, સૌ કવિજને વખાણી.
મથ્યો સમુદર સ્હેજ, બ્રિટને કળા બળેથી;
જગમાં નિર્ભય ફરે, ચહૂદિશા પ્રબળ દળેથી.
ભરતખંડની માંહી, બાણ ગોળાની નાશક;
શાંત કરેછે રાજ, ભારતિ પડી છે આશક.
વજ્રછાતિના વીર, કિધા વશ સમય સહજમાં;
જીત્યા છે બહુ દેશ, નેણ તણીજ પળકમાં.
જેની કૃપા પ્રસાદિ, ચાહે છે સઘળાં દેશી;
તે રાણીની આજ, કરે જુબિલિ સ્તુતિ બેસી.
તેજ રૂપ અંબાર, દિપે દેવાંશી દેવી;
અંબાથી અતિ શ્રેષ્ટ, નથી આ જુગમાં એવી.
સંત કરેછ કલોલ, સંગ મૃગસિંહ ચરે છે;
હજાર વર્ષે આજ, ભરત માંહી વીચરે છે.
ધન્ય ધન્ય એ દિવસ, ધન્ય રાણી ઓ રૂડી;
દેતું કૃપા પ્રસાદ, ફેરવી જગમાં ડુંડી.
હરખે હિંદુસ્થાન, નાદ જય જયના ગાશે;
દે તું અચલિત દાન, જુગે જુગ જશ બહુ થાશે.

દોહરા.

થાશે જગમાં જશ બહુ હરખે હિંદુસ્થાન;
રામ યુધિષ્ટિર પંક્તિમાં નોધાશે તુંજ નામ.
ગાઓ જન સૌ પ્રેમશું રહો રાણીનું રાજ;
દિપો દ્દર દરબારમાં મહારાણી શિરતાજ.

પદ–રાગ આશાવરી.

અતિ સુંદર દરબાર શોભા, જોઈ આર્યોતણા મન લોભ્યાં;
દ્વારપર ઉડે તોરણ માલા, રંગ બેરંગી ને જરિવાળા.

સ્થંભ કદલીના થલથલ શોભે, દેખી પાન ફુલો મન લોભે;
ફરફર ફડકે ધ્વજા ને પતાકા, ચકચક ચળકે કલસદિન રાકા.
થઇ દેદિપ્યમાન દિવાળી, એવી રચના કદી નહી ભાળી;
નિરખી દિનકર ગગન સંતાયો, હિરાવર્ણનો રંગ ઢંકાયો.
ધન્ય રાણી ઈમ્પ્રેસ પ્રમાણી, ધન્ય શોભા કવિજને વખાણી;
વાજે ભેરી વાજા સરણાઈ, જય રાણી ઉત્સવમાં ગવાઇ.
રૂલ બ્રિટનિયા રૂલ ઓવર ઇંડયા, જય ગાવાને સહુ જન મંડયા;
રૂલ બ્રિટનિયાનો વાધ્યો રંગ, તાલ સંગ વાગે મોરચંગ.
તાજ તારાની કલગી ઝલકી, નૃપ બીજાની શોભા હલકી.

દોહરો.

તુજ આગળ શોભા ઘટી, અન્ય નૃપોની આજ;
વાધ્યો સુજશ પ્રતાપ તુજ, લાગી સૌને લાજ.

વસંતતિલકા.

દેજે પ્રભૂ તન મને અતિપ્રેમ આણી;
આયુષ્ય લાંબુ વિકટૉરિય પૂજ્ય રાણી;
સંતાન સુ:ખ ધન કીર્ત્તિ દિયોજ સારી;
નાંનાં પ્રકાર વિઘનો સઘળાં નિવારી.
એ છે અમારિ પુજનીક વહાલિ દેવી;
દેખે ન અન્ય દુખદાયક વસ્તુ કેવી;
માહાપ્રભૂ કર કૃપા, વર સઘ આલો;
બ્રિટ્ટનો વિહારિ વિજયી વિમળા નિહાળો.

દોહરા.

રિદ્ધિ બુદ્ધિ સમૃદ્ધિ દે, કર કલ્યાણી કૃપાળ;
કમળાક્ષિ કમળાસની, રહે સદૈવ ખુશાળ.
"ગુજરાતી" વિનતિ કરે, ધરીને અતી ઉમંગ;
જય જય જય વિકટોરિયા, સૌને આવ્યો રંગ.

# સમાપ્તિ.

એ પ્રમાણે આ ચરિત્રની વ્યવસ્થા છે-ઇંગ્લંડમાં જ્યુબીલી પ્રસંગે ભરતખંડના ૮ રાજા રાણીઓ રાણીશ્રીને અભિવંદન દેવાગયા છે: મહારાજા હોલકર, જોધપુરના રાજાના ભાઈ સર પ્રતાપસીંગ કે. સી. એસ. આઇ.; કચ્છના રાવશ્રી ખેંગારજી, કુચબિહારના મહારાજા ને મહારાણી, લીમડીના ઠાકોર જશવંતસીંગજી, મોરબીના ઠાકોર વાઘજી ને મહારાજા ગાયકવાડના ભાઇ શ્રીમત્ સંપતરાવ; તેમજ બીજા પુષ્કળ લોકો.-ઇંગ્લંડનો ઠાઠ અલૌકીક હતો. વર્તમાનકાળમાં રાણીશ્રીના ચરિત્ર સંબંધી મારી આશા એટલીજ છે કે તે ગુજરાતી ભાષામાં જય શ્રીરંગ દર્શાવિ ઝળાંઝળાં રાજભક્તિનો વાસ પ્રજામાં કરે-અને તે પરમાત્મા કેશવ ભગવાન્ ઇહલોક ને પરલોક સર્વત્ર શાંતિ પ્રવર્તાવે-એ ઇચ્છા પૂર્ણ કરનાર તે મહાત્મા પૂર્ણ સ્વતંત્ર, ભક્તના લાડકોડ પુરા પાડનાર ને પરમ્ ઉદાર છે.

**શાંતિ રસમાં મગ્નમસ્ત, પ્રભૂ સર્વને રાખે.**